

'નરસિંહ મહેતા એવૉર્ડ' અર્પણ સમારંભમાં ડાબેથી ચંદ્રકાન્ત શેઠ, રઘુવીર ચૌધરી, ભોળાભાઈ પટેલ, મોરારી બાપુ, પુરસ્કૃત કવિ રાજેન્દ્ર શાહ, સુરેશ દલાલ, મનોજ ખંડેરિયા અને અન્ય

# પલકારા □ લાભશંકર ઠાકર

(૧)
અંધકારના દરવાજા છે
છે પ્રકાશનાં તાળાં
કિલ્લા છે
છે તીર-કામઠાં-બંદૂક
ચુપકીદી ઓઢી
ઊભો છે
બાકોરામાં ભય.
આંખમાં
અરવ અરવ છે
પલકારાનો
લય

(૨)
સૂકી સૂકી ડાળ છે
નથી ટીપું જળ.
પલકારા તાકી રહે
પત્ર-પુષ્પ-ફળ

(૩)
અર્થાતીત ભાષામાં
પલકારા
વિરામ કલ્પી
મરણોન્મુખ
ઘસડાય.

(૪)
પલકારા
દૃશ્ય જાળમાં
મૃત અર્થને
ચીલઝડપથી
પકડે.

(૫)
ઊંઘના અવડ ભૂગર્ભમાં
પલકારા
સપનાને
હીંચોળે.

(૬)
લક્ષ્યવેધમાં
વીંધાય
દૃષ્ટા.
પલકારા
છિન્ન
પાંખશા
થંભ થયેલા
આશા જળમાં
ખરે.

(૭)
સ્લો મોશનમાં
પરંપરા ઘસડાય
ફ્લિક ફ્લિક કીડીઓ
અજબ ગજબ
ખેં-ચી ખેં-ચીને
ક્યાં લઈ
ઢસડી જાય ?

(૮)
પલકારાની
અર્થજોડ અર્થતોડ
ભાષામાં
અવળ સવળ
પાસાની
દિલચસ્પ
આશામાં
what is
more real
than
nothing ?

(૯)
મટમેલી ભાષામાં
પલકારા
શોધે દેખાડે
અલખ નિરંજન
ને
હલકારા સાથે
પલકારા
અલખ નિરંજન ખાલીપાને
ગાય !

□

**તરસ ▢ ઉર્વશી મનુપ્રસાદ પંડ્યા**

જોજનો દૂરથી આવતા આ સુરખાબ કેટલા વ્યગ્ર છે !
જાણે આખેઆખા સરોવરને આવતી મોસમ લગી
તરસમાં લપેટી લઈ જવાના હોય પોતાને પ્રદેશ એવા એ
વ્યાકુળ અને અધીર.

આછી ગુલાબી - સફેદ પાંખમાંથી નિરંતન ઉડાણે
ખેરવી લીધાં છે પીછાં,
ને
રહ્યાં-સહ્યાં પીછાં પણ તાપમાં બળી રાતાંચોળ
એમના સોહામણા શરીરના બદલાયેલા રાતા રૂપમાંથી
ટપકતી રહે ચિરકાળની તરસ.
ભોળાં પંખી સરોવરમાં પલાળે પાંખ, ચાંચ, પેટ અને ગરદન,
ડુબાડી દે આખેઆખી જાત તોય કોરાના કોરા.
એકીશ્વાસે એક ઘૂંટડામાં જાણે અમાપ જળરાશિને
પી લેવાના હોય એવો એમનો
વલવલાટ.
પણ
ઋતુ બદલાતાં જ એ ચાલ્યા જાય છે પાણીથી દૂર - ઘણે દૂર
ફરી વાર કાળઝાળ તરસની શોધમાં.
ગળે સોસ પડે, ડૂમો બાઝે, શરીર કંતાય તે કાળે
પાણી શોધવાની અને
પાણી પામી એમાં ગરક થઈ ફરી સૂકા દેશ ભણી
ઊડવાની પોતાની કઠણ નિયતિ નમણાં સુરખાબ
ઘડે છે જાતે જ.
જેથી એ ચાહી શકે, પામી શકે પાણીને
દરફેરે ભરપૂર.
લાંબા સમયપટ અને અફાટ આકાશને નાજુક પાંખ વડે
હંફાવતા હઠીલા સુરખાબ.
પાણી કરતાંય વધુ તરસ્યા છે
પાણી ભણી નિતાંત યાત્રા કરાવનારી
તેમની ઘેલી તરસના.

▢

## ‘રખે જાતાં ભૂલી’ (શિખરિણી) ▫ હરિહર જોશી

ફરી ઓચિંતી કૈં મધુર વચની યાદ પમરી
પટારો ખોલ્યો જ્યાં, મલકી નકશી કાષ્ટ પરની,
ઘણાં વર્ષો પાછી - નજર ચડતી કૈંક જણસો :
જડયાં ચશ્માં જૂનાં, કુમકુમ ડબી ને અતરની,
રહી ઝૂરી શીશી હળુ પ્રસરતી કૈંક ખુશ્બૂ
જિવાયાં વર્ષોની- ઉલટભર હું જોઈ વળતો,
પડયાં પત્રો પીળાં, ત્વરિત ઝબકયો જોઈ હસતું,
પુરા પ્રેમે ગૂંથ્યું હજી પમરતું પુષ્પ નમણું

વહી ચાલ્યાં ધીમે વરસ દસ કે બાર હળવે,
સખી આવી’તી કૈં સજલ નયને ફૂલ લઈને,
‘રખે જાતાં ભૂલી’ ! હળુ ઉચરતી ‘પ્રિય અવ ના,
મળાશે મારાથી ! સપનવનમાં રોજ મળશું’
અહો ! વિત્યાં કેવાં રજની, દિન ને વર્ષ પલમાં !
ઉરે ગોરંભાયું ડૂસકું ડૂબતું અશ્રુજલમાં !

▫

## ગઝલ જેવું ▫ જયંત પાઠક

શકલમાં જોયું ઝીણું તો જણાયું કંઈ સકલ જેવું;
દીઠું રણને બપોરી ઝાળમાં ઝલમલ સજલ જેવું.
નરી આંખે જુઓ તો લાગતું ખીલ્યા કમળ જેવું;
ભ્રમર થૈ મંડરાયા તો સુગંધોના વમળ જેવું !
તમે આવ્યાં, ગયાં-ઘટના હતી કે કૈંક છળ જેવું ?!
કથાના વૃક્ષને આકાશના લાગેલ ફળ જેવું !
તમે માનો ન માનો, હોય છે એકાદ પળ જેવું
સમયમાં આફુડું ઊકલી જતું ત્યારે અકળ જેવું.
તમે લાવ્યા ખરા અંતે કરીને કંઈ ગઝલ જેવું :
સખળ જેવુંક થોડું ને વળી થોડું ડખળ જેવું !

▫

# આયુષ્યના અવશેષે ▫ રાજેન્દ્ર શાહ

## ઘર ભણી

ખખડ થતી ને ખોડંગાતી જતી ડમણી જૂની
વિજન પથને ચીલે ચીલે તમિસ્ત્ર મહીં ઘન.
સ્વપ્નમધુરી નિદ્રાનું તે દગો મહીં અંજન
ભરતી ઘૂઘરી ધોરી કેરી મીઠા રણકારથી.

ચરમ પ્રહરે ઠંડી ધીમા સમીર મહીં ભળી
સ્મૃતિદુઃખ મને વ્યાપે તેવી બધે પ્રસરી રહી.
લઘુક દીવડે સૂતી સીમા બધી બનતી લહી
સજગ, તમ-ને ઓઢી પાછું જતી પડખું ફરી.

પથતરુ તણા નીડે પંખી કયહીં ફરકે અને
કદીક અથવા તારો કોઈ ખરે, બસ એટલું
કળિત બનતું, ત્યાંયે ઊંડા મને કરણો સહુ
કણકણની આ માટી કેરી કથા નીરખી રહે.

જનમસ્થલની ઝાંખી આયુષ્યની અવધે કરું,
ભર્યું જવ હતું તેની યાદે સૂને ઘર સંચરું.

## પ્રવેશ

ભર્યું ઘર હતું તેના સૂના રજોમય પ્રાંગણે
લઘુક ગઠડી મૂકી આયુષ્યના અવશેષની,
ત્યહીં ધૂમસથી છાયેલા તે વિષણ્ણ ઉજેશની
ટશર ગગને લાગી; જાગી દિશા અનુકંપને.

ખબર પૂછતાં મોટેરાં જે જીવંત રહ્યાં જૂજ,
નજર કરી લૈ કામે લાગી જતી વહુવારુઓ,
કુતૂહલ થકી પ્રેર્યાં આવી વળ્યાં કંઈ બાળકો,
ક્ષણ ભસી પછી શ્વાને સૂંઘી લીધાં ચરણો મુજ,.

મુખથી ઊઘડયાં તાળાં દ્વારે કર્યું જરી ક્રંદન.
અચલ સ્થિતિમાં ગાત્રો જેનાં જડાઈ ગયાં હતાં;
ભીતર થકી ત્યાં ભીની વાસી હવા તક લાધતાં
ધસી રહી શી ! કો પ્રેતે જાણે લહ્યું નિજ મોચન.

ઘર મહીં જતાં અંધારાએ ઘડી લીધ આવરી,
કિરણપરશે જૂનાં પાત્રો વળી નીરખ્યાં ફરી.

### સ્વજનોની સ્મૃતિ

જીરણ થઈને ભીંતે ઝૂકી ઊભો હજી ખાટ આ,
રજની નમતાં જે ઢાળીને પિતાજી પુરાણની
જીવનબળને દેતી કે'તા કથા રસની ભરી.
પુર ઘરસમું હેતે મ્હોર્યું હતું પરસાળમાં.

મુખ મરકતું માનું જેના સ્વરે ઘર ગૂંજતું,
નિતનિત વલોણાનાં એનાં અમી ઘરતી હતી.
સુરભિ હતી, જયાં સૌની વાંછા સદા ફળતી હતી.
અવ અહીં ઝૂલે ખાલી સીકું, વિના દધિ ઝૂરતું.

અહીં ઉપરની મેડી જોને કશી વલખી રહી !
પ્રિય ! ઊછળતાં બે હૈયાંનો થયો અહીં સંગમ.
અહીં પૂનમની રાતે મોજે ચડયાં ભરતી સમ !
ગગન ઝીલતી જાળી જાળાં થકી અવ આંધળી.

ગિરિસર સમું હંસોનો જે કલધ્વનિ રેલતું,
તમરું પણ ત્યાં આજે મૂંગી વ્યથાથી ન બોલતું.

### પરિવર્તન

શિશુહૃદયના ઉલ્લાસે ઘ્યાં ઊભી ઝરૂખા કને
ઈહ નીરખતો ચીલો, બંકી-ઘરી ગતિ દષ્ટિમાં
ક્ષણક્ષણ રમી સંતાતો ને અનંતન સૃષ્ટિમાં
ભ્રમણ અરથે જાતો, પૂંઠે વિમુગ્ધ મૂકી મને :

તલસતું હતું હૈયું કેવું સુદૂર અગમ્યને
પથ વિહરવા કાજે ! જેની અપૂર્ણ કથા તણા
ધૂમસ પર અંકાતી મારી સુરંગીન કલ્પના;
નિજ રચિત, આનંદે જોતાં દંગો, ભવિતવ્યને.

હજીય ઝરૂખો એનો એ, હું, અને વળી પંથ આ,
પણ અવ અહીં આવી ઘેરી વળે ગતની સ્મૃતિ.
બીન મૂક થયું તોયે એની સુણી રહું ઝંકૃતિ.
વિવિધ સમયે છેડયા તે સૌ મળે સ્વર વૃંદમાં.

સરલ મનનાં ચાંચલ્યોનાં હવે નહિ ક્રીડન;
અવ હૃદયના શૂન્યે લાધ્યું પ્રશાન્ત નિમજ્જન.

જીવનવિલય

અવ હૃદયના શૂન્યે પામી રહ્યો, લહું છું લય.
અહીં નહિ હવે સંકલ્પો ને નહીં કંઈ વૃત્તિયે,
તદપિ મુજ કર્મોની પેલી પ્રફુલ્લિત સૃષ્ટિ તે
ચહુદિશ થકી ગર્જે આદ્યંત જીવનનો જય.

શબદ ઊપન્યો તેવો જો કે શમે, પણ એહના
અસીમિત જગે વ્યાપી રે' છે અનંત પ્રતિધ્વનિ.
નહિવત્ બની રે'તું માટી મહીં, પણ બીજની
તરુવર તણાં પર્ણે કેવી રમે શત એષણા !

જીવનનું જરા આઘે રૈ'ને કરું અહીં દર્શન.
ઊગમ નહિ વા ન્યાળું કોના ય તે વળી અંતને;
રૂપની રમણા માંહી કોઈ ચિરંતન તત્ત્વને
નીરખું, નિજ આનંદે રે'તું ધરી પરિવર્તન.

ગહન નિધિ હું, મોજુંયે હું, વળી ઘનવર્ષણ;
અભિનવ સ્વરૂપે પામું હું સદૈવ વિસર્જન.

('ધ્વનિ'માંથી)

❑

## ❑ લલિત ત્રિવેદી

બહુ જ અંગત વાત આ દેખાય છે તેવી નથી
એક જણની રાત આ દેખાય છે તેવી નથી

છેવટે તો હાથમાં ગજરો સુકાતો હોય છે
સાંજની શરૂઆત આ દેખાય છે તેવી નથી

ઊખડે છે પડ કદી તો અશ્મિઓ દેખાય છે
ટેરવે રળિયાત આ દેખાય છે તેવી નથી

છે બહુ લાવણ્યમય શરૂઆત કોઈ ભેદની
ઓસની રજૂઆત આ દેખાય છે તેવી નથી

સાંજ પડતાં કેમ એ પાછો ફરે છે ઘર તરફ ?
કેમ એની વાત આ દેખાય છે તેવી નથી ?

ઊંડા ભમ્મર પાંણીમાં મોતી જ ચળકે તે પછી
ધ્યાન ધર કે જાત આ દેખાય છે તેવી નથી

કેટલાં સપનાં અને ઘટનાઓનો ઇતિહાસ છે !
આપણી નિરાંત આ દેખાય છે તેવી નથી.

સૂસવાટા હો કવનના કે ખૂણાની જ્યોત હો
ક્યાં ખૂલે છે રાત આ દેખાય છે તેવી નથી.

❑

## રિએક્શન ❑ ફિલિપ ક્લાર્ક

એક કવિ
એરકન્ડિશન્ડ
રૂમમાં બેસીને
કરી રહ્યો છે
કવિતા ઉનાળાની

❑

## નીકળવું છે ▫ હરજીવન દાફડા

વારા ફરતી વારામાંથી નીકળવું છે,
મારે આ જન્મારામાંથી નીકળવું છે.

જન્મોથી હું એની અંદર જકડાયો છું,
ઈચ્છાઓના ભારામાંથી નીકળવું છે.

તેથી સઘળું જગના ચરણે અર્પણ કીધું,
મારે તારા-મારામાંથી નીકળવું છે.

કાયમ શાને જન્મ-મરણના ભયમાં રહેવું ?
સંસારી આ ધારામાંથી નીકળવું છે.

અજવાળાના સ્વામી થોડો ટેકો કરજો,
ભીતરના અંધારામાંથી નીકળવું છે.

▫

## ...ત્યાં આવું ▫ ભરત વિંઝુડા

સાદ પાડી તને હું બોલાવું
એટલી ક્યાંથી દૂરતા લાવું ?

બેઉનું એક હોય સરનામું
તું અહીં આવ કે હું ત્યાં આવું !

આ હથેળી ઉપરથી વાંચી દે
કઈ દિશામાં હું હાથ લંબાવું ?

એક વ્યક્તિ હવે નદી થઈ ગઈ
માર્ગમાં એને કેમ અટકાવું ?

તારી સમજણની હદમાં ઊભો છું.
હું તને શું નવીન સમજાવું ?

▫

## ગઝલ ❑ હરિકૃષ્ણ પાઠક

ભલભલાનેય એ ભુલાવે છે,
ને બધું મૌજથી ચલાવે છે.

આંખમાં આંખ પ્રોઈને ભાળે-
કંઈ ન પૂછે ને તોય તાવે છે.

કોઈનીયે નથી પડી એને-
કોઈ જાવે તો કોઈ આવે છે.

કોઈ સમજે ન બોલવું એનું;
વાત કંઈ એવી એ મલાવે છે.

ક્યાંક જો મળે તો ઓળખી લેજો-
હાથ ક્યારેક એ હલાવે છે.

❑

## માંડવો મ્હેકે છે ❑ હર્ષદ ચંદારાણા

દોડીને લ્હેરખી લાવી વધાઈ કે માંડવો મ્હેકે છે
ટોડલે ને ઉંબરે પણ સાંજીને ગાઈ કે માંડવો મ્હેકે છે

ઓસરીએ વેલે નમી, સામે ધરી કે માંડવો મ્હેકે છે
ઝાકળથી નામ લખ્યાં પાનની કંકોતરી કે માંડવો મ્હેકે છે

ખોરડાનાં વાંસુની વાગી શરણાઈ કે માંડવો મ્હેકે છે
મોભે ચડી વેળાએ ખંજરી બજાઈ કે માંડવો મ્હેકે છે

હૈડાનો ઢોલ ને લોહી થયું દાંડી કે માંડવો મ્હેકે છે
હરખનો મોલ થયો સાતસાત ખાંડી કે માંડવો મ્હેકે છે

ફૂલ જેવા ઘરમાં ઘૂસી હાથ ઝાલ્યો કે માંડવો મ્હેકે છે
પવનડો સુગંધ ઊંચકીને ચાલ્યો કે માંડવો મ્હેકે છે

❑

## વિસર્જન-સર્જન ▢ જયંત પાઠક

હવે ઝાંખું ઝાંખું પડતું અજવાળું દગતણું;
ન પાસેનું પૂરું દીસતું, પછી શી વાત દૂરની ?
અવાજોનો મૌને વિલય, શ્રુતિ શી સાત સૂરની ?
ન સ્પર્શોની અંગે પુલક લહું, ના સૌરભપણું
હવે ઘ્રાણે. ધીમે બહિર જગ શૂન્યે સરકતું;
દીવાલો દીવાલો ચહુદિશ- થતું આભ અછતું.

મળ્યાં પાંચે ભૂતોતણી સરજી અસ્તિત્વઘટના
હવે ધીરે ધીરે નિજની રહી પામી વિઘટના;
બધું પૃથ્વીતત્ત્વે, ક્રમશ : લહું પાછું ભળતું;
અનાદિ તે મૂળે ગહન, સઘળું રૂપ ગળતું.
હવે આકારો સૌ અરૂપવિષયે ઑગળી રહ્યા
બધાં દ્રવ્યો છાંડી નિજ ગુણ, મટોડી અસલ થ્યા.

હવે માટી માટી ભીની ભીની શકે ગર્ભવતી, હું;
- કશી ઊંડે ઊંડે સળવળ થતી બીજની લહું !

▢

## નવોઢા ▢ યોગેશ પંડ્યા

સખી, રાત ધીરે ધીરે જુવાન બની જાય
જાણે મણઝરતી આંખમાંથી સૉંય સૉંય કરતું રે એવું અંધારું
એ ઘટ્ટ ઘટ્ટ અંધારે મખમલિયો ડંખ મને ઓચિંતો એવો તો કયાંક ડસી જાય...
સખી રાત ધીરે ધીરે જુવાન બની જાય.....

અંગ અંગ, રોમરોમ, આરપાર ઝામણનાં દરિયે તણાઇ જાઉં એમ,
સાનભાન ખોવાતું જાય પછી હું જ મને સાચવીને રાખી શકું કેમ ?
દૂંટી સુધી તે કૈંક પીધાનો કેફ મારી રગરગમાં આડઝૂડ એમ ચડી જાય...

ઠેલાતો જાય મારી પતલી રે કેડ્યનાં હેલ્લારે રેશમિયો ભાર,
તોય એની મહુવરમાં ઉભરાતા દરિયા'ને ભરતીનો આવે નહીં માર.
ભરતીને ભાવથી નોખી કરી તો આખા દરિયામાં એક ઊભી તડ પડી જાય...
સખી રાત ધીરે ધીરે....

▢

### ▫ વિનોદ ગાંધી

તોળ્યું તો તરણાના જેવું માપ્યું તો છે માટી,
ઊંડો ઊંડો દરિયો એની છીછરી કેમ સપાટી ?

તાણીતોસી તારણ કાઢ્યું
એનો શો વિશ્વાસ ?
માખણ નીચે ઠરી રહ્યું ને
ઉપર તરતી છાસ,
પાંદડીઓને ઉપર મૂકી નીચે સુગંધ દાટી,
ઊંડોઊંડો દરિયો એની છીછરી કેમ સપાટી ?
ઉપર પાકું, ભીતર કાચું
એમાં શું ટકવાનું ?
સ્વયમ્ ન પ્રગટે એ જ્યોતે
ના અંધારું ઘટવાનું,
ઊંડા પર્વત, ઊંચી ખીણો, વચ્ચે સીધી ઘાટી,
ઊંડોઊંડો દરિયો એની છીછરી કેમ સપાટી ?

▫

### પ્રધાન મંત્રીશ્રીનું લાલ કિલ્લા પરનું ભાષણ સાંભળતાં મળેલું ગીત ▫ સંદીપ ભાટિયા

બહેરાઓના ગામે પડતી બૂમ- જાગતા રહો
સપનાં ચોરાઇ જાશે લૂમેલૂમ- જાગતા રહો

સન્નાટાની ભરી બજારે નીંદર ચલણી નાણું
જનગણ ઘર્રઘર્ર ઘોરે સુડતાળીસથી નવ્વાણું

તાળાં છે ચોમેર ને ભીંતો ગુમ - જાગતા રહો
સપનાં ચોરાઇ જાશે લૂમેલૂમ જાગતા રહો

ખેતરની મોલાતમાં કાણાં, ભગદાળાં ને છીંડાં
શેઠ દલા તરવાડી ગણતા મીંડાં ઉપર મીંડાં

શ્વાન સૂતા ચૂપચાપ ને ભસતી દૂમ - જાગતા રહો
સપનાં ચોરાઇ જાશે લૂમેલૂમ- જાગતા રહો

▫

## કાચી રે છાતીનું શાને જીવવું ? ◻ રતિલાલ સથવારા

વેરનાં વરસે છે વાદળાં,
વરસે ઈર્ષ્યાની આગ;
લોહીનો તરસ્યો રે માનવ આખરે,
ઉજાડ્યા કોઈના બાગ;
કાચી રે છાતીનું શાને જીવવું ?

કોઈને ભરોસો નથી કોઈમાં,
લોભે લક્ષણ જાય;
સંભળાતું ગાણું કૂડા રાગનું,
ઠરિયા અજંપાના ચાય;
કાચી રે છાતીનું શાને જીવવું ?

આપણું અવનિમાં કંઈ નથી,
ભાંગવી માયાની ભૂખ;
સાચી મૂડી સાચા સ્નેહની,
સાથે સહેવાં દુઃખ;
કાચી રે છાતીનું શાને જીવવું ?

◻

## ક્ષેમ ◻ મદનકુમાર અંજારિયા 'ખ્વાબ'

વૈજ્ઞાનિક કહે છે-
હું વિજ્ઞાનનો માણસ છું.
ખેલાડી કહે છે-
હું ખેલકૂદનો માણસ છું.
વગેરે....
પણ કવિ
એવું કંઈ નથી કહેતો.
કેમકે તે
કવિતાનો માણસ નથી;
માણસની કવિતા છે.

◻

## લીલી લીલી વયમાં ❑ લાલજી કાનપરિયા

લીલી લીલી વયમાં અમને વાગ્યો ભીનો છાંટો રે
આસપાસ ઘેરીને ઊભો આકળવિકળ સન્નાટો રે.

રંગોના દરિયાઓ આવી ફળિયા વચ્ચે બૂડયા જી
ડાળીથી છટકેલાં ફૂલો પતંગિયાં થૈ ઊડયાં જી.

અમે ચૂર નશામાં અમને ખળખળ ઝરણાં છાંટો રે
લીલી લીલી વયમાં અમને વાગ્યો ભીનો છાંટો રે

સૂના સૂના ઓરડિયામાં અઢળક ઊગ્યા ઉજાગરા
નજરું વચ્ચે રોપી દીધા અજંપાના ધજાગરા !

આરપાર ઊતરી ગયો છે અણિયાળો એક કાંટો રે
લીલી લીલી વયમાં અમને વાગ્યો ભીનો કાંટો રે.

મેઘધનુની કેડી માથે સાતેય પગલાં પાડી બેઠાં
છીંડું ખોળી છાનામાના વાદળિયા ખેતરમાં પેઠાં

પડી ગયો સરિયામ રસ્તાથી અલગ એક ફાંટો રે
લીલી લીલી વયમાં અમને વાગ્યો ભીનો છાંટો રે.

❑

## ગીત ❑ રજની મહેતા

હવે કાંઇ કશું નહીં મારું
જયાં જુઓ ત્યાં વહે વાજીંતર,
એકધારું, એક તારું.

સૂર ભલે હોય જુદા પણ તાર બધાયે તારા
આંખો સામે અણદીઠા પણ વહી રહે વણઝારા
સાગર હોય કે હોય સરોવર : જળ નહીં મીઠું : ખારું

એક બાગમાં ફૂલ જુદા ને રંગ જુદા
પણ મારો પરિમલ સાથે નાતો
હું મારામાં અકબંધ એવો, પણ ક્યાંય નથી સમાતો
અગમનિગમની નથી ગતાગમ : કેવળ તને હું ધારું

❑

▫ વિપિન પરીખ

## વૃદ્ધ

ક્યારેક આ સૂર્ય પણ
ક્ષિતિજે પહોંચતાં પહોંચતાં થાકી જતો હશે.
'હવે મારું કોણ ?' એ વિચારે
તેને એકાકીપણું લાગતું હશે.
એને પણ એકાકીપણું સાલતું હશે વિદાય વેળાએ
"આ ચંદ્ર, તારા, ગ્રહો, નક્ષત્રો
બધાનું કેટકેટલું કર્યું ?
આજે કોઈને મારી જરૂર નથી !
બધા મોં ફેરવી ગયા છે.'
એમ વિચારતા તેને પણ
હતાશા અંધકારની જેમ ધીરેધીરે ઘેરી વળતી હશે.
પણ તો પછી
આમ એકલા એકલા કણસ્યા કરતા
એ વૃદ્ધાશ્રમમાં કેમ દાખલ નથી થઈ જતો ?

## હમણાં હમણાં

આમ તો કેટકેટલા ફોન કરું છું તને રોજરોજ !
આજે ફોન કર્યો ને સામેથી કોઈએ પૂછ્યું,
"HELLO, Whom, do you want ?
ત્યારે માનજો તારું નામ કેમેય યાદ જ ન આવે !
અસ્તિત્વ સાથે જોડાયેલું એક નામ
હોઠ ઉપર આવતાં યુગો લાગે ?
મારી આંખ સ્હેજ ભીની થઈ.
હમણાં હમણાં ક્યારેક આવું બને છે !

કશુંક લેવા માટે
એક ઓરડામાંથી બીજા ઓરડામાં જાઉં છું.
ત્યાં પહોંચું ને
'હું અહીં શા માટે ને શું લેવા આવ્યો ?'
વિમાસણમાં પડી જાઉં છું.
ખાલી હાથે પાછો ફરું છું.
હમણાં હમણાં ક્યારેક આવું બને છે !

અંધેરીની ટિકિટ લઇ હું ટ્રેનમાં બેસું છું.
લોકોની ચડઊતર વચ્ચે
કેટકેટલાં સ્ટેશન પસાર થઇ જાય છે
સ્ટેશને ઊતરું ત્યારે ખબર પડે :
હું અંધેરી નહીં બોરીવલી ઊતર્યો છું.
સ્મૃતિ ફંફોસું છું.
ઝોકું તો નહોતું આવ્યું,
ક્યાં જવું હતું મારે ને ક્યાં આવી પહોંચ્યો !
ગભરાયેલો, પરસેવાથી રેબઝેબ થઇ જાઉં છું.
હમણાં હમણાં ક્યારેક આવું થઇ જાય છે !

## પૂર

હંમેશા સાથે ને સાથે જ વહેતા ને
એકમેકથી એક પળ પણ અળગા ન થતા
કાષ્ઠના બે ટૂકડા ક્યારેક
એકબીજાથી કેટલા દૂર નીકળી જાય છે ?
જાણે પહેલાં કોઇ પરિચય જ નહોતો !
પણ
નદીને કોઇ એક ક્ષણે
બધું યાદ આવી જાય છે ને
તેના બેઉ કાંઠા
આંસુથી ઊભરાઇ જાય છે.



## તારા વિના □ મહેશ દવે

તારા વિના રાત વીતી ને સૂનું આ પરભાત
ફૂલફૂલ પર ઝીણોઝીણો ઝાકળનો અવસાદ

તારા વિના શ્વાસ શ્વાસ, પણ નહીં શ્વાસમાં જીવ
ઘૂઘવતા દરિયાની પાસે ખાલી મારી છીપ

તારા વિના વાણી, શબ્દો, લાગે સઘળું વ્યર્થ
તું આવે તો મર્મ જડે ને બોલ્યાનો કંઇ અર્થ

તારા વિના ઘૂમટો તાણી ચૂપ થઇ છે વાણી
ઘૂંઘટ ખોલી ચૂમી લેને એને તું અણજાણી



## નામ તમારું લખો ◻ લાલજી કાનપરિયા

આ લેણદેણના સંબંધોની જર્જર છે ખાતાવહી લ્યો, નામ તમારું લખો
જમા પક્ષમાં તમે છો ને ઉધારમાં છે મારી સહી લ્યો, નામ તમારું લખો.

ચૈતર વાયા વાયરા ને વૈશાખે લૂ વરસી વ્હાલમ! વૈશાખે લૂ વરસી
ઊંડા જળમાં એક માછલી રૂંવે રૂંવે તરસી વ્હાલમ! રૂંવે રૂંવે તરસી!

અમે વાત દરિયાની સમજ્યા, તમે અસલમાં રણની કહી લ્યો, નામ તમારું લખો
આ લેણદેણના સંબંધોની જર્જર છે ખાતાવહી લ્યો, નામ તમારું લખો.

આ લાગણીઓનું હિજરાવું, આ ઇચ્છાઓનું તરડાવું, છે જીવતરના ઉધામા
ફૂલોનું ઠેકાણું પૂછતાં મારગ વચ્ચે મળવા આવે શૂળોનાં સરનામાં!

તરસની ટળવળતી નદિયું મૃગજળ વચ્ચે હશે વહી લ્યો, નામ તમારું લખો
આ લેણદેણના સંબંધોની જર્જર છે ખાતાવહી લ્યો, નામ તમારું લખો.

સ્મરણોના ચંદરવા નીચે હાશ કરીને બેઠાં છીએ- વરસો અનરાધારે
કોણ પલકમાં પ્રગટાવે છે સોળકળાનું અજવાળું ને કોણ પલકમાં ઠારે?

આમ જુઓ તો વૈભવ વૈભવ, તેમ જુઓ તો કશું નહીં લ્યો, નામ તમારું લખો
આ લેણદેણના સંબંધોની જર્જર છે ખાતાવહી લ્યો, નામ તમારું લખો.

◻

◻ અબ્દુલ ગફાર કાઝી

એક માછલી ચંદ્રને ગળી ગઇ
બીજી માછલી સૂર્યને...
હું દરિયા કાંઠે બેસીને
વિચારું છું કે-
હવે ક્યારે આવશે
ત્રીજી માછલી...

❑ **સંજય પંડયા**

મારા ઘરની બારીમાંથી દેખાતા બાગમાં
પક્ષીઓએ ટહુકાઓ વાવ્યા છે
અને મેં ડૂમા !
એકદંડિયા મહેલમાં વર્ષોથી
પુરાઈ રહેવાનો અભિશાપ
અને આ લકવાગ્રસ્ત સમય..
ગતિ એવી, જાણે કે કોઈ બાળક
ભારેખમ વસ્તુને ઠેલવાનો
નિષ્ફળ પ્રયાસ ન કરી રહ્યું હોય !
ક્ષણ, કલાક, દિવસો અને મહિનાઓ
સદીઓ જેટલા લાંબા થઈ રહ્યા છે.
પગ બારી પાસે સ્થિર.
લંબાવેલી ડોક, આખા બાગમાં ફરી વળી
કાચબાની જેમ રૂમમાં સંકોરાઈ જાય છે.
આંખની કીકીની આજુબાજુની
પીળાશ પડતી સફેદીમાં
બાગના સુગંધી રંગો
હજી સુધી પ્રવેશ્યા નથી.
લોખંડના સળિયાને બાઝેલા કાટને
સંવેદનહીન આંગળીઓ પંપાળ્યા કરે છે
અને હું ત્યાં જ છું, બારી પાસે.

❑

## નખો ❑ વસંત આબાજી ડહાકે ❑ નલિની માડગાંવકર

ધમધમ પગલાં માંડી બધે ઘૂમનારા આત્મતૃપ્ત શાસકોને
પૂરેપૂરી જાણકારી નથી હોતી
પોતાની આસપાસ ધીમેધીમે વધતી ગુસપુસની.

આમ તો તેઓ સાવધ હોય છે
એમના તીખા કાન કાયમ સરવા.
અને ધૂર્ત નજર સતત સતર્ક, શોધમાં.

આમ તો તેઓ ચિંતામુક્ત હોય છે.
ચારેબાજુ ફેલાયેલી શાંતિ જોઈ એમને એવું લાગે છે
કે એ તેમના રુઆબનું જ ફળ છે.

દૂર જંગલમાં સૂકું પાન સુદ્ધાં સળવળતું નથી.
પણ કાન માંડો તો સંભળાશે કે
નાનાં નાનાં પ્રાણી પોતાના નખો ઘસી રહ્યાં છે
એના અવાજ.

❑

## સૂનું સ્ટેશન ❑ વસંત આબાજી ડહાકે ❑ નલિની માડગાંવકર

ખડક જેવો દેખાતો અચળ, મહાકાય કાચબો હલવા માંડે
તેમ ગાડી ચાલી અને અચાનક એને સેંકડો હાથ ફૂટ્યા,
જેમાં સચવાયેલો પ્રેમનો તરફડાટ
પ્લૅટફોર્મ પર હલતા હાથોને સ્પર્શ કરવા માગતો, આતુર.

મેં હળવેકથી મારો હાથ છોડાવ્યો.
અને અસહાય ઊભો રહ્યો, એને ગાડીને સ્વાધીન કરી,
ત્યારે મારો હાથ પણ હલતો હતો.
દેહથી વિખૂટા પડેલા તરફડતા માથા જેવો.

પછી પ્લૅટફોર્મ બોલતું હતું અસંબદ્ધ વાક્યો,
આવનારી-જનારી ગાડીઓની માહિતીના.
જોકે મારે માટે તો બહારનું શહેર પણ હતું સાવ ઉદાસ,
રસ્તાઓ હતા પણ એ પાછા વળવા માટે નહોતા.

❑

**ગઝલ □ વિવેક કાણે 'સહજ'**

શબ્દની આ સાધના સજદાની માફક જોઉં છું
હું ગઝલને ષોડશી મુગ્ધાની માફક જોઉં છું

તું કહે કે ઇંટ-પથ્થરનો છે સપનાંનો મહેલ
હું કડડભૂસ થઇ જતો પત્તાની માફક જોઉં છું

આ પહાડોના પહાડો, જે અચળ લાગ્યા હતા,
તૂટતા હું એમને શ્રદ્ધાની માફક જોઉં છું

તું જે વર્ણવતો કે સીધો માર્ગ છે તારા સુધી,
નાગમોડી ઘાટના રસ્તાની માફક જોઉં છું

જા, શિખર પર પહોંચવાની જીદ પ્રથમ તું પૂર્ણ કર
હું ગઝલ-સર્જનને ક્યાં સ્પર્ધાની માફક જોઉં છું

તેં તો ફિલ્માવી દીધો આખરનો ઍપિસોડ પણ
હું અહીં પ્રત્યેક દી, હપ્તાની માફક જોઉં છું

શેર સૌ ભેગાં મળી વર્તુળ રચે છે એટલે
હું 'સહજ' હર શેરને મક્તાની માફક જોઉં છું

□

**□ મહેશ દવે**

પિંજેલા રૂની તો મોટી ગઠરિયા
નાનકડું પૂમડું દઇ દે, દઇ દે
ભારી બોજા મારે શાને વેંઢારવા
મઘમઘતી મ્હેક મુને દઇ દે, દઇ દે

ટીલાં ને ટપકાં ને વ્રત કે વેરાગ નહીં
ભક્તિ-ભજન રસ પઇ દે, પઇ દે
બુદ્ધિના ટેકાની લાકડી તો લંગડી
શ્રદ્ધાનો સથિયારો દઇ દે, દઇ દે

સપનું છે દુનિયા ને દુનિયામાં સોણલાં
મારા આ નેણલાંથી લઇ લે, લઇ લે
ખારાં કે ભાંભરાં પાણીનું કામ શું ?
જમનાનું બેડલું દઇ દે, દઇ દે.

□

□ મનહર જાની

## ગામડાની ગરબી

હાં રે તમે સીમને પાંદડે પોઢયાં રે ખમ્મા મારા ગામડાજી
હાં રે તમે કલબલતાં છાંપડા ઓઢયા રે ખમ્મા મારા ગામડાજી

હાં રે તમે કેડીએ કેડીએ કોળ્યાં રે ખમ્મા મારા ગામડાજી
હાં રે તમે હાથ પગ ધૂળમાં ઝબોળ્યા રે ખમ્મા મારા ગામડાજી

હાં રે તમે સૂતાંસૂતાં ને બેઠાંબેઠાં રે ખમ્મા મારા ગામડાજી
હાં રે તમે ટેકરીના ઢાળ કર્યા એંઠા રે ખમ્મા મારા ગામડાજી

હાં રે તમે ઝરણાં બાંધ્યાં રઘવાયાં રે ખમ્મા મારા ગામડાજી
હાં રે તમે મહેંક મહેંક મંજરીનાં જાયાં રે ખમ્મા મારા ગામડાજી

હાં રે તમે રેબઝેબ પરસેવે નહાતાં રે ખમ્મા મારા ગામડાજી
હા રે તમે અંધારે ઓળખાઇ જાતાં રે ખમ્મા મારા ગામડાજી

## સંભવના સુતરનો તાગડો !

-કે ભાઇ, હું તો સંભવના સુતરનો તાગડો !

વરસોનો વાલિયો લૂંટારો તો રોજ
મારી છાતીમાં મરા મરા બકે
રાફડો થયેલ મારા આયખાંની રામાયણ
વાલ્મીકિ થઇને કોણ લખે ?

મારા આ કાળજાંની સોંપટ કબેળે એક
અકવાયા પીંછાનો કાગડો !
-કે ભાઇ હું તો સંભવના સુતરનો તાગડો !

ખખ્ખડધજ નાકને ઠેકાણે મારે ઊગી છે
તળિયા વિનાની કોઇ ટાંકી
મારી આ વાયકા તો કૂતરાની પૂંછડી
ને પૂંછડી તો હોવાની વાંકી

ચાંગળુંક લોહીમાં હું ડૂબ્યો
કે ડૂબ્યો છે આફતનો અધમણિયો ગાંગડો !
- કે ભાઇ હું તો સંભવના સુતરનો તાગડો !

□

## અરીસો □ ચિ સેંગ □ ગ્રંથિન્
(કોરિયન)

અરીસામાં અવાજ નથી હોતો;
કદાચ બીજી કોઈ દુનિયા આટલી શાંત નથી હોતી.

અરીસામાં પણ મને કાન છે,
બે ઉદાસ કાન, એ મારા શબ્દો સમજી શકતા નથી.

અરીસાનો હું ડાબોડી છે,
ડાબોડી, એ હસ્તધૂનન સ્વીકારી શકતો નથી.

અરીસાને લીધે હું મને અરીસામાં અનુભવી શકતો નથી,
પણ અરીસા વગર હું મને અરીસામાં મળવાની કલ્પના કેમ કરી શકું ?

હવે મારી પાસે અરીસો નથી પણ અરીસામાં હું હંમેશાં હોય છે :
જોકે મને ખાતરી નથી, એ પોતાના ભાગીદારથી છૂટો પડવામાં વ્યસ્ત હશે.

અરીસાનો હું મારાથી ઊલટો છે, જોકે મારા જેવો જ છે :
મને ખેદ થાય છે કે હું ચિંતા કરી શકતો નથી અને તપાસી શકતો નથી મને અરીસામાં.



## જિંદગીનો પનો ! □ ભરત પાલ

છેતરાતો હું રહ્યો ને એય છેતરતો રહ્યો,
ત્યાં સુધી કે મોત પાસે દીપ ટમટમતો રહ્યો.
જિંદગી છે ખૂબ લાંબી ને વળી મોટો પનો,
એટલે તો એ મને બેફામ વેતરતો રહ્યો.



□ **અનિલ વાળા**

ઓચિંતા ધગધગતા સૂરજ પર હાથ તમે મૂકો
ને આંગળિયું ફોરમ થઈ જાય !
'હોવું' તમારું સાવ ઑગળતું ઑગળતું
વરસાદી મોસમ થઈ જાય !
પોતાને ચાંપવાની આગ તમે શોધો
જે પગના અંગૂઠામાં હોય;
'સાચ' નામે પંખીની ચાંચનું તણખલું
નરદમ જૂઠાણામાં હોય...
પગલું માંડો તો લોલ ઊતરે અંકાશ
અને રસ્તા પર જાજમ થઈ જાય !
'હોવું' તમારું સાવ ઑગળતું ઑગળતું
વરસાદી મોસમ થઈ જાય...
સેંકડો ઇશારાઓ લખવામાં રાત પડે એવી
કે સપનામાં દરિયો દેખાય;
'દરિયામાં રહેનારી માછલી પૂછે છે કે
'દરિયો' તે કોને કહેવાય ?
સૂરજની વાતોથી દરિયો સુકાય પછી સૂરજને
ટેવ એની કાયમ થઈ જાય...
'હોવું' તમારું સાવ ઑગળતું ઑગળતું
વરસાદી મોસમ થઈ જાય...

□

□ **અબ્દુલ ગફાર કાઝી**

મેઘધનુષના સાતેય રંગ
પ્હેરીને,
હું નીકળું છું.
વર્ડ્ઝવર્થના આકાશમાં

□

□ **અનિલ વાળા**

ઓચિંતા ધગધગતા સૂરજ પર હાથ તમે મૂકો
ને આંગળિયું ફોરમ થઈ જ
'હોવું' તમારું સાવ ઑગળતું ઑગળતું
વરસાદી મોસમ થઈ જ
પોતાને ચાંપવાની આગ તમે શોધો
જે પગના અંગૂઠામાં હ
'સાચ' નામે પંખીની ચાંચનું તણખલું
નરદમ જૂઠાણામાં હોય
પગલું માંડો તો લોલ ઊતરે અંકાશ
અને રસ્તા પર જાજમ થઈ જા
'હોવું' તમારું સાવ ઑગળતું ઑગળતું
વરસાદી મોસમ થઈ જાય
સેંકડો ઇશારાઓ લખવામાં રાત પડે એવી
કે સપનામાં દરિયો દેખા
'દરિયામાં રહેનારી માછલી પૂછે છે કે
'દરિયો' તે કોને કહેવાય
સૂરજની વાતોથી દરિયો સુકાય પછી સૂરજને
ટેવ એની કાયમ થઈ જાય
'હોવું' તમારું સાવ ઑગળતું ઑગળતું
વરસાદી મોસમ થઈ જાય

□

□ **અબ્દુલ ગફાર કાઝી**

મેઘધનુષના સાતેય રંગ
પ્હેરીને,
હું નીકળું છું.
વર્ડ્ઝવર્થના આકાશમાં

□

■ ગીત

મૂકો મૂકો પંડિતજી પોથી
કે પોથીને ચકલીયે ચાંચ ના અડાડે.
તમને જે ઝાઝેરા વ્હેમ
એ જ વ્હેમ કદી તમને સમૂળગા ડૂબાડે.

દુનિયાના રંગ તમે જોયા નહિ સાવ
અને કહી દીધા કેમ એને કાચા
માણસ તો માણસ, જો પાંદડાને પરખો
તો સંભળાશે એનીયે વાચા

પોથી કરતા તો એક ટહુકો સારો
જે મારા ભીતરના દ્વારને ઉઘાડે.

કેવાં છે ફૂલ અને શું છે સુગન્ધ
એની વારતાઓ કરશો મા કહેતાં
ઓતરિલા ઝરણાને શિખવાડી શકશો નહિ
પંડિતજી! આપ કદી વ્હેતાં

પોથી કરતા તો એક આપણું આંસુ
જે મને જીવવાની લગની લગાડે.

— [illegible] ગોસ્વામી

## સીમોલ્લંઘન

કોઈક વાર
ભાડાની ઓરડીમાં પણ
મોટી ફતેહ સાંપડે છે-

ક્ચૂડ ક્ચૂડ કરતા ખાટલામાં પણ
મોટો મીર મારી શકાય છે.

સાચેસાચ આ ભાડૂતી પથારીમાં પણ
તમારા અંતઃસ્થલનાં કમાડ ઊઘડી શકે :

કદાચ એક ખરીદાયેલા સંબંધ વડે પણ
એક દુર્લંઘ્ય સીમા ઓળંગી શકાશે :

તમારે ફક્ત સર્વસ્વ હોડમાં મૂકવા
તૈયાર રહેવું પડે...

- માર્ટિન ઑલવુડ □ અનુ. વત્સરાજ ભણોત - 'ઉદયન'

શ્રીમદ્ ભગવદ્ગીતાની લઘુ આવૃત્તિ જેવા સ્વિડિશ કવિ માર્ટિન ઑલવુડના પ્રસ્તુત કાવ્યનું શીર્ષક - સીમોલ્લંઘન - છે તે સૂચક છે. આ કાવ્યમાં છલાંગ મારીને જીવનની મર્યાદાઓને ઓળંગી જવાની વાત છે. માણસને સૌથી વધુ બાંધી રાખે છે તેની પરિસ્થિતિ - વાંકા સંજોગો. આ પરિસ્થિતિને વશ થઈ જીવવું એનું નામ છે- સમાધાન. આ શબ્દ જિંદગીને લાગેલી ગાળ જેવો છે. સમાધાનપૂર્વક જીવતા મનુષ્યને સુખ હાથવગું અવશ્ય હોઈ શકે પરંતુ મનની શાંતિ નહીં. યુદ્ધના મોરચે લડતા જાંબાઝ સૈનિકો સમાધાન કરતા નથી પણ આક્રમક થઈ પ્રતિકૂળ પરિસ્થિતિને જીવ સટોસટની લડત આપે છે ત્યારે વિજય એનાં ચરણોમાં આળોટતો થઈ જાય છે. સૈનિકને સાધનોની અછત કે પરિસ્થિતિનાં રુસણાં હતોત્સાહ કરી શકતાં નથી. એનું ખમીર જ એમની રગોમાં ચેતનાનો અણખૂટ પૂંજ દોડતો કરી મૂકે છે. મુખ્ય જરૂર હોય છે ખમીરની, પરિસ્થિતિને ભરી પીવાની માનસિક સજ્જતાની. માત્ર સૈનિકને જ આ વાત લાગુ પડતી નથી. હંમેશાં જીવનસંઘર્ષ ખેલતા મનુષ્ય માત્રને પણ આવું ખમીર જ ઉગારી શકે છે. ફરિયાદોનો ખડકલો ખભે ઊંચકી ફરતો માણસ અંતે તો પરિસ્થિતિનો શરણાગત બની રહી જતો હોય છે. જે માણસ પ્રતિકૂળતાઓ સામે ખુમારીથી ગરદન ટટ્ટાર કરી જાણે છે તેને-

ભાડાની ઓરડીમાં પણ
મોટી ફતેહ સાંપડે છે...

સ્થાન અને મન વચ્ચે દુશ્મનાવટ બાંધવાથી વળતું કશુંય નથી અને પ્રતિકૂળતા ને વ્યાકૂળતા દ્વિગુણિત થાય છે. મન માનખાઉ ને મારતલ છે. તેને પંપાળ્યા કરતાં કપરી પરિસ્થિતિમાં પલોટવાની વધારે જરૂર હોય છે. પ્રતિકૂળતા સામે બાથ ભીડવા મનની પીઠ થાબડશો તો તેનું ખમીર ખમતીધર બનશે. કવિ કહે છે :

કચૂડ કચૂડ કરતા ખાટલામાં પણ
મોટો મીર મારી શકાય છે

મહાન આકાંક્ષાઓ સરજે છે મહાન માનવીઓને. તમારી ઇચ્છાશક્તિ પ્રબળ હશે તો તમે ખરાબાની જમીનમાં પણ ગુલમ્હોર ઉગાડી શકશો. આપણે શું શું કરી શકીએ છીએ તે પરથી આપણે આપણો આંક માંડતા હોઈએ છીએ. ત્યારે બીજાઓ તો, અત્યાર સુધીમાં આપણે શું કરી શક્યા તેના પરથી આપણો તોલ કરે છે. કોઈએ કહ્યું છે કે જે માણસ જરાય સમય ગુમાવતો નથી તેને સમયના અભાવ વિશે ફરિયાદ કરવાનો વારો નહીં આવે. આ બધી વાતોનો સરવાળો એ કે કચૂડ કચૂડ કરતા જર્જરિત ખાટલામાં પણ તમને લ્હેરથી નીંદર આવી શકે, જો તમે દિવસભર તમારા ભાગે આવેલું કામ પ્રામાણિકપણે કર્યું હશે, દિલચોરી કરી નહીં હોય. એ માર્ગ જ તમારી સફળતાનો ધોરી માર્ગ છે.એ માર્ગે તમારી દડમજલ અવિરત ચાલુ હશે તો ક્યારેક તમે એવું મહાન કામ રમતાંરમતાં કરી નાખશો જે તમને અઘરું નહીં લાગ્યું હોય ને જે કરતાં તમને આનંદનો અનુભવ થયો હશે. એટલે જ કવિ કહે છે તે સાચું કે-

કચૂડ કચૂડ કરતા ખાટલામાં પણ
મોટો મીર મારી શકાય છે

પ્લેટોએ જ્યારે સાંભળ્યું કે કેટલાક લોકો એને બહુ ખરાબ માણસ ગણાવે છે ત્યારે પ્લેટોએ કહ્યું : 'હું એવી રીતે જીવવાનું ધ્યાન રાખીશ કે એમના કહેવા પર કોઈને વિશ્વાસ જ ન બેસે !' અહીં વાત જીવવાની ઉમદા રીતિ વિશેની છે, જીવવાનાં ઉપકરણો વિશેની નહીં. ભગવાન બુદ્ધને પીપળા નીચે કેવળ જ્ઞાન થયું- એમને મંદિરમાં જઈને કર્મકાંડ કરવાની જરૂર પડી નહીં. અર્જુનને યુદ્ધભૂમિ પર પરમતત્ત્વનો સાક્ષાત્કાર થયો, તે પણ મંદિરમાં થયો નહોતો. જેમનાં મન જ જાગતાં ને જગાડતાં મંદિર જેવા ચૈતન્યમય બની જાય છે તેણે તો માત્ર એમાં શ્રદ્ધાની પ્રાણપ્રતિષ્ઠા જ કરવાની રહે છે. કવિ અહીં ભાડાની પથારીમાં અંતઃસ્થલનાં કમાડ ઊઘડવાની શક્યતાની વાત કરે છે ત્યારે આ શરીરને કોઈએ ભાડૂતી મકાન કહ્યાનું સ્મરણ થાય છે. આપણે આપણી જાતને પ્રામાણિક બનાવીએ એટલે જગતમાંથી એક બદમાશ

ઓછો થયો એટલી ખાતરી આપણને સાંપડે છે. એને જ કહેવાય અંતઃસ્થલનાં કમાડ ઉઘડવાની ઘટના. માણસનાં અંતઃસ્થલનાં કમાડ ખૂલે તો જ તેમાં કરુણા, પ્રેમ, સહિષ્ણુતા, પરોપકારભાવ, સમસંવેદન ઇત્યાદિ જીવનને ઊંચે લઇ જનારાં દૈવી તત્ત્વો પ્રવેશી શકેને? તમે ક્યાં બેઠા છો તે અગત્યનું નથી પણ તમે શાને માટે બેઠા છો તેવી જાગૃત ભાવના જ અગત્યની છે. આ વાત સમજાવવા કવિ રણકતી વાણીમાં ટંકાર કરે છે :

સાચેસાચ
આ ભાડૂતી પથારીમાં પણ
તમારાં અંતઃસ્થલનાં કમાડ
ઊઘડી શકે...

આગળ જતાં કવિ કહે છે : એક ખરીદાયેલ સંબંધ વડે પણ દુર્લંઘ્ય સીમા વળોટી શકાશે ત્યારે એની વાત કોઇ હલકો સંકેત કરતી નથી. સંબંધો ખરીદી શકાતા નથી એ વાત જેટલી સાચી છે તેટલી જ સાચી વાત સંબંધો ખરીદી શકાય તે છે. આ માટે હેનરી ફોર્ડનું ઉદાહરણ અને તેના ઉદ્‌ગારો જોવા જેવાં છે.

ફોર્ડ મોટર કંપનીના માલિક શ્રી હેનરી ફોર્ડને એના પાછલા દિવસોમાં એક પત્રકારે પૂછયું :

'આપને સર્વ પ્રકારનું સુખ છે, ધન છે, કીર્તિ છે, મોટાં મોટાં કાર્યો કરવાનું આપને ગૌરવ છે, છતાં શું કોઇ એવી ચીજ છે ખરી, જે આપ માનો છો કે આપને નથી મળી?'

સુપ્રસિદ્ધ અમેરિકી નાગરિક શ્રી ફોર્ડે જણાવ્યું :

'હા, મને ધન ને કીર્તિ મળ્યાં છે પણ મૈત્રી નથી મળી શકી. મારા ધનને લીધે હું જનતાથી અલિપ્ત થઇ ગયો છું. આજે મારો કોઇ સાચો મિત્ર નથી.

જો મારે ફરીથી જીવન શરૂ કરવાનું હોય તો પહેલું કામ હું સાચા મિત્રોની શોધનું કરું.

પૈસા આપીને મિત્ર ખરીદાતો નથી. એ તો ખરીદાય છે કેવળ આપણી જાતને અર્પણ કરવાથી જ. હું એ કરી શક્યો નથી.'

હેનરી ફોર્ડે કહી તે વાત જ કવિએ કહી કે કાવ્યમાં આગળ કહેલી વાતો ત્યારે જ શક્ય બને જ્યારે તમે તમારું સર્વસ્વ હોડમાં મૂકો, તમારી આખેઆખી હયાતિ તમારા ધ્યેયને, આદર્શને, આકાંક્ષાને સમર્પિત કરી દો. તમારે કાળ સામે જુગાર રમવાનો છે, એટલું જ નહીં તમારે તેમાં જીતવાનું છે તેવી તમને દઢ પ્રતીતિ હોય તે જ રમતની ખરી મોજ આપશે. તમને એમાં શ્રમ નહીં લાગે પણ સાર્થકતાની અને સંતોષની લાગણી થશે. તમારે નક્કી કરી લેવું જોઇએ કે તમને ક્ષણિક સુખ જોઇએ છે કે ચિરંજીવ આનંદ જોઇએ છે? ભગવદ્‌ગીતામાં આ માટે સુખદુઃખમાં સમાન રીતે વર્તવાનો, લાભાલાભ અને જયાજયમાં મનથી સંયત રહેવાનો રસ્તો ચીંધવામાં આવ્યો છે. જિંદગીનું નામ કેવળ જલસો નથી. જેને વિશે પોતે ખુમારી અનુભવી શકે

એવી એકાદ પણ વસ્તુનો જિંદગીમાં અભાવ એ મનુષ્યનું સૌથી મોટું દુર્ભાગ્ય હશે. તમારે જિંદગીને તનમનથી જે વચન આપવાનું છે તે કવિ શ્રી હર્ષદ ત્રિવેદીએ એક લઘુકાવ્યમાં સૂચવ્યું છે.

મેં સતત અજવાસની
તમન્ના કરી એ મારી ભૂલ હતી,
હું સતત અજવાસની
તમન્ના કરું છું એ મારી ભૂલ છે.
હું સતત અજવાસની
તમન્ના કરતો રહીશ એ મારું વચન છે !

❑

## વરસાદ આવશે ❑ કાહ્યાભાઇ પટેલ 'માસૂમ'

ધૂળમાં ન્હાતી ચકલીઓ ને વગડે નાચ્યો મોર, હવે વરસાદ આવશે,
ઇચ્છાઓના ટોળે ઊડી કરી દીધો કલશોર,
હવે વરસાદ આવશે.

હળવે પગલે આવી મુજને કોણ ગયું છે વાવી ?
શમણે શમણે આવી મુજને કોણ ગયું તરસાવી ?

મેં વાવ્યા ગુલમ્હોર અને અહીં આ ઊગી આવ્યા થોર, હવે વરસાદ આવશે,
ધૂળમાં ન્હાતી ચકલીઓ ને વગડે નાચ્યો મોર, હવે વરસાદ આવશે.

છાતીના સધવારે જીવું, મૃગજળને હું ક્યાં લગ પીવું ?
કમખાની કસ તૂટી રહી છે, કહો હવે હું ક્યાં લગ સીવું ?

સોળ તણી મોસમ મંડાણી, ક્યાંય ના દીઠો ચોર, હવે વરસાદ આવશે ?
ધૂળમાં ન્હાતી ચકલીઓ ને વગડે નાચ્યો મોર, હવે વરસાદ આવશે ?

❑

## દેખાય છે ❑ ભરત વિંઝુડા

જળ હતાં ત્યાં સ્થળ મને દેખાય છે
સ્થળ ઉપર મૃગજળ મને દેખાય છે

થઈ ગયું અદૃષ્ય આખું વૃક્ષ ને
ઝૂલતું એક્ ફળ મને દેખાય છે

દૂર કોઈ પત્ર વાંચે છે અને
અહીંથી એ કાગળ મને દેખાય છે

તું ત્વચાનું એક્ મુલાયમ આવરણ
ઓઢીને કોમળ મને દેખાય છે

આ સફરમાં રહી જશે પાછળ બધું
જે બધું આગળ મને દેખાય છે.

❑

## ❑ મધુમતી મહેતા

જાત ઓળંગ્યા પછીની વારતા
એક ભ્રમ ભાંગ્યા પછીની વારતા

હુંપણાના ગામની તારાજગી
મેં તને માગ્યા પછીની વારતા.

એ શહીદ થૈને વસ્યા ઈતિહાસમાં
આપણી ભાગ્યા પછીની વારતા.

ને હરણ આંખો મીંચી બેસી ગયું
ઝાંઝવા તાગ્યા પછીની વારતા.

બાણ હો એ રામ કે રાવણ તણું
એ જ છે વાગ્યા પછીની વારતા.

ઝળહળે સર્વત્ર તું સૌ રૂપમાં
શૂન્યમાં જાગ્યા પછીની વારતા.

❑

## કરું છું તને પ્રેમ... ▫ નિનાદ અધ્યારુ

મને નામ તારું તું લેવા તો દે,
કરું છું તને પ્રેમ, કહેવા તો દે !

ભલે તું મને કાંઈ આપે નહીં,
મને તું તને કૈંક દેવા તો દે.

પછી સંગ મારો જ ગમશે તને,
મને તારી સાથે તું રહેવા તો દે.

નથી જેમણે પ્રેમ કીધો અહીં-
તું બે-ચાર નામોય એવા તો દે.

દલીલો તું કરજે નિરાંતે પ્રિયે !
મને વાત આખી તું કહેવા તો દે.

'નિનાદ' એને કહી દો દખલ ના કરે,
દુ:ખ આપ્યું તો એને તું સહેવા તો દે.

▫

## ફકીર જીવે ! ▫ કરસનદાસ લુહાર

પથ્થર-ત્વચા પહેરી પીધું રુધિર જીવે,
મન તો મરી ગયું છે કેવળ શરીર જીવે.

ટોળા મહીં ધબકતું જણ દઈ રહ્યું દિલાસો :
આ પ્હાણકાઓ વચ્ચે કોઈક પીર જીવે.

ડાળો પસારી ઊભું છે એમ ઝાડ રણમાં;
રાખીને હાથ ઊંચા જાણે ફકીર જીવે !

કાળી તરસ લઈ કો' ડૂબી મરેલ અહિંયા;
કાંઠાને વાત કહેતું સરવરનું નીર જીવે.

▫

## ગઝલ ▢ રઇશ મનીઆર

ક્યારે મોઢામોઢ ને સીધી મળી ?
રૂપ બદલી બદલી ગમગીની મળી.

ભીંત ખાલીપાની બહુ લીસી મળી,
શબ્દની, સારું થયું, ખીંટી મળી.

વિશ્વ આખું પોતીકું ગણનારને,
વેદના જ્યારે મળી, નિજી મળી.

સાંપડ્યું છે કોઇને તૈયાર ચિત્ર,
આપણું કિસ્મત, કે બસ પીંછી મળી.

એક નદી રણમાં ઝઝૂમી જ્યાં સતત,
અંતે થોડી રેત ત્યાં ભીની મળી.

જિંદગી લાંબી ઘણી જીવ્યા તમે,
કેટલી ક્ષણ સાવ પોતીકી મળી ?

▢

## ▢ અડકો હવે

### ▢ કુમાર જૈમિનિ શાસ્ત્રી

ધુમ્મસોને આંખથી અડકો હવે
યાદ આવે આંખને તડકો હવે

ના જલાવો સ્નેહનો દીવો સતત
કોઇ કાળે એ થશે ભડકો હવે

આપણી વચ્ચે ઘણું અંતર હતું
મૌન કેરા વિસ્તર્યા ખડકો હવે

યાદ એની આવતાં ફરકી હતી
એ જ આંખે સળવળ્યો સણકો હવે

આપણે પણ એક માળા ગૂંથીએ
જો મળે વિશ્વાસનો મણકો હવે

તે નગર છોડી કશે ચાલ્યાં ગયાં
એટલે નિર્જન બની સડકો હવે

▢

□ ભગવતીકુમાર શર્મા

## તો જુઓ ! (૧)

કેવી હઠે ચઢી છે આ શરણાઈ તો જુઓ !
ડૂસકાંની સાથે એની હરીફાઈ તો જુઓ !

આવ્યું-ગયું ન કોઈ તમારાં સ્મરણ સિવાય;
કેવી સભર બની છે આ તનહાઈ તો જુઓ !

અંધાર લીલોછમ અને ટહુકાના આગિયા;
ઝળહળ સુગંધ વેરતી અમરાઈ તો જુઓ !

પડછાયાની તે કેવી કરે છે એ કાપકૂપ !
સૂરજની મારા પરની અદેખાઈ તો જુઓ !

બેમત પ્રવર્તે એને વિશે, હું તો છું જ છું !
ઈશ્વર ઉપરની મારી આ સરસાઈ તો જુઓ !

□

## તો જુઓ ! (૨)

લખજો પછી, પહેલાં વલોવાઈ તો જુઓ !
સરક્યાં નથી તે આંસુથી ભીંજાઈ તો જુઓ !

સમથળ સપાટી છે આ સરોવરની, પણ તમે
ફેંકાઓ કાંકરો થઈ, ડ્હોળાઈ તો જુઓ !

ફૂલોની સાથ નીકળો સરિયામ માર્ગ પર;
ખુશ્બૂની જેમ ચોતરફ ચર્ચાઈ તો જુઓ !

બેસી રહ્યા છો સત્યની માફક શું ઘરખૂણે ?
અફવા બનીને શહેરમાં ફેલાઈ તો જુઓ !

જીવન કે મૃત્યુ : કોઈક તો ઊભું છે ઉમ્બરે;
બારી ઉઘાડો ને જરા ડોકાઈ તો જુઓ !

ખીલા તો ઘેરેઘેર મળી આવશે અહીં;
ખુલ્લી કરેલી છાતીએ ખોડાઈ તો જુઓ !

□

## કો'ક જન્મની તરસનું ગીત ▢ હરિહર જોશી

તું કેશઘન અંધારું ગૂંથી હોય સૂતેલી અધમધ રાતે, કો'ક સ્મરણથી હળવે, હળવે થાય ભીંજાવું...
હું ફેલાતું નભ અને નક્ષત્રો વીંધી ધાર કે આવું કોઈ હઠીલું સપનું થૈ ચોપાસ પછી કૈં થાય રિસાવું...

હું મન્વન્તર પાર પ્રજળતી સાંજ હોલવી, એકલવાયું આભ હોલવી અંધારું થૈ ઊગું,
ને વિખરાયા પ્રથમ પ્રહરના ધુમ્મસમાં સંતાતો તારી એકલતા લગ પૂગું !
પૂર્વા ! વહેતી તરસ નદીને કાંઠે ઊભો હું મને ઝબકોળી જળમાં ખોબે, ખોબે, જાઉં ખૂટતો કેમ તને સમજાવું ?

પૂર્વા ! મારા કંઈ કેટલા ખોવાયા જન્મોને પાડી સાદ, સરું હું વહિવંચાની જેમ તારા શ્વાસોના ધબકારે
તને કિયાં વરદાન ફળ્યાં કે અરસપરસને મળવું થાતું સાવ અચાનક ગુલાલ જેવું પાંપણને પલકારે !
દૂર... કશે... દૂર પરભવના પડછાયા પેલી નભગંગાના અજવાસે જ...ઈ પલળે !
જૂઇ ને ઊગી ગંધલિપિ સરકી અંગેથી ચાંદરણાનાં સરવરજલમાં ઢળે !

પૂર્વા ! તારી ઓછપ મારા હાડમાંસના સચરાચરમાં ફાંસ થઈને ખટકે એ પળ થાય વીંધાવું...
તું કેશઘન અંધારું ગૂંથી હોય સૂતેલી અધમધ રાતે, કો'ક સ્મરણથી હળવે, હળવે થાય ભીંજાવું...
હું ફેલાતું નભ અને નક્ષત્રો વીંધી ધાર કે આવું કોઈ હઠીલું સપનું થૈ ચોપાસ પછી કૈં થાય રિસાવું...

▢

## છંદ અને જોડણી : ગઝલ સંદર્ભે □ જયંત કોઠારી

**આ** લેખ ગઝલકાર મિત્ર જવાહર બક્ષીએ લખવાનો હતો પણ એમણે ન લખ્યો એટલે મારે લખવાનો થાય છે. એમણે મને કહેલું કે તમે કહો છો તે, ગઝલમાં અમે કરતા જ આવ્યા છીએ.

આ પૂર્વે જોડણી અને છંદોચ્ચારણના સંબંધ વિશે અક્ષરમેળવૃત્ત અને માત્રામેળ છંદને સંદર્ભે કેટલીક રચનાઓના વિશ્લેષણપૂર્વક મારી વાત મેં મૂકેલી છે. (અનુક્રમે કવિતા, જૂન, ૧૯૯૯ તથા ગુજરાત, દીપોત્સવી અંક, સં. ૨૦૫૫) રામનારાયણ પાઠક કહે છે તેમ ફારસીના મૂળ લગાત્મક રૂપના (એટલે લઘુ-ગુરુ આધારિત) છંદો ગુજરાતીમાં જાત્યાત્મક રૂપે (એટલે કે શુદ્ધ માત્રા મેળરૂપે) વપરાય છે. (બૃહત્ પિંગળ, ૧૯૯૨, પૃ. ૫૪૫) તેથી માત્રામેળ છંદોથી જુદી વાત ગઝલના છંદોની કરવાની ન રહે, પરંતુ ગઝલ એ ગુજરાતીમાં આયાતી કાવ્યપ્રકાર છે, એના છંદોનાં મૂળ ફારસીમાં પડેલાં છે ને એ કાવ્યપ્રકાર આપણે ત્યાં ખૂબ ફાલ્યોફૂલ્યો છે તેથી એની જુદી વાત કરવાનું પ્રસ્તુત બને છે.

ગઝલના છંદોનો લગાત્મકને બદલે જાત્યાત્મક મેળ દર્શાવીને રામનારાયણ પાઠકે સંતોષ માન્યો છે (પૃ. ૫૪૫) તેમ હું પણ અહીં જાત્યાત્મક એટલે કે માત્રાના મેળથી જ કામ પાડીશ. એથી અહીં અનુદષ્ટિ છે તેવી ઝીણવટો અને ગૂંચવણોમાંથી બચી શકાશે.

રચનાઓનાં જોડણી અને છંદોચ્ચારણનું વિશ્લેષણ કરીએ તે પહેલાં રામનારાયણ પાઠકે કરેલી આ સ્પષ્ટતા આપણે ધ્યાનમાં લેવાની રહેશે. "ઉર્દૂમાં 'એ' અને 'ઓ' હ્રસ્વ અને દીર્ઘ બન્ને છે. ગુજરાતીમાં કવિઓ ઘણી જગાએ એ બન્ને સ્વરોને હ્રસ્વ પણ પ્રયોજે છે. આપણા ઉચ્ચારણમાં એ કઢંગું જણાતું નથી, એટલે ગુજરાતીમાં પણ છંદની આવશ્યકતા પ્રમાણે એ બન્ને સ્વરોને હ્રસ્વ કે દીર્ઘ લઈ શકાય. ગુજરાતીમાં તો ગમે ત્યારે હ્રસ્વને દીર્ઘ અને દીર્ઘને હ્રસ્વ ગણવાની છૂટ પણ છે જ." (પૃ. ૫૧૬)

આપણે એટલું ઉમેરીએ કે ગુજરાતીમાં માત્રામેળ છંદોમાં તેમ ગઝલોમાં 'અ' અને 'આ'ને પણ હ્રસ્વ - દીર્ઘ ઉભયરૂપે પ્રયોજી શકાય છે.

રચનાઓના મુદ્રિત પાઠમાં જ્યાં માન્ય જોડણી નથી ત્યાં [ ]માં એ દર્શાવી છે અને પછીના વિશ્લેષણમાં એને જ લક્ષમાં લીધી છે.

પહેલાં લઈએ 'પરબ' જૂન, ૧૯૯૯માં છપાયેલી રાજેન્દ્ર શુક્લની ગઝલ :

*હું તો ન'તો સફર મહીં, સફરમાં તો નાવ હતી,*
*હું તો હું મહીં હતો, કોની આવજાવ હતી !*

*જે ક્ષણો અડી ગઈ તે અપૂર્વ લ્હાવ હતી,*
*ને સકલ સરી જતાં ના કશેય રાવ હતી !*

*કામનાની કુંજમાં લૂમઝૂમ કલ્પલતા,*
*જે સ્થળે તૃષા હતી તે સ્થળે જ વાવ હતી !*

*દૂર દેખવુંય તે નેત્રનો જ ખેલ હતો,*
*શ્વાસને અઢેલતી તું સમીપ સાવ હતી !*

*સ્તોત્ર પણ ભલે રચો, અજંલિ [લિ] અપાય ભલે,*
*એ પ્રભાવની પ્રભા તો સહજ સ્વભાવ હતી !*

અહીં દાલદા લદા લદા, દાલદા લદા લલદા એવું છંદબંધારણ પકડાય છે. જોડણી અને છંદોચ્ચારણ જુદાં પડતાં હોય એવાં સ્થાનો નીચે મુજબ છે :

| **જોડણી** | | **છંદોચ્ચારણ** | **જોડણી** | | **છંદોચ્ચારણ** |
|---|---|---|---|---|---|
| હું | : | હૂં | કોની | : | કોનિ |
| તો | : | તોઁ | કામનાની | : | કામનાનિ |
| હું | : | હૂં | દેખવુંય | : | દેખવૂંય |
| તો | : | તોઁ | તું | : | તૂં |
| હું | : | હૂં | અંજલિ | : | અંજલી (સં.) |

'લ્હાવ' અને 'સ્વભાવ'માં રહેલા સંયોગ નિર્બળ ગણવાના થાય છે, કેમકે પૂર્વેનો સ્વર હ્રસ્વ અપેક્ષિત છે.

બીજી લઈએ 'પરબ' જૂન, ૧૯૯૯માં જ છપાયેલી ભગવતીકુમાર શર્માની ગઝલ.

*છે બંધ બારણાં તો વિના હક તું ઠેલ મા !*
*અબ તક વસ્યો ન વાલમો નિશ્ચેના મ્હેલમાં.*

*પડછાયો તારો છે એ, બીજું કાંઈ પણ નથી;*
*નાહક સૂરજની આગમાં એને ધકેલ મા !*

*તરડાય વાદળું તો ફૂટે સૂર્યનું કિરણ;*
*મારો ઉદય છુપાયો છે મારી ખલેલમાં.*

*પાંપણનો બંધ ખપ નહીં લાગ્યો કોઈ રીતે;*
*મારું ઘણું તણાઈ ગયું જળની રેલમાં.*

*પાણીની જેમ એય તે મોહી પડયો હશે;*
*નીરખે છે સૂર્ય બિમ્બ આ સોનાની હેલમાં !*

*કંકુના ચાર થાપા હવે મારી સંપદા;*
*નિવૃત્ત ભીંત છું હું, મને તું અઢેલ મા !*

અહીં દાદાલદા લદા લદા, દાદા લદા લદા એવું છંદ બંધારણ પકડાય છે. નીચેનાં સ્થાનોએ જોડણી અને છંદોચ્ચારણ જુદાં પડે છે :

| જોડણી | | છંદોચ્ચારણ | જોડણી | | છંદોચ્ચારણ |
|---|---|---|---|---|---|
| તો | : | તોઁ | કોઈ | : | કોઁઇ |
| વિના | : | વીના (સં.) | રીતે | : | રીઁતે |
| નિશ્રેના | : | નિશ્રેનાઁ | ઘણું | : | ઘણૂં |
| પડછાયો | : | પડછાયોઁ | તણાઈ | : | તણાઇ |
| તારો | : | તારોઁ | ગયું | : | ગયૂં |
| એ | : | ઍઁ | પાણીની | : | પાણીનિ |
| બીજું | : | બીજૂં | છે | : | છેઁ |
| સૂરજની | : | સુરજનિ | સોનાની | : | સોનાનિ |
| વાદળું | : | વાદળૂં | કંકુના | : | કંકૂનોઁ |
| તો | : | તોઁ | થાપા | : | થાપોઁ |
| સૂર્યનું | : | સૂર્યનૂં | હવે | : | હવે |
| છુપાયો | : | છુપાયોઁ | મારી | : | મારિ |
| પાંપણનો | : | પાંપણનોઁ | છું | : | છૂં |
| નહિ | : | નહીં | | | |

આ ઉપરાંત 'મહેલમાં' એવા માન્ય લેખનને બદલે 'મ્હેલમાં' એ ઉચ્ચારાનુસારી લેખન કરવાનું થયું છે ને 'એમાં' તથા 'વસ્યો'માં વ્યંજનસંયોગને નિર્બળ લેખવાનો થાય છે.

'તો વિના' 'તણાઇ ગયું' 'થાપા હવે' 'હું મને' વગેરેને પદ્યબંધના ફેરબદલાનો લાભ આપવો હોય તો આપી શકાય : 'દાદાલદા લદા લદા'ને સ્થાને 'દાદાલદા લદાદાલ'. રામનારાયણ પાઠક પણ આવું ક્યારેક થતું હોવાનું નોંધે છે અને એ દોષરૂપ નથી એમ કહે છે (પૃ. ૫૩૪-૩૫), પણ આ સ્થિતિ સુભગ હોવા વિશે મને શંકા છે. 'હું મને' ને પદ્યબંધના બદલાવનો લાભ આપતાં પણ 'હું'ને 'હૂં' લેખવાનો થાય છે.

આ પહેલાંના લેખોમા અને અહીં થયેલાં વિશ્લેષણો અસંદિગ્ધ રીતે બતાવી આપે છે કે ગુજરાતીમાં જોડણી અને છંદોચ્ચારણ વચ્ચે કોઇ આવશ્યક સંબંધ નથી ને જોડણી પ્રમાણે છંદ લખાતા નથી. એવી રચનાઓ જરૂર મળે કે જેમાં જોડણી ને છંદોચ્ચારણ સંપૂર્ણપણે મેળમાં હોય, એવા કોઇક કવિ પણ મળે કે જે જોડણી પ્રમાણે છંદ લખવામાં માનતા હોય ને લખતા પણ હોય પણ એવા અપવાદરૂપ દાખલાઓથી સામાન્ય નિયમરૂપ સ્થિતિનો છેદ ઊડી ન શકે. પ્રતિષ્ઠિત કવિઓ પણ જોડણી પ્રમાણે છંદ ન લખતા હોય ને છંદનું પઠન કરનારા તથા શ્રવણ કરનારા જોડણીથી જુદાં પડતાં છંદોચ્ચારણથી સભાન પણ ન થતા હોય તો આને ગુજરાતી છંદોરચનાનું સ્વાભાવિક સ્વરૂપ લક્ષણ જ માનવું જોઇએ.

માત્ર 'ઇ' 'ઉ' જ નહીં, જેનાં હ્રસ્વ - દીર્ઘ રૂપોનાં જુદાં લિપિચિહ્નો નથી

એવાં 'અ' 'આ' 'એ' 'ઓ' પણ ગુજરાતી છંદોરચનામાં આવશ્યકતા મુજબ હ્રસ્વ-દીર્ઘ ઉચ્ચારી શકાતાં હોય તો તે, વળી, એમ બતાવે કે ગુજરાતી ભાષામાં હ્રસ્વત્વ - દીર્ઘત્વ એ કોઇ રીતે ઉપયોગી કે સાર્થક સ્વરધર્મ નથી. એ અનિયત અને આકસ્મિક સ્વરધર્મ છે. એને કારણે આપણી કાલમાન - આધારિત છંદોરચના શકય બને છે પણ એમાં એનો ઉપયોગ અનિયતરૂપે જ થાય છે.

મારી આ વાત કંઇ નવી નથી. જોડણી અને છંદોચ્ચારણ વચ્ચે કોઇ આવશ્યક સંબંધ નથી એ વાત "બૃહત્‌પિંગળ'ના પાયામાં પડેલી છે અને એમાં સ્ફુટ રીતે કહેવાયેલી પણ છે પરંતુ જોડણી પરિવર્તનની હિમાયત થાય છે એની સામે છંદોરચનાનો મુદ્દો ધરવામાં આવે છે તેમ જ છંદોનું શું થશે, છંદના સૌંદર્યશાસ્ત્રનું શું થશે એવી દહેશત વ્યક્ત કરવામાં આવે છે તેથી વિવિધ પ્રકારની કાવ્યરચનાઓના વિશ્લેષણપૂર્વક ને વ્યવસ્થિત રીતે જોડણી અને છંદના સંબંધનો મુદ્દો ચર્ચવાનું આવશ્યક બની ગયું. છેવટે, મેં પહેલાં કહ્યું છે તેમ જોડણી પરિવર્તન સ્વીકારીએ કે ન સ્વીકારીએ, ગુજરાતી પિંગળશાસ્ત્રની વાસ્તવિકતા તો આપણે સ્વીકારી શકીએ અને સ્વીકારવી જોઇએ.

□

## ડેવિડ ઇગનાતો □ સુ. દ.

હું વાઝ છું. મારા ઊંડાણમાં ફૂલોનો ગુચ્છો  
અને જળ છે. મારી આસપાસ ઝૂકેલી ડાળીઓને  
હું માણું છું. એને કારણે તો હું  
મને સ્વયંને અનુભવું છું.

જુઓ તો ખરા હું કેવો. ઊંચો અને ટટ્ટાર છું  
મારી ઉપર મ્હોરેલાં ફૂલો છે.  
મારાથી વિશેષ કોઇ સુંદર હોઇ શકે ખરું ?  
જે આમ તો કશું જ નથી પણ  
મારા ખાલીપા પર એક આવરણ છે.

□

## સમય ▢ લાભશંકર ઠક્કર

૧
અર્થનું ફળ ચીરી
સમયતક્ષક
મારે
ડંખ.
મૌનની
મરણોતલ
ઘટનામાં
શબ્દો
ફૂંકે
વિજયના
શંખ.

૨
ઓળખ
સમયને
ચાટે.
સમય
ઓળખને
ચૂમે.
બન્ને
એકબનીને
અર્થની
પરસાળોમાં
ઘૂમે.

૩
સમય સ્માર્ત

શબ્દના ખડકલાને
ખખડાવ્યા કરે છે
કાનમાં
યાન્
ત્રિક્
તાનમાં

૪
દૃષ્ટિ
સૃષ્ટિમાં
હતો

છે
હશે
સમય.

૫
ઉધઈથી ખવાઈ ગયેલું
સમયવૃક્ષ
પડે છે
ધબ્
દિવાસ્વપ્નમાં
ખબ્

૬
શબ્દને નિરંતર ગળી જતો
અતૃપ્ત
ઉછળતો સમય
મૌનને મળે
તત્ક્ષણ ગળે

૭
ભાવભ્રંશમાં અવળ
સવળ
શબ્દો ઊંચકી
ભાષામાં રઝળે
સમયભાન.

૮
પોટલું બાંધવામાં
સમય
પોટલું ઊંચકવામાં
સમય.
પોટલું છોડવામાં
સમય.

૯
સમય થાગડ
થીગડ કરે.

ચેતના રહે લીરાતી
રહે ચીરાતી

૧૦
ક્યાંનો ક્યાં લઇ આવ્યો છે
સમય
પ્રગાઢ જંગલમાં
ભાષાનાં
મૂંગાં ?

૧૧
સમયની દીવાલ પાછળ
અસીમ
એકલતા

□

---

## કાંખઘોડી □ ભરત પાલ

એકબીજાના બળે દોડી શકે છે બે પગો,
એમ બે પાંખો વડે ઊડી શકે ઊંચે ખગો,
શ્વાસ ને વિશ્વાસ બે છે કાંખઘોડી આપણી,
કોણ જાણે શી ખબર ક્યારે અચાનક દે દગો !

□

## કવિતાવાણીનું આ મુંબઇ કેન્દ્ર છે □ ઉદયન ઠક્કર

કવિતાવાણીનું આ મુંબઈ કેન્દ્ર છે. સમાચાર ઉદયન ઠક્કર વાંચી સંભળાવે છે.

પોતાની પત્નીઓને રોજેરોજ પિંબેડનાર પંદર ઇસમોની જોરાવરનગર ખાતેથી ધરપકડ કરાઇ છે. મુખ્ય ચૂંટણીકમિશનર ટી. એન. શેષને આ પંદરેપંદરની મુનષ્ય તરીકેની ડિપૉઝિટ જપ્ત કરી છે.

ભારત સ્ટોર્સની નાદારી પાછળ મેસર્સ જયચંદ અમીચંદની પેઢીનો હાથ હોવાનું હવે બહાર આવ્યું છે. આ પેઢીના ભાગીદારો હાલમાં નાસતા ફરે છે. દિલ્હી ખાતેથી એક જનતાજોગ નિવેદનમાં સ્ટોર્સના મૅનેજર શ્રી ગાંધીએ જણાવ્યું હતું કે આ ભાગેડુઓમાંથી કોઇ જો મળી આવે તો એને તરત રાજઘાટ, દિલ્હીના સરનામે મોકલી દેવો.

'મુંબઇ મિલમાલિક મંડળ'ના અધ્યક્ષપદે શ્રી દત્તા સામંત સર્વાનુમતે ચૂંટાઇ આવ્યા છે. અધ્યક્ષપદની ચૂંટણીનું આ પરિણામ તારીખ પહેલી એપ્રિલે જાહેર થયું હતું. આના કારણમાં એમ માલૂમ પડે છે કે મુંબઇમાં એકેય મિલ હવે બચી નહીં હોવાથી શ્રી સામંતનો આ હોદ્દા માટે કોઇ હરીફ નહોતો.

અત્યાર સુધી મુંબઇનાં મકાનો બેસી જતાં હતાં. હવે મકાનોના ભાવ પણ બેસી જાય છે. મુંબઇના બીલ્ડરો આજકાલ ખાતમુહૂર્તને પ્રસંગે ચા-પાણી કરાવી, અંતે સુપારી આપે છે એમ અમારા મરહૂમ ખબરપત્રીએ પોતાના આખરી અહેવાલમાં જણાવ્યું હતું.

આ સમાચાર તમે કવિતાવાણીના મુંબઇ કેન્દ્રથી સાંભળી રહ્યા છો.

ઇરાકથી તાજેતરમાં મળેલા સમાચાર મુજબ કુવૈતના નકશા પર સળ ન પડે તે માટે યુનાઇટેડ નેશન્સના તેર સૈનિકોનો ડૂચો થઇ ગયો હતો.

ચેન્નાઇ ખાતેથી મળતા અનધિકૃત હેવાલો પ્રમાણે અહીંના મરીના બીચના એક રહેવાસી શ્રી ગણપતિ સુબ્રમણ્યમ્ પોતાના પંજાબી પડોશી સામે ગઇકાલે ગિલ્લીદંડામાં હારી ગયા હતા. આના આઘાતમાં ને આઘાતમાં પાછલા ચોવીસ કલાકમાં પચીસ મદ્રાસી સતી થઇ ગયા છે.

શ્રી ભાગવત પુરાણના પ્રચાર અને સંવર્ધન માટે અખિલ ભારતીય વેદબચાવ સમિતિએ દાનની અપીલ કરી હતી. એ જ મંચ ઉપરથી એક નિર્મૂળ થતી જતી ભેંસોની ઓલાદ માટે પણ ફાળો મગાયો હતો. વેદબચાવ સમિતિ માટે મુશ્કેલીથી રૂપિયા ૧૦૮ એકઠા થઇ શક્યા છે. ભેંસો માટે, જોકે, ચાર લાખ મળ્યા છે અને વધુ આવી રહ્યા છે, આને વિશે ટિપ્પણી કરતાં વેદબચાવ સમિતિના મંત્રીએ એટલું જ કહ્યું હતું કે આ તો ભેંસ આગળ ભાગવત.

અમે સંરક્ષણના બજેટમાં કદી પણ કાપ મૂકીશું નહીં એમ તાઇવાનના પ્રમુખે ગઇકાલે જણાવ્યું હતું. તેમણે કહ્યું હતું કે ચીનાઓની ખોરાકની આદતો અતિ વિચિત્ર હોય છે અને તેઓ વાંદા અને ગરોળી ભેગું ક્યારેક તાઇવાનને પણ જીવતું ગળી જશે.

એક અગત્યની જાહેરાત. ગઈકાલે આ સ્ટેશનેથી અમે 'સ્પેશિયલ એક્સકલુસિવ મેજિસ્ટ્રેટ'ની યાદી જાહેર કરી હતી પણ તેમાં સરતચૂકથી તડીપાર થયેલા ગુનેગારોની યાદીનાં નામો વંચાઈ ગયાં હતાં. આ બદલ અમે દિલગીર છીએ. સાથોસાથ, તડીપાર થયેલા સર્વેગુનેગારોને અમે ખાતરી આપીએ છીએ કે તેમની માનહાનિ કરવાનો અમારો કોઈ ઈરાદો નહોતો.

સમાચાર પૂરા થયા.

❑

## ❑ હિતેન આનંદપરા

સૂર્યનું પ્રથમ કિરણ
કેટલાયે જન્મથી છે ઝંખના
કે જયાં તિમિર ને તેજ એક ક્ષણની કાજ સાથ હોય
એ ક્ષણે તેજસ્વી કોઈ કૂખમાં હું ગર્ભ થઈને લઉં શરણ
હો સંતરૂપે અવતરણ

સાવ શુદ્ધ ચિત્ત હોય
ને બધાયે રાગદ્વેષથી ઘણું અલિપ્ત હોય
રિક્ત હોય મન વીતેલી રાતની કણસ, હવસ, તરસ,
બધાંયે વળગણોથી દૂર દૂર દૂર જઈને વિસ્તરે :
ને સભર સભર વહે બે આંખથી ઝીણું ઝરણ
અનેકમાંથી એકનું રહે સ્મરણ

ગત અનાગતે રહું છું વ્યક્તમધ્ય
નિમ્ન છે કે શ્રેષ્ઠ છે એ જોખવામાં અસ્તવ્યસ્ત
ક્ષણ નહીં સદી વીતે ને સત્ય શોધવા પછી રહે નહીં કદી સમય
ના હોશ, જોશ, મુગ્ધતા
અને અનેક રૂપમાં પીછો કરી રહ્યું મરણ
અદલબદલ કરી રહ્યા છે આવરણ

આ બધું નિહાળતું રહે છે સ્થિતપ્રજ્ઞ રહી

સૂર્યનું પ્રથમ કિરણ...સૂર્યનું પ્રથમ કિરણ

❑

('સૂર્યનું પ્રથમ કિરણ' કાવ્યસંગ્રહમાંથી)

## બે ગીત ▢ મુકેશ જોશી

પંખીઓ ઉડવાનાં ક્લાસ નથી ભરતા
ન માછલી સ્વીમિંગ પુલ જાતી
ખુશ્બુએ વાયરાનું ટ્યુશન ક્યાં રાખેલું
તોપણ એ કેવી ફેલાતી...

ભમરો વિશારદ નથી તોય ગાય
કહે ફૂલોને કાનમાં પતંગિયાં
બેટરીનું આખું વિજ્ઞાન નથી જાણતાં
તોપણ શું ચમકે છે આગિયા
ઝરણાં પૂછીને ભૂસકાં ન મારતાં કેટલીક મળવાની ખ્યાતિ
....ખુશ્બુએ વાયરાનું...

ઝાડવાંઓ યોગાસન શીખ્યાં નથી જ
છતાં ઊભાં અડગ એક ચરણે
કીડી-મંકોડીને ચિંતા ક્યાં હોય છે
કોણ મારી દીકરીને પરણે
ઈર્ષા આવે દોસ્ત ! એ રીતે ઊજવે છે
એ લોકો એમની હયાતિ... ખુશ્બુએ

પર્વત પણ બી.એ.બી.એડ. નથી
તોય એની વાદળ સુધીની છે પ્હોંચ
માણસ શું શીખ્યો છે માણસાઈ લંગડાતી
પગમાં પ્હેરી જાણે મોચ
આપણને નહીં એ લોકોને જોઈને ઈશ્વરની છાતી ફુલાતી
ખુશ્બુએ

▢

ચાર-પાંચ મોજાંના ચેક લખી નાખ્યા ને
મનનો માહોલ હવે ટેન્સ છે
ભાઈ, જરા જોઈ દ્યો મારા આ ખાતામાં
કેટલો દરિયો બેલેન્સ છે...

ઝરણાંઓ F.D. માં મૂકી દીધાં કે
નદીઓ જેવું જ મળે વ્યાજ
ઝાકળના જેટલો છે મારો પગાર :
બાંધી મુઠ્ઠીમાં છે લાજ
લોન ઉપર ચોમાસું આપે જો કોઈ
તો મારે માટે એય ફેન્સ છે... ભાઈ...

બીજી કો' બૅન્કમાં કૂવાઓ મૂક્યા'તા
એય હવે પહોંચેલા તળિયે
રણ જેવું દેવું હો માથા પર બાકી
તો શી રીતે મૃગજળને મળિયે
આંખોનાં ઝળઝળિયાં વેચી મારીશ
હવે એટલી જ મારામાં સેન્સ છે... ભાઈ

□

## ગઝલ □ અશરફ ડબાવાલા

જીવવાના ભાસ પાસે ખંડણી ઉઘરાવ મા.
તું બચેલા શ્વાસ પાસે ખંડણી ઉઘરાવ મા.

અંશ તારો છું તો મારી આબરૂ પણ રાખજે;
સૂર્ય થૈ અજવાસ પાસે ખંડણી ઉઘરાવ મા.

નામ સંબંધો દૈને લાગણીના વેશમાં;
સાથ કે સહવાસ પાસે ખંડણી ઉઘરાવ મા.

જિંદગીમાં જે થવું'તું તે થયો'તો એ બદલ;
આમ તું ઈતિહાસ પાસે ખંડણી ઉઘરાવ મા.

મેહરબાની કર હવે આકાર કે આધાર થૈ;
તૂટતા વિશ્વાસ પાસે ખંડણી ઉઘરાવ મા.

છે સુગંધોનો ખજાનો ક્યાંક તારા ભીતરે;
પુષ્પના વિન્યાસ પાસે ખંડણી ઉઘરાવ મા.

છું હયાતીથી હણાયેલો પરાજિત માનવી;
આ મરણના દાસ પાસે ખંડણી ઉઘરાવ મા.

□

કવિતા : મૌનની કળા
તંત્રી : સુરેશ દલાલ
વર્ષ : ૩૩ અંક : ૨ ડિસેમ્બર, ૯૯
સળંગ અંક : ૧૯૪
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ



# કવિતા



**ખાસ સૂચના :** કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહીં. અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.

**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઇનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેના પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિમિત્રોને વિનતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

**લવાજમ :** દેશમાં ૮૦/- રૂપિયા, પરદેશમાં સીમેલ રૂા. ૧૭૦/-, ઍરમેલ રૂા. ૨૭૦/-, આ અંકના રૂપિયા ૧૫/-.

બહાર ગામનું લવાજમ 'SAURASHTRA TRUST'ના નામથી મનીઑર્ડર / ડ્રાફ્ટ મોકલવા વિનંતી.

પત્રવ્યવહારનું સરનામું : સર્ક્યુલેશન મૅનેજર, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧ T.P. 2870831, FAX NO. 022-2874097

મુદ્રક અને પ્રકાશક : સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ કાર્યાલય, જન્મભૂમિ માર્ગ, કોટ, મુંબઈ-૧

મુદ્રણ સ્થળ : મે. પ્રીન્ટેજ પ્રા. લિ. સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુંબઈ-૪૦૦ ૦૧૩.



પોતાના પહેલા કાવ્યસંગ્રહના વિમોચન પ્રસંગે ડાબેથી મુકેશ જોષી (કાવ્યસંગ્રહ : કાગળને પ્રથમ તિલક), રમેશ પારેખ અને હિતેન આનંદપરા (કાવ્યસંગ્રહ : સૂર્યનું પ્રથમ કિરણ).

**અંતિમ વિદાયવચન ▢ રવીન્દ્રનાથ ઠાકુર ▢ હ. ભાયાણી**

હું જયારે અહીંથી અંતિમ વિદાય લઉં, ત્યારે તે વેળા
મારા આ વચનો હજો : જે કાંઇ મેં જોયું છે તે જે
અતિક્રમી જાય - તેનાથી વધી જાય એવું કશું જ નથી.
મેં આ કમળમાં છૂપો રહેલો મકરંદ આસ્વાદ્યો છે :
આ કમળ કે જે તેજના સાગર પર ફેલાઇ રહે છે;
આ હજો મારી અંતિમ વિદાયવેળાના શબ્દો.
અનંત રૂપોના આ નાટ્યમંદિરમાં મેં પણ
નાટક ભજવ્યું અને અહીં મને અરૂપનાં દર્શન થયાં,
મારો સમગ્રદેહ અને અંગોપાંગ એ અસ્પર્શ્યના
સ્પર્શે રોમાંચિત થયાં છે. હવે મારો અંત અહીં આવતો હોય
તો ભલે આવે : આ છે મારાં અંતિમ વિદાયવચન

▢

**▢ રજની મહેતા**

હવે મને
વેદના સ્પર્શે છે,
પણ આરપાર વીંધતી નથી.

કોઇ રખે એમ માને
કે
હું સાવ સંવેદનશૂન્ય થઇ ગયો છું.

હવે હું ખરતા પાંદડાને જોઉં છું
ત્યારે એ ભોંયભેગું થઇ ગયું
એની હતાશાને વાગોળતો નથી

પણ જ્યારે
પીછું ખરતું હોય ત્યારે ખરતી વખતે
પવનમાં એની લિપિ ચિત્રિત થઇ હોય એને
નામ ન આપી શકાય એવા
વિચિત્ર ભાવથી જોયા કરું છું.

હવે હું મારી વેદનાને જોઉં છું
મારી પોતાની સંવેદનાથી
સાવ નિર્મમ થઇને.

▢

❑ **સુરેશ દલાલ**

રૂકમણિએ રાધાને એસ.ટી.ડી. કર્યો
　　અને પૂછ્યું કે કૃષ્ણ તારો કોણ છે ?
રાધા ને મોહન તો મોબાઇલ પર મચ્યાં'તાં :
　　એમાં કોઇ પણ સવાલ સાવ ગૌણ છે

કૃષ્ણ તો આરે કોલોની ચલાવે છે.
　　અને રાધા એક્સ્પોર્ટ કરે ફ્રૂટ્સ
રાધા ને કૃષ્ણના યુગોથી રોપાયા
　　ઊંડા ને ઊંડા છે રૂટ્સ
બન્નેના પ્રેમમાં રૂટિન જેવું કાંઇ નથી
　　વાતો કરે ને છતાં મૌન છે

પારુ ચંદ્રમુખીને ફૅક્સ કરી પૂછે છે
　　મારો દેવદાસ તારો કોણ છે ?
દેવદાસ શરાબમાં ને ચંદ્રમુખી ખ્વાબમાં :
　　એમાં કોઇ પણ સવાલ સાવ ગૌણ છે
જયાં જયાં જુઓ અને જયારે જુઓ
　　તો ચારે બાજુ પ્રણયત્રિકોણ છે

❑

❑ **રમેશ પટેલ**

સૂરજને
ધુમ્મસના કાચમાંથી જોતાં
જાણે કે ચંદ્ર જ !

❑

## ❑ અલ્યા, આવું કેવું ? ❑ અનિલ વાળા

અલ્યા, આવું કેવું ?
દરરોજ અહીં તો નવડે મીંડે નેવું...

એકમાં એક ઉમેરી કાયમ બે કરવાનો તું...
દરિયામાં દરિયો ઉમેરે, એનો સરવાળો શું ?

એક થઈને જીવીએ, ચાલ આપણે બેઉ...
અલ્યા, આવું કેવું ?

ફૂલો સાથે તારે કરવો પ્રેમ અઢીસો ગ્રામ,
તોળીશ મા તું ક્રૂર ત્રાજવે લાગણીઓને આમ !

'માણસ' જેવું નામ ધર્યું તો ઉતાર એનું દેવું !
અલ્યા, આવું કેવું ?

❑

## ❑ દિલીપ મોદી

વીતી ગઈ તે વાતનો ઉલ્લેખ ના કર
જાગરણની રાતનો ઉલ્લેખ ના કર
લખ, ભલે લખ, જોઈએ તો રોજ લખ તું
શબ્દમાં તુજ જાતનો ઉલ્લેખ ના કર

❑

## ❑ પિનાકિન ઠાકર

સાવ સૂતેલી લાગણીઓને ઉરમાં ધરબી દેવી
આવતા ભવમાં હું થાઉં ખેડૂ, તું થા મારી જીવી…

ચોપાડ વચ્ચે ઢોલિયો ઢાળી નિરાંતવા હું બેસું
ફળિયાને બુચકારે તું : નવલા કાઢે વેશું
ઝાંઝરને ઝમકારે હું દલડું આપી બેસું
ફળિયા સમેત આંખોથી તને બથમાં ભરી લેવી

આવતા ભવમાં હું થાઉં ખેડૂ, તું થા મારી જીવી…
નાનકડા ખેતરની વચ્ચે ઘેઘૂર વડલો છાંયો
ખેતરથી કૂવામાં સીદ્ધો ધબ્બાક કરતો નાહ્યો
પોરો ખાઈ થાકું ત્યાં જગવે તારો પડછાયો
પોટલીમાંથી મરચું રોટલો; તુંબડી છાશને પીવી
આવતા ભવમાં હું થાઉં ખેડૂ, તું થા મારી જીવી…

ઓકળિયુંની મરોડ રેખું દરવાજે તું દેતી
છાણવાસીદું ચોકાપાણી ઘરના રોટલા ઘડતી
છાનું રડતા બાળુડાને ખોળામાં તું લેતી
ઉરમાં ધરબાઈ લાગણીઓને શબ્દોમાં ક્યાં કહેવી
આવતા ભવમાં હું થાઉં ખેડૂ, તું થા મારી જીવી.

❑

## બે કાવ્યો ◻ જયન્ત પાઠક

### એકાકાર ભયો !

જીવડો ઊઠી ગયો જગતવા,
રુદિયો રૂઠી ગયો,
ઓચિંતો અંગે અરચેલો
ગુલાલ ગેરુ થયો !
હવે બધી પરકમ્મા પૂરી
નહીં તીરથ, નહીં જાત્રા,
એક પલાંઠી અચલ હવે તો
શૂન્ય સમાધિ માત્રા,
ચંચલના તલ ભેદી જગતવા, અતલ-ઊંડેરું ગયો !
ઘાટે મૂકી ગઠરી હાલ્યો,
રાગ મૂક્યા ને દ્વેષ,
નાવ ઉતારી જલમાં, પાછળ
કામ મૂક્યા ને ક્લેશ,
અર્ણવ ને આકાશ જગતવા-એકાકાર ભયો !

### છાનું માનું

છાનુંમાનું મોહનજીએ મૂક્યું હાથમાં મોતી,
ના જાણું સૌ ગોપીજનમાં એક મને કાં ગોતી ?!

આટઆટલી આગળ પાછળ
ફેરફુદડી ફરતી,
એકાદા મરકલડા માટે
બાપડીઓ કરગરતી,
ને હું તો એની ભૂલભૂલમાંયે સામું ના જોતી !

જાણું : મોહનજીને ગમતાં
લાડ-કોડ ને લટકાં,
અવગણના-અપમાન પરંતુ
પીડે એને અદકાં;
હૈયે મારે ઝૂલવું એને પરોવાઈને
થઈ હારનું મોતી.

❑ **મહેશ દવે**

ગળતી-ટપકતી ચકલી નીચે
મેં ખાલી બાલદી મૂકી;
ટપ્-ટપ્... ટપ્-ટપ્... ટીપાં.

ટીપાંનું સંગીત સાંભળતો
બેસી રહું છું;
ચકલી ફેરવી બાલદી ભરવાનું,
નહાવાનું ભૂલી જાઉં છું.

ધીમે, ધીમે,.... ટીપ.... ટીપે....
ભરાતી જાય બાલદી,
સંભળાય હવે,
નિયમિત ધફ્, ધબ્.... અવાજ ડબ્... ડબ્;
ધીરજ ધરી બેસી રહું છું.

ઉપર આવે પાણીની સપાટી
વર્તુળાકાર વિસ્તાર,
વર્તુળમાં ટીપું લહેરાય
સર્વાશ્લેષ ફેલાય,

બાથરૂમની શૂન્યતા : સભર, સભર.
બાલદી જળજળાકર,
આંખ સામે ૐકાર,
ચમત્કાર !

❑

❑ **પ્રીતમ લખલાણી**

સમી સાંજે
ટહુકાને
આભમાં
રઝળતો મૂકી
ઊડી ગયેલ
પંખીને શોધવા
ચંદ્ર
રાત આખી
ભટક્યા કરે !
❑

❑ **યાકૂબ પરમાર**

કાગળ ઉપર નદી ચીતરી,
મને કહે કે પી.
ઈશ્વર મારી મજાક કરતો,
હસતો ખી ખી ખી.

ઉપર બેઠાં આડીઅવળી
મસ્તી એને સૂઝે,
ખખડાવે એ દ્વાર કદી તો-
આંગળીઓ આ ધ્રૂજે.
પ્રહાર એનો સ્વીકારવાનો
હસતા મોઢે જી.

એની સૂકી લાગણીઓનો
ભૂકો એ ઉછાળે,
લમણું તૂટે એવું ક્યારેક,
આવે મારા ફાળે.
કોણ કહે એને કે માળા,
કશાકથી તો બ્હી.

❑

❑ **નવનીત જાની**

ભૂતકાળના પગલાં આગળ પગલું નીકળ્યું,
સપનાનાં ઘરમાંથી કાચું સપનું નીકળ્યું

ઘેરાયેલું રહ્યું આંખની કીકી ફરતે,
ખોલ્યું તો ચોમાસું અડધું ઉજળું નીકળ્યું

ઓમતગોમત રમતા કોઈએ થાપો માર્યો,
સંતાકૂકડી રમતા રમતા સઘળું નીકળ્યું

સવાર થતામાં વણજારાઓ ચાલી નીકળ્યા,
મંગાળામાં એક અડાયું અધરું નીકળ્યું

જેનાં ટેકે આંખ મૂકીને સરવર જોયું,
એ તો બાનું નહીં ફરેલું પડખું નીકળ્યું

❑

## □ કૃષ્ણનું નિધન : રાધાની ઉક્તિ

□ રમાકાન્ત રથ □ મહેશ દવે

(ઉડિયા)

તારા અવસાનના સમાચાર
અહીં પહોંચ્યા છે.

તારી વિધવાઓમાં કે
તારા શબની પાછળ ચાલનારા ડાઘુઓમાં
મારી ગણતરી કરીશ નહીં.

તારું શબ
દૂર છે, ઘણું દૂર છે.
હવે મજાક છોડ,
વરરાજા થઇ આવી જા !

રેશમી સાડી ને સોનાના ઘરેણા સજીધજી
હું બેઠી છું,
મારા કંકણ રણકે છે
તે રણકાર તમામ કુથલીકથાઓ ચૂપ કરી દે છે.

હવે ન તો તું કોઇનો પિતા છે,
ન પુત્ર છે, ન પતિ છે.
તું તો છે ગઇકાલના આપણા રાત્રિમિલનનું
નર્યું તોફાન.
તારો અવાજ મારી મજાક ઉડાવે છે,
તારો સ્પર્શ મારી એકલતાના કૌમાર્યનો શીલભંગ
કરે છે
હું રહું ન રહું ત્યાં તો તું
મારી કરમાયેલી ઝંખનાઓ ઝંકૃત કરી
હાસ્યની છોળો ઉડાડે છે.
તેઓ તારા મૃતદેહને
ચિતા પર મૂકશે

તેમને મન તું જે કાંઇ હતો
તે બધું ભસ્મીભૂત થશે
તેઓ ઘેર પાછા ફરશે
અને થોડા દિવસો રહી
તારા વિચાર અને બીજી તારી હજાર બાબતો વડે
તેઓ તારી ગેરહાજરી ભરશે.

મારા આનંદની કોઇ સીમા નથી.
એમને માટે તું મૃત્યુ પામ્યો ન હોત
તો સદૈવ સંપૂર્ણ મારો બની રહ્યો ન હોત.

બધાં તને મરી ગયેલો માને છે
તેથી જ તો નદી કિનારે મારી આવનજાવન
હવે સાવ ભયરહિત છે.
મારા બાહુઓમાં તને ભીડી હું બેઠી હોઇશ,
તારા હાથ મારું શરીર પસવારતા હશે,
તારો પ્રતિકાર કરવાનું સઘળું બળ
કે બોલવાનું તમામ જોર, મેં ત્યજી દીધું હશે,
મરવું કે જીવવું મારે માટે અશક્ય થઇ પડયું હશે,
ત્યારે
તેઓ મને ભૂલી જશે
અથવા મરેલાઓની જેમ તેઓ સૂઇ રહેશે

❑

## ❑ જતીન બારોટ

માગશરે મ્હોર્યું છે રૂ
ઉણવરહ ચોમાસે વાવુ હું લાગણી,
વાવણીમાં ઊગે જો તું

નવઘણ કૂવાનો અંધાર તારા વાળે ને,
ઈડરીયા ગઢ તારી છાતીએ
રૂડા તે મ્હેલ જશે કોના રે ભા'ગમાં,
એવા રે ભાગ અમે ભાખીયે

ઢોલીયા પે આવીને સૂ
ઉણવરહ...

તારે ખેંગાર સમો જો'શે ધણિયાત,
તારે ખોરડા જો'શે રે ખાનદાની
તોરાંદે સરીખીરે તોરીલી જોઇ તને,
ચોરટાએ થઇ જાય ધ્યાની

ભલ્લભલા પીતા રે ભૂ
ઉણવરહ....

❑

## ❑ પન્ના નાયક

શબ્દ એ તો વાંકોચૂંકો
ઊંચોનીચો
આડોઅવળો
ને
અકાળ ઘરડો
ભીતરમાં ય ક્યાંક ઉઝરડો
નાદાન ને છોકરડા જેવો
કરે ત્રેખડ ને ત્રાગું
એથી તો શબ્દોથી બસ હું
દૂર જવાને માગું

કેવળ મૌન તને હું આપું

❑

## પ્રથમ પ્રણયાનુભૂતિની ગઝલ : ❑ રિષભ મહેતા

એમ શાને થાય છે તારા વગર રહેવાય નૈં
ને વળી આ લાગણીને પ્રેમ પણ કહેવાય નૈં

ખૂબ ઊંડેથી તને હું સાદ દઉં છું ને છતાં
તું મળે પ્રત્યક્ષ ત્યારે 'કેમ છે?' પુછાય નૈં

રાહ તારી જોઉં કે નીરખું કે હું ઝંખું તને
ત્રણ ઘટનાઓથી આગળ આ કથા કંઈ જાય નૈં

હુંય એ જાણું જ છું કે તું બધું જાણે જ છે;
તુંય એ જાણે જ છે કે કંઈ બધું કહેવાય નૈં

એટલી નાજુક છે તારી નિકટતા, કે તને-
એ તૂટી જવાના ડરથી સ્પર્શ પણ કંઈ થાય નૈં

એક દિ તું આ નજરથી દૂર થઈ જાશે અને
હું કહી પણ ના શકીશ કે કંઈ મને દેખાય નૈં

મહેંકતો ગજરો હશે તારી લટોમાં ને અહીં-
એ સ્થિતિ મારી હશે કે શ્વાસ પણ લેવાય નૈં

આ બધું કેવી રીતે છે આ બધું શા કારણે?
આ બધું કહેવાય નૈં, સહેવાય નૈં, સમજાય નૈં

❑

## તરફડે છે ▫ મનીષ પરમાર

માછલીનો શ્વાસ જળમાં તરફડે છે,
એક પડછાયો કમળમાં તરફડે છે.

ખૂબ ચાલ્યો છું, નદી જેવી નદીમાં,
પ્યાસ જેવી પ્યાસ તળમાં તરફડે છે.

આથમ્યા છે છાંયડા લીલોતરીના,
ખેતરોના ચાસ હળમાં તરફડે છે.

હું દિવસના જળ મહીં ઊભો રહ્યો છું,
આંસુઓના રંગ પળમાં તરફડે છે.

એ જ ઇચ્છાની ગલીમાં નીકળું છું,
કૈંક શબ્દોના વમળમાં તરફડે છે.

▫

## ...વિચાર આવે છે ▫ ભરત વિંઝુડા

રાતના કંઈ વિચાર આવે છે
જાતના કંઈ વિચાર આવે છે

તેં કહી'તી મને અધૂરી તે
વાતના કંઈ વિચાર આવે છે

આજને મેં અનુભવી જ નથી
કાલના કંઈ વિચાર આવે છે

એક પથ્થરને જોઉં છું ત્યારે
કાચના કંઈ વિચાર આવે છે

માત્ર તારા અને પછી તારા
નામના કંઈ વિચાર આવે છે

▫

**બધાં** ❑ **મનહર જાની**

ભીંત પર ઘડિયાળ રાખે છે બધાં
ને સમયનો ખ્યાલ રાખે છે બધાં

એક પત્તું રોજ ફાડે છે અને
વાર-તારીખ યાદ રાખે છે બધાં.

રોજ નાખે છે નજર અખબારમાં
ચા પીવાની ચાડ રાખે બધાં.

ચીતરે છે ચોપડા સંબંધના,
વાંઝિયો વહેવાર રાખે છે બધાં.

ટહેલવા દરિયાકિનારે જાય છે
જીવ જલસામાં જ રાખે છે બધાં.

ફૂલ મૂકી જાય છે મનહર કદીક
ને કબર પર હાથ રાખે છે બધાં.

❑ **સુ.દ.**

મારી આંખો બંધ
મીંચાયેલા કાન
દીવાબત્તીને
મેં ક્યારનાયે ઓલવી નાખ્યા છે.
મારા અસ્તિત્વની આસપાસ
કેવળ મૌન.
મારો અંધકાર
હવે મૌનને પણ સાંભળવા તૈયાર નથી.

❑

## ▫ ગીત ▫ અરવિંદ ગડા

હૈયાની વાત તમે હોઠે ન લાવો ને બોલો નહીં કે તને ચાહું છું હું
લાગણીના સુક્કાભઠ દરિયાની પાંપણ પર તોય હજુ સોણલા સજાવું છું હું

હૈયાની ભાષા તો હૈયું ઉકેલે ને હોઠોએ રહેવાનું ચૂપ
ચાહતની સરવાણી કેવી સુકાણી કે સુકાયા સગપણના કૂપ
આંખો જુએ છે હવે આષાઢી સપનાઓ મનડાને મનમાં મનાવું છું હું
લાગણીના સુક્કાભઠ દરિયાની પાપણ પર તોય હજુ સોણલા સજાવું છું હું

લાગણીના દરિયાની બળબળતી રેતી પર અંકાયા પગલાઓ ચાર
હિજરાતા હૈયા બે, હોડી હલેસાં લઇ, નિકળ્યા'તા પામવાને પાર
હોડી તો અટવાણી મનખાની માયામાં, ફોગટ હલેસાં હલાવું છું હું
લાગણીના સુક્કાભઠ દરિયાની પાપણ પર તોય હજુ સોણલા સજાવું છું હું

## ચાંદીની ચમચી ▫ કિમ ગ્વાંગ ગ્યૂન ▫ સુશી દલાલ

(કોરિયન)

પહાડ થઇ ગયો છે અંધકારમાં વિલીન
ફિક્કી પડી ગઇ છે સાંજની આભા
જમવાના ટેબલ પર પાછો આવ્યો નથી મારો દીકરો
રાખી મૂકી છે એક ચાંદીની ચમચી એની સુંવાળી બેઠક પર
ચમચી પર નીકળી આવ્યા છે આંસુ

ઘેરી રાતમાં હવા તેજ થઇ ગઇ છે
હવામાં સાંભળું છું મારા દીકરાનું સ્મિત
એ પોતાના ખંડમાં જુએ છે
બારી ઊઘાડે છે અને બંધ કરે છે
એક ગલીમાં એને ચાલતો હું જોઉં છું
ખૂબ દૂરના એક પ્રદેશમાં
ધીરે ધીરે આગળ વધે છે એના કદમ, ખુલ્લા પગ, રડતા રડતા
સાદ પાડું છું હું પણ કોઇ જવાબ નથી
બસ જોઉં છું એનો પડછાયો
ચમકતો

▫

## અરરર બાઇ, આ તો કેવી નવાઇ ! ▫ રમેશ પારેખ

કે બાઇ, મુંને આજ કો'કે લીંબોળી મારી
બાઇ, હું તો છટકીને ભાગવા ગઇ
કો'ક નજરુંની વાડ અડી ભારી...

લીંબોળી વાગી ને આખુંય અંગ
કાંઇ એવું દુઃખે તે કાંઇ દુઃખે
લીંબોળી મારીને મલકી જાનારનું
નામ નથી લેવાતું મુખે
બાઇ, હું તો બારણાં ભીડેલાં રાખું
તો ઊઘડી જતી કેમ બારી ?

બાઇ, હવે આંખેથી ટપકે ઉજાગરા
નીંદર તો શમણાંની વાટે
છાતીના ધબકારા લૂંટી ગયું કોઇ
નાનકડી લીંબોળી સાટે
બાઇ, હું તો આખાયે ગામને જીતી
ને લીંબોળી સામે ગઇ હારી...

લીંબોળીમાં તો બાઇ, કેટલા લીંબડા
લીંબડાને કેટલી ડાળી
ડાળી પર કોયલ ને કોપલના ટહુકા
ટહુકામાં પ્રીત નખરાળી
અરરર બાઇ, આ તો કેવી નવાઇ
હું તો ટહુકે હણાઇ પરભારી...

— મુકેશ જોશી

આંખોનું ચરિતર અદ્‌ભુત હોય છે. આંખો માત્ર આંસુની ગૌમુખી નથી, એ આસ્થાની રંગોળીય પૂરી જાણે છે. નખરાળી, નારકણી આંખો, કંટીલી આંખો, તીરછી આંખો, તોફાની આંખો, ઝેરી આંખો, તેજતર્રાર આંખો, લોભામણી આંખો - અરે, આંખોનાં તો આવાં કેટકેટલાં રૂપો હોય છે ! સમજુને આંખોના સંકેતો ઉકેલતાં આવડે, ગમારને તો બે ડોળા જ દેખાય. આંખો બોલતી પણ હોય, ભીંજવતી પણ

હોય, બહેકાવતી પણ હોય ને મૂંઝવતી પણ હોય. કવિ મૂકેશ જોશીના ગીતમાં જાણે લીંબોળી આંખોની ગરજ સારે છે :

કે' બાઈ, મુંને આજ કો'કે લીંબોળી મારી
બાઈ, હું તો છટકીને ભાગવા ગઈ
કો'ક નજરુંની વાડ અડી ભારી...

અન્ય અમરતફળના આશકો તો અનેક હોય પણ કડવી લીંબોળીનું લેવાલ તો કોઈક પાગલ જ હોય. લીંબોળી કશું માગે નહીં, પણ કોઈ કોઈને મારે તો લીંબોળી હથિયારની જેમ વાગેય ખરી ! કોઈએ લીંબોળી ઉછાળી કે લીંબોળી જેવી લીલીચટ્ટાક આંખો ઉલાળી ?- એવું નાયિકાને પૂછવાનું મન થાય. તે બિચારી શું કહે ? કદાચ એમ કહે - 'મને તો કોઈએ રમરમાવીને આંટી એની આ રઘવાટી છે. આ કળા કોણ કરી ગયું તેની મને ગતાગમ નથી.' કોઈનું નામ હૈયામાં સંતાડી રાખીને જીભને જૂઠાબોલી બનાવી દેવી એ કરતૂત છે પ્રેમના ! કાવ્યનાયિકા ભાગવા ગઈ પણ છટકી શકી નહીં. તેને એક લીંબોળીમાં રુંવાડેરુંવાડે મૂઢ માર વાગ્યો હોય તેવી ટળવળ ટળવળ વાણીમાં તે કહે છે :

લીંબોળી વાગીને આખ્ખુંય અંગ
કાંઈ એવું દુઃખે તે કાંઈ દુઃખે

લીંબોળી મારીને મલકી જાનારનું
નામ નથી લેવાતું મુખે...

નાયિકાની ઉંમરને અલૂણા દિ' ઊતરીને સલૂણા દિ' બેઠા છે પણ લીંબોળી વાગી એટલે દુખાવો તો થાય જ ને ? લીંબોળી મારનારને શું ? એ તો મલકે ! લીંબોળીનો માર જીભને પણ વાગ્યો હોય તેમ જીભ એવી દુઃખે છે કે જીભ લીંબોળી મારીને મલકી જાનારનું નામેય ઉચ્ચારી શકતી નથી.

લીંબોળી પાકે ત્યારે મિઠ્ઠી થઈ જાય છે એમ લીંબોળી વાગ્યાની પીડા પણ પાકીને મિઠ્ઠી મિઠ્ઠી થઈ ગઈ હોય તેમ બાઈ કહે છે :

બાઈ, હું તો બારણાં ભીડેલાં રાખું
તો ઊઘડી જતી કેમ બારી ?

હોઠનાં બારણાં બંધ કરીએ તો આંખોની બારી ખુલ્લીફટાક થઈ જાય એવી અવસ્થાનું નામ પ્રેમ, જેમાં કડવી પીડા પણ મિઠ્ઠી થઈ જાય. લીંબોળી વાગવાથી નાયિકાને લોહી નથી નીકળતું, નિસાસા નીકળે છે... કેમકે પેલો લીંબોળી મારનાર દિલફેંક લાલો નાયિકાની શેરીમાંથી વેણીભાઈ પુરોહિતનું પેલું ગીત ગાતો ગાતો નીકળ્યા કરતો હશે -

તારી આંખનો અફીણી
તારા બોલનો બંધાણી
તારા રૂપની પૂનમનો પાગલ એકલો... !

કાવ્યનાયિકાને એક લીંબોળી વાગી પણ પેલા લીંબોળી મારનારને તો આખેઆખો લીંબડો વાગ્યો, તેનું શું ? એક લીંબોળીએ બે પંખી પાડયા જેવો ઘાટ થયો

એમ જ કહીશું ને?

પેલા દિલફેંક લાલાએ નાજુક લલનાને લીંબોળી મારી તેની સજા તેને શું મળી તેની તો આપણે ફક્ત કલ્પના કરવાની. આ બાજુ નાયિકાની હાલત કેવી થઇ છે તેની રામકહાણી તેના જ શબ્દોમાં સાંભળીએ :

બાઇ, હવે આંખેથી ટપકે ઉજાગરા
નીંદર તો શમણાંની વાટે
છાતીના ધબકારા લૂંટી ગયું કોઇ
નાનકડી લીંબોળી સાટે...

લીંબોળી વાગ્યાની પીડા રગેરગમાં એવી ઘોળાય છે કે નફ્ફટ નીંદર્યું મૂઠીયું વાળીને નાસી ગઇ છે. આંખોમાં કરકરા ઉજાગરાનાં તોરણ બંધાણાં છે. તોરણમાંથી મોતી તૂટીને નીચે પછડાય એમ આંખમાંથી આંસુ બનીને ઉજાગરો ટપકી પડે છે. નાયિકા કહે છે - નીંદર તો શમણાંની વાટે - એટલે શું? નીંદર શમણાંની વાટ જુએ છે એમ? ના, આંખમાં તો ઉજાગરો ખડકાયો છે પણ નીંદર શમણાંના રસ્તે શમણાંને ગોતવા ભટકે છે એવું કંઇક સમજાય. શબ્દની શી મજાલ કે મનનો હાલ વર્ણવે? છાતી માંહ્યલા ધબકારા તો [illegible] તીમાં છે કેવળ ફ્રાસ્કા ને ધબાકા. [illegible] કરી દીધું! કવિએ લીંબોળીને ર [illegible] હોય, ક્યારેય તરબૂચ જેવડી ન હોય. વટકેલી વેદનાની વાતમાં વારેવારે વાહિયાત વિશેષણો ઘૂસી જાય - એ નાયિકાના હાથની વાત થોડી છે?

હવે કાવ્યનાયિકા શું કહે છે?

બાઇ, હું તો આખાયે ગામને જીતી
ને લીંબોળી સામે ગઇ હારી...

આંબો પાકે ત્યારે એની મઘમઘતી ગંધ અને સોનેરી લગડી જેવી લટકતી પક્વ કેરીઓ ભણી ભલભલા લાલચુડી નજરે તાકી રહે. તેમના તાળવામાં કેરી એવો કલશોર મચાવે કે મોં ફાટ્યું ને ફાટ્યું રહી જાય. આ આંબો એટલે આપણી કાવ્યનાયિકા. તેનું ફાટફાટ જોબન જોઇ ગામની ગધ્ધાપચ્ચીસીઓએ લાંબાટૂંકા કેટલાય લંગર નાખ્યા પણ નાયિકા નાદાન નથી. એના મનમાં એના માણીગરનું જે રૂપ કંડારાયું છે તેવો કોઇ જુવાન જાણે નજરે જ ચડતો નથી. જુવાનિયાઓ ઝૂરીઝૂરીને થાકયા-હાર્યા પણ કાવ્યનાયિકાએ કોઇને કોઠું આપ્યું નહીં. પણ હાય! પેલા અળવીતરા જુવાને એક લીંબોળી મારીને નાયિકાની સૂધસાન લૂંટી લીધી. તે હારી ગઇ પેલા છેલબટાઉ છેલ સામે. નાયિકા એ છેલને જ લક્ષણાવાણીમાં લીંબોળી કહી બેસે છે! કવિ મૂકેશ જોશીના જ શબ્દ ઉછીના લઇ કાવ્યનાયિકાએ પેલા છેલને મનોમન કહ્યું હશે -

આજે તારો કાગળ મળ્યો
ગોળ ખાઇને સૂરજ ઊગે એવો દિવસ ગળ્યો!

નાયિકાને પ્રેમના પારાવારની પ્રતીતિ થઇ ચૂકી છે. અંગેઅંગે કડવોવખ્ખ મીણો ચડયો છે. આ વાત કહેવા લીંબોળીનું ઉપાદાન કેવું કાવ્યોચિત છે? એક લીંબોળી

વાવી હોય તે તેમાંથી આખો લીમડો પ્રકટે. એ લીમડા પર લીંબોળીના ઝૂમખાં ને ઝૂમખાં ઝૂલે. એ બધાં ઝૂમખાંને વાવી દીધાં હોય તો લીમડાનું વન પ્રકટે. વનમાં કેટલા બધા લીમડાની કેટલી બધી ડાળી ને દરેક ડાળી પર કોયલ. વળી એ કોયલ ટહુકા કરે તો ફાગણ ગાંડોતુર થાય જ ને? ત્યારે પ્રેમીજનોની વિહ્‌વળતા કેવી ટોચે ચડે? આવું બધું થાય તેનું નામ પ્રીતિ - એ વાત કવિ મૂકેશ જોશીએ મુખરિત બનીને કહી દીધી છે. કોયલનો કલશોર ને પ્રીતનો દોર નાયિકાને એવી ચુંગાલમાં લે કે તેનું કોઇ જોર ચાલે નહીં. તે પરવશ બની દીનભાવે આમ જ કહેને?

લીંબોળીમાં તો બાઇ, કેટલા લીંબડા
લીંબડાને કેટલી ડાળી
ડાળી પર કોયલ ને કોયલના ટહુકા
ટહુકામાં પ્રીત નખરાળી

કવિએ પ્રીતને નખરાળી કહી છે પણ પ્રીત નખવાળી પણ હોય છે ને? તમને અંદરથી આખેઆખો વલૂરી નાખે ને ઉપર મૂઠી ભરીને મીઠું છાંટયું હોય તેવો કોયલનો કલશોર! ને ભાઇ, અંદર સુધી તો ઓસડ પહોંચે નહીં. અણિયાળો અજંપો જંપવા દે નહીં. પ્રીતિનાં હથિયારો કેટલાં બધાં - અજંપો, ઉજાગરો, ટળવળાટ, બળતરા, અણિયાળું એકાંત, આંસુ, એકાકી રાત, નભરમો દિવસ, ખાવા ધાતાં ઘર, નગર ને દુનિયા! આટલાં બધાં આયુધો એકીસાથે વાર કરે ત્યારે બિચારી કાવ્યનાયિકાનું શું ગજું કે હલ્લા સામે ટકે? એટલે જ તે પરાજયનો સ્વીકાર કરતાં કહે છે - હું આખા ગામને જીતી ગઇ પણ લીંબોળી સામે હારી, કોયલના કામણગરા ટહુકાથી હણાઇ ગઇ...

અરરર બાઇ, આ તો કેવી નવાઇ!
હું તો ટહુકે હણાઇ પરભારી...

-જે હણાઇ ગઇ તે જીવે કેવી રીતે? એ પ્રશ્નનો જવાબ છે - પ્રીતિના પ્રાણવાયુથી! હા, પ્રીતિ હણે છે ત્યારે દુરિતો હણાઇ જાય છે ને પ્રાંજલ પ્રીતિ સંજીવની બનીને માણસાઇને જિવાડી દે છે.

કવિ શ્રી સુરેશ દલાલે જેને ગીતોનો ગઢવી કહ્યો છે તે આ જણ - કવિ મૂકેશ જોશીના પ્રથમ કાવ્યસંગ્રહ ‘કાગળને પ્રથમ તિલક’માંની આ ગીતપ્રસાદી છે. મૂકેશનું આ ગીત લીંબોળીની જેમ તમને આંટી ગયું હોય તો તેનો આખો કાવ્યસંગ્રહ તમારે વાંચવો જ રહ્યો...



## ❍ માલતી પરીખ

(અ)

એક પછી એક
સ્વજન વિદાય લેતા જ ગયા
ત્રણ, પાંચ, પંદર કે વીસ કે સત્તાવીસ
બેતાલીસ, બાવન, પંચાવન કે સત્તાવન
પ્રત્યેક તબક્કે અભાનાવસ્થા કે ભાનમાં
જેમની સાથે કંઇક નામ-રૂપ સંબંધે
અનાયાસ જ બંધાયા હતા
તે એક પછી એક વિખૂટા પડતા જ ગયા
આસપાસમાં પણ કેટલાય પરિચિત
ચહેરા અદૃશ્ય થઇ ગયા
હતા જ નહીં જાણે
સ્મૃતિ પર પણ હવે તો વિસ્મૃતિના પોપડા બાઝી ગયા
પ્રત્યેક વ્યક્તિ તબક્કા સાથે ગાળેલો સમય
મમત્ત્વના તાણાવાણાથી ગૂંથાયેલી પળો
ક્યારેક ઉત્કટ ક્યારેક અભાવગ્રસ્ત
બચ્યાં છે જે સહુ તેય હવે તો
ક્યારેક નજીક લાગતા છતાં દૂરનાં નક્ષત્ર જેવાં લાગે
આજકાલ કંઇક વધુ જ એકલું એકલું લાગે છે
જે છે તેય ચાલ્યાં જશે તેનો ભય છે
જે પ્રેમ, ઉન્માદ, સ્નેહ કે નૈરાશ્યની ઉત્કટતાના
પિરામિડો બાંધ્યા હતા
ત્યાં રેતાળ આંધીના એંધાણ
હવે જીવન વિષેના અનુરાગ પર
ઉદાસ તટસ્થતાનાં પીળાં ફૂલો ઊગાડી રહ્યાં છે
મહેલ, શેરી, શહેર, ઘર, રસ્તાને કેટકેટલું સમારકામ કરતાંય
કાટ લાગી રહ્યો છે
અર્થ અને સભાનતાના બધ્ધા પ્રયાસ
જુઠ્ઠા પડતા જણાય છે

(બ)

તમે જ તો ઘર અને અર્થ આપ્યો તેને
આ બારિયાળાં મકાનને ભરી દીધું
જીવનનો અર્થ શોધતાં જ
જીવતરના પ્રયાસોથીઆ જણસ જોઈશે
પેલો અસબાબ. બાંધકામ મરમ્મત.
તે પેલા વિના તો નહીં ચાલે હમણાં
ચલાવી લો ને.
ફરી પ્લાન, ફરી નકશા, અર્થ અને સામગ્રી
સામગ્રી અને સલામતી, સલામતી અને સાર્થકતા

સાર્થકતા શોધતાં તો સફેદો લાગી ગયો.
જુવાનીનાં અલગારી સપનાં ને મદમસ્ત રંગોને.
પછી ઘરનો છેડો લંબાયો આશ્રમ સુધી.

આજકાલ છેવટને કિનારે બેઠાં વાતો
કરતા હોઈએ ને ભવાન્તરોને સલામ
ભરતા હોઈએ ને ઘડીક સમયને થંભવાનું કહું છું.
હજુ હમણાં તો પ્રેમ કર્યો હોય.
જુઓને કેટલું બધું કામ બાકી છે. હજુ હમણાં તો
ઘરની દીવાલોને સૂર્યનાં પ્રથમ કિરણોએ
ઉષ્માથી ભરી દીધી છે
થોભોને,
સમયને મુશ્કેટાટ બાંધી દઉં જરા

❑

V

□ સુ. દ.

નાનું અમથું કેરમબોર્ડ ને એમાં કુકરી ઝાઝી
ધાંધી થઈને હરખદુડી   દોડે ગાજી  ગાજી

કોણ કાળી ને કોણ ધોળી
        ને કોણ કિંગ ને સ્ટ્રાઈકર
વિવેચકો તો વરસાદ વિના
        આમતેમ ફરતાં વાઈપર
જેનું ગાડું એના ગીતો :   કહેતા   હાજી હાજી
ભીતરથી તો હોય બસૂરા પણ એકમેક પર રાજી

એકમેકનો વાંસો ચોળે :
        એવી રીતે વર્તે
અરીસામાં એ ચુંબન કરતાં :
        નફફટ થઈને નર્તે
ભમની પાસે ભમના લટકાં, શરીફ સોદાબાજી
પરિસંવાદની બેઠકમાં તો અદલબદલની બાજી

એકમાં વક્તા, એકમાં પ્રમુખ:
        વારાફરતી વારો
કોઈની પાસે ઘડો નહીં
        પણ કાદવિયો છે ગારો
ત્રણ પાયાની ખુરશી પર છે કોકરવરણા કાજી
માંહોમાંહે ઈનામ વ્હેંચે  જાણે વેચે ભાજી

□



અશરફ ડબાવાલાના કાવ્યસંગ્રહ 'ધબકારાનો વારસ'ના વિમોચન પ્રસંગે ડાબેથી રાજેન્દ્ર શુકલ, પુરુષોત્તમ ઉપાધ્યાય, રમેશ પારેખ, નવીન દવે, અશરફ ડબાવાલા, વિમોચનકર્તા જાવેદ અખ્તર, મધુમતી મહેતા, સુરેશ દલાલ, ગોપાલ દવે અને મનોજ ખંડેરિયા

## બે પેટી વચ્ચેનું સંવાદકાવ્ય ❑ હિતેન આનંદપરા

દરિયામાંથી એકસામટા ભાગી નીકળે ફીણ: ફીણ સાચવજો
દેહ પીગળતો મેલી ઘરને ઝળહળ કરતું મીણ: મીણ સાચવશું

આંગણ સામે ઊતરી આવી પંખીઓની ભીડ: ભીડ સાચવજો
છતની માથે છાંયો બાંધી શણગારીશું નીડ: નીડ સાચવશું

કોરીમોરી છાતીમાંથી પ્રગટી ઊઠી ચીસ: ચીસ સાચવજો
નવા ગગનમાં લઈને ભાગી જન્મ્યા ભેગી ભીંસ : ભીંસ સાચવશું.

ડર છોડીને પથ્થર સામે કૂંપળ લેતી ઝીંક: ઝીંક સાચવજો
ધરતી અમને ઝાડ થવાની લાગે છે બહુ બીક: બીક સાચવશું

કાળ નામના કઠિયારાની કરવત કાપે શીશ: શીશ સાચવજો
અંતરમાંથી ગયા જનમની હમણાં નીકળી ટીસ: ટીસ સાચવશું

તળાવમાંથી તળિયાસોતાં ઓઝલ થાતાં નીર: નીર સાચવજો
વનરાજાના વટની ઓથે ધબકે સાસણ-ગીર: ગીર સાચવશું

દરવાજાની એક તિરાડે નભ ઓચિંતુ થીર, થીર સાચવજો
વડદાદાએ વર્ષો વેચી અમને દીધું હીર, હીર સાચવશું.

❑

## આનંદવને ભ્રમર હતો ❑ ચાંગદેવ ❑ જયા મહેતા

(મરાઠી ભક્તકવિ, જ. અનિશ્ચિત- મૃ. ૧૨૯૮)

આનંદવને ભ્રમર હતો ! ઝંકારે ઊડયો ગયો કયાંક ॥
નામ નહીં રૂપ નહીં । જોવા ગયો તો કાંઈ જ નહીં ॥
ગુંજારવ રહ્યો, શબ્દ વિરમ્યો, વટેશ્વરી ચાંગા વિસ્મિત થયો ॥

('વટેશ્વર' નામથી પણ ચાંગદેવ ઓળખાય છે.)

❑

બે ગીત ❑ લાલજી કાનપરિયા

## (૧) ગોકુળિયું ગામ

મને ગોકુળિયું ગામ પાછું આપો
મારા લઈ લ્યો કોઈ સામટા સંતાપો.

મટકી ફોડી અમે માખણ ખાધું એને વીત્યા છે જુગના જુગ
બત્રીસ ભોજન હવે ભાવતાં નથી, એમાં આવે છે વૈભવની સૂગ !

ફરી આંગણામાં બચપણને થાપો !
મને ગોકુળિયું ગામ પાછું આપો.

ક્યાં નંદબાબા ? ક્યાં જશોદામૈયા ? ક્યાં કાળી કાલંદરીનો કાંઠો ?
ને રાધાનું નામ એક એવું તો નામ-જાણે ગળચટો શેરડીનો સાંઠો !

કોઈ હવે દેખાડો વનરાવન-ઝાંપો !
મને ગોકુળિયું ગામ પાછું આપો.

સોનાની દ્વારકાના કિલ્લાનાં કાંગરાઓ ભાલા થૈ છાતીમાં વાગે
ગોકુળની ધૂળમાં ખેલવાના કોડ ફરી અંતરમાં આજકાલ જાગે !

પડે કાળજામાં રોજ રોજ કાપો !
મને ગોકુળિયું ગામ પાછું આપો.
❑

## (૨) સમયનું છળ

સમયનું આ તે કેવું છળ ?
સરી ગૈ કરથી સોનલ પળ !

ઝલમલ ઝલમલ સૂરજ ઊગ્યો ફૂલોની લૈ મ્હેક
પંખી એક આવીને ટહુક્યું છાતી અંદર છેક !

પલકમાં ઊમટયાં રે વાદળ,
સમયનું આ તે કેવું છળ ?

અચરજ જેવું કોણ ઊઘડતું ? કોણ મલકતું મીઠું ?
અમથું વ્હાલું લાગે એવું સાવ અડોઅડ દીઠું !

નજરની જુઠ્ઠી સાવ અટકળ,
સમયનું આ તે કેવું છળ ?

અમથાં અમથાં શમણાં આવી અમથું મંન લલચાવે
અવળચંડી લાગણીઓ પણ મિથ્યા ધ્વજ ફરકાવે !

મળ્યાં છે અણિયાળાં અંજળ !
સમયનું આ તે કેવું છળ ?

## સાગર મારી આંખ છે ❑ સી. નારાયણ રેડ્ડી
❑ સુશી દલાલ

(તેલુગુ કવિતા)

સાગર જ મારી આંખો છે
એમાં મીઠું જ નહીં, આગ પણ છે.
એની પાંપણને કિનારે
સપનાની નાવ જ નહીં
સ્મૃતિઓનાં શબ પણ તરતાં રહે છે.
કાલની ભાગદોડમાં તૂટેલા
મેરુદંડના હાડકાના ટુકડાએ
આજે પડકાર આપ્યો છે કે
એને હું વજ્રાયુદ્ધ જેવા
પ્રયોગમાં પલટાવી દઉં.
મેં સાગરના કિનારે
સંકેતથી જોયું
ઊછળતાં મોજાં પર
પ્રહાર કર્યો
છલકાઇ ગયાં લોહીનાં બિંદુઓ
આજે મને જાણ થઇ કે
હું પણ સ્વયં શસ્ત્ર છું.
❑

## હે કવિ ❑ નગ્નમુનિ ❑ સુશી દલાલ
(તેલુગુ કવિતા)

પવન વિશે લખો
પણ પવનને તમારા ગીતમાં ભરો નહીં.
પાણી વિશે લખો
પણ લોહીમાં પાણી ભેળવો નહીં
ચંદ્ર, ચાંદની, નક્ષત્રો વિશે લખો
પણ અંધકાર અને ભૂખના અસ્તિત્વને નકારો નહીં.
પવન વિશે લખો
લખો કે પવન મોટા માણસો માટે જ વહે છે.
લખો કે ઝૂંપડાંઓને બાળવા માટે જ ફુંકાય છે.
જળ અને જળ-ક્રીડા વિશે લખો
લખો કે અશ્રુજળ જ મેઘ - સમૂહ છે.
ચંદ્ર, ચાંદની અને નક્ષત્ર :
લખો કે પેટ ભરેલા લોકોના
યુગલગીત ગાવા માટે જ
એનો ઉદય થાય છે.
❑

## આંસુમાં ❑ શયદા

અધિક છે વેદથી પણ જ્ઞાનનો વિસ્તાર આંસુમાં,
છુપાયો છે છુપી રીતે જગત - કિરતાર આંસુમાં.

કહીં આનંદથી ઉભરે, કહીં પર શોકથી વહેતાં,
તરે છે ને ડૂબે છે આ સકળ સંસાર આંસુમાં.

ભૂમિ, આકાશ ને પાતાળમાં પણ ધૂમ છે એની,
ખબર નહોતી હશે આવી અસર બે-ચાર આંસુમાં.

હજારો આશ અંતરની વસી છે બુંદ પાણીમાં,
હું એનો આ જ શોધું છું ડૂબીને સાર આંસુમાં.

હૃદય જે બા'ર આવે છે હશે એમાં હૃદયમૂર્તિ,
જરા તું ધ્યાનથી જો તો ખરો પળવાર આંસુમાં.

વ્યથા એને ન થાયે એ જ ચિંતા થાય છે એથી,
હૃદયનો શોક ચમકે છે બની શણગાર આંસુમાં.

લડે છે હર ઘડી આશા નિરાશા મુજ હૃદયમાંહીં,
કરે છે બા'ર આવીને પરસ્પર પ્યાર આંસુમાં.

નથી નિશ્વાસમાં 'શયદા' નથી મારા તડપવામાં,
કથા મારા જીવનની છે ફક્ત બે-ચાર આંસુમાં.

('અશ્રુ ચાલ્યા જાય છે' ગઝલસંગ્રહમાંથી)

❑

**મહેચ્છા ❑ રમણભાઇ બી. પટેલ**

ભલે આકાશે આ ઘન ગરજતાં, વીજ ચમકે,
નથી વર્ષા જ્યારે જરી તડફડે ચાતક અરે!
અને આવી રીતે તડફડવું તેનાય કરતાં
ઊડી ઊંચેઊંચે ગહન નભ-હાર્દે રઝળવું!
ભલે ત્યારે આવે મધુ-મરણ, ક્યાં છે જીવનમાં
વિના એના જે મેં હૃદય સમ ચાહ્યું યુગ થકી.

અને મારી ભોમે શિશુ-સમયથી રોપણ કરી
યુવાનીના જોમે સતત નીર છાંટયું મન ધરી.
અરે એ ક્યારીએ ફૂલ નવ ઊગ્યાં, ના ફળ થયાં;
નથી તેથી આજે મુજ ઉપવને વાસ મધુરી.
મને એનો વાંધો નવ જરીય, તોયે મુજ તરુ
બને સૂકું ત્યારે અવ નવ રહે જીવ જીવને.

પ્રભો! ખોટું યાચું નવ જરીય આ ક્રંદન મહીં:
મહેચ્છા છે મારી જીવનગતિને જ્યોત ધરવા.

("પ્રતીતિ" કાવ્યસંગ્રહમાંથી)

❑

❑ અશરફ ડબાવાલા

પ્રેમ જેવું શું હશે એ ધારવાની છે મજા,
ને પછી એથી વધારે પામવાની છે મજા.

સૂર્ય થાવાની નથી અમને લગન કે લાલસા;
એકબે ક્ષણ છાંયડામાં ગાળવાની છે મજા.

રાતરાણીની સમી યાદોની ચાદર પાથરી,
રાતની ફૂટપાથ પર આ જાગવાની છે મજા.

એ મળે તો કોણ જાણે શું થવાનું આપણું?
જે મળે કે ના મળે, પણ માગવાની છે મજા.

જ્યાં સુધી એની તને પણ વેદના થાતી હશે,
ત્યાં સુધી આ ઘાવને પંપાળવાની છે મજા.

હોય મન અકબંધ કે તૂટેલ, એનો રંગ છે,
તૂટવાની બાદ પાછું જોડવાની છે મજા.

ભીતરે અવસર સમું ને બારણે ઓવારણાં;
તોરણોથી નેજવાં શણગારવાની છે મજા.

('ધબકારાનો વારસ' કાવ્યસંગ્રહમાંથી)

❑

## હું અને મારું દુઃખ ❑ દુષ્યન્તકુમાર ❑ જયા મહેતા

(હિંદી)

દુઃખ : કોઈક પંખીના હમણાં જ જન્મેલા બચ્ચા જેવું
પણ સુખ : તમંચાની ગોળી જેવું
મને લાગે છે

તમે જ કહો
ક્યારેય તમે
ચાલતી ગોળીને ચાલતી
કે હમણાં જ જન્મેલા બચ્ચાને
ઊડતું જોયું છે!

❑

## ❑ લાભશંકર ઠાકર

||૧||

સામે કાંઠે
જડી છે
આવતાંય અને જતાંય
કોઈ અમૂલખ વસ્તુ
ભાષામાં.

વાગી છે
પ્રેમની પ્રેમની પ્રેમની
કટારી
ભાષામાં.

કેવું ઝીણું રે કાંત્યું છે
નથી રાખ્યું કંઈ બાકી
ભાષામાં !

લયના હિલોળે
આહા, પેટી ઘડી છે પુરુષોત્તમ કેરી
ભાષામાં

ભાષાતીત ભાષાના તાળામાં, રે આ
તન્મય તન્મય
ભાષાકૂંચી
ફરતી રે
ખટ ખૂલવાની આશામાં
ભાષામાં

||૨||

આ કાંઠે
બધંબધું પ્રતિબિંબાય
છલકાય
કિચુડાય
પછડાય
વેરાય
ભાષામાં.

||૩||

ભાષા
ફરી ફરી
ભાષાય.
આશા
ફરી ફરી
આશાય.
આ કાંઠે
ભાષામાં
ભાષા
ફરી ફરી
તરડાય
તૂટે.

('કિચુડ કિચુડ' કાવ્યસંગ્રહમાંથી)

❑

## ગૂંચ ◻ જગદીશ ત્રિવેદી

ઊંચે ને ઊંચે
આકાશની પાર
એક અજાયબ પતંગ
ચગાવવાનો રૂંવે રૂંવે તલસાટ.

આ આવી વાયુલહર
પતંગને તરતો મૂકવાની ઉતાવળ
ત્યાં જ
ફીરકી પર વીંટાળેલા દોરામાં
પડી ગઈ ગૂંચ-

હવે વહેવા માંડયો છે પવન પણ માફકસર
કિન્તુ આ
ગૂંચવાયલા દોરાના ગૂંચળામાં
અટવાઈ ગયો છે ક્યાંક છેડો.

◻

## ◻ રિલ્કે (જર્મન)

◻ : મહેશ દવે

મારી આંખો ફોડી નાખો : છતાંય હું જોઈ શકીશ;
મારા કાને ભોગળ વાસી દો : છતાંય હું સાંભળી શકીશ,
તું હતી ત્યાં પગ વગર પણ હું ચાલી આવીશ
અને, જીભ વગર પણ તારા અસ્તિત્વને સાદ દઈશ.
મારા હાથ કાપી નાખો : મારા હૃદયની ઝંખનામાં
મુઠ્ઠીની જેમ તને જકડી રાખીશ,
હૃદયને બંધ કરી દો ને મારું ચિત્ત તારા ધબકાર કરશે,
અને મારા ચિત્તને બાળી મૂકશો
તો મારા લોહીમાં તું વહેતી રહેશે.

[મૂળ કૃતિની ભવ્યતાનો અણસાર આપવો તે કવિતાના ભાષાંતરનું સૌપ્રથમ અને સૌથી મોટું પ્રયોજન. આ પ્રયોજન સિદ્ધ કરવા મૂળ કવિતાનો 'ટોન' જાળવવો રહ્યો. ઉપરનું કાવ્ય ઈશ્વરને સંબોધી લખાયું હોય તેવા તેના ભાષાંતર થયાં છે, પણ સાચું તો એ છે કે તે કવિની પ્રિયતમા લૂ સલોમ માટે લખાયું છે તેથી તેમાં વર્તાતો આક્રમક ઉત્કટ કાકુ. તે જાળવવાનો યત્ન કરો તો તે આધ્યાત્મિક કવિતાને બદલે પ્રણયકાવ્ય બની રહે છે

-વિલિયમ એચ. ગ્રાસ
(રિલ્કેના આધુનિક અનુવાદક)

◻

## કદાચ □ સુ ટિંગ □ સુ.દ.

(સર્જકની એકલતા માટે)

(ચાઈનીઝ)

કદાચ આ આપણા વિચારોને
કદીયે શ્રોતા નહીં મળે
કદાચ ભૂલથી લેવાયેલો રસ્તો
ભૂલમાં જ સમેટાઈ જાય.
કદાચ આ બધા દીવાઓ
જે આપણે એકી સાથે
અને એક જ સમયે સળગાવ્યા છે
એ બધા એક જ સમયે
ઓલવી નાખવામાં પણ આવે
કદાચ આપણા જીવનની મીણબત્તીઓ સળગ્યા વિના
ઉતાવળે આપમેળે પીગળી પણ જાય
અને આપણને ઉષ્માથી હુંફાવે પણ નહીં

કદાચ તમામ આંસુઓ વરસી જાય પછી
ધરતી વધુ ફળદ્રુપ પણ બને
કદાચ આપણે જો સૂર્યની સ્તુતિ કરીએ તો
સૂર્ય પણ પ્રતિભારૂપે આપણું સ્તુતિગાન કરે
કદાચ આ ભારેખમ બોજાઓ
આપણા તત્વજ્ઞાનને સબળ પણ કરે
કદાચ આપણે જો બીજાની યાતના માટે રડીએ
તો આપણી પોતાની યાતના વિશે ચૂપ રહેવું જ જોઈએ

કદાચ આપણા રોકયા રોકાય નહીં એવા ધ્યેય માટે
આપણી પાસે હવે કોઈ વિકલ્પ નથી

□

## ▫ અનિલા જોશી

તને મળવા હું કેટલો બધો આતુર
કે મેં મારા અસ્તિત્વનાં એંધાણ
ચારેતરફ મૂકી દીધા

મારા સ્પર્શથી તને શાતા થાય
એટલે હું હવાની લહેરખી બની આવ્યો
પણ તું તો સૂઇ ગયો ઍરકન્ડિશન્ડ રૂમમાં

પુષ્પ-બની હું રોજ ને રોજ ખીલું
પણ તારા પાસે મારી સુગંધ સુધી
પહોંચવાનો સમય પણ કયાં છે ?

તારા મનને મધુરપથી તરબતર કરવા
પંખીનો સૂર બનીને આવું
પણ તું તો મશગુલ
તારા પોપ મ્યુઝિકમાં

નિદ્રામાં તારું રક્ષણ કરી
સવારે તને ઊઠાડું એક જ આશાએ
કે કદાચ આજે તું મારી સાથે વાત કરીશ
પણ તું તો મોબાઇલમાં મસ્ત.

□

## ચકલી □ શિવજી રૂખડા

એક ચકલી કાચમાં ટકટક કરે
જાત સાથે એમ એ રકઝક કરે.

બિમ્બને પોતાપણું માની, અને
વ્યર્થ ઉધામા પછી અઢળક કરે.

ખુદને ભરખી ગઇ છે એષણા
કાચને બદનામ એ નાહક કરે.

કાચમાં હોવાપણાના ખ્યાલથી
કાચને ભ્રમણા વડે ભરચક કરે.

કાચમાંથી કેમ નીકળવું કહો-
એકધારી એકલી બકબક કરે.

□

## રવીન્દ્રનાથની કઇ રચના તમને સ્પર્શી ગઇ ?

❑ વિષ્ણુ દે ❑ સુ.દ.

(બંગાળી)

આ પ્રશ્નનો કોઈ ઉત્તર હોઈ શકે ખરો ?
આખા દિવસમાં સૂર્યપ્રકાશની કઈ ક્ષણ
તમને વિશેષ ગમી ગઈ
એના જેવી આ વાત છે.
સૂર્યનું કયું ગીત પૂરેપૂરું પ્રગટ અથવા અપ્રગટ
તમને ખૂબ સ્પર્શી ગયું ?
કે કઈ મોસમ ને કયા વર્ષમાં
ખુલ્લી સવારે કે ઝળાંઝળાં ભરબપ્પોરે
કે ઉદાસીની ઝાંય ભર્યા સૂર્યાસ્તમાં
કયું ગીત તમને ખૂબ ખૂબ ગમી ગયું ?

બચપણથી અમે સહજપણે
હવા શ્વસીએ છીએ
પ્રત્યેક દિવસ પ્રગટે છે ધવલ, ઉજ્જવલ પ્રકાશમાં
ક્યારેક સુખથી એનો થાય છે વિસ્ફોટ
ક્યારેક ગમગીનીભરી ઓટ
આ બધાં કિરણો ઢાંકે છે એકનો એક પુરાતન સનાતન સૂર્યરથ
એની ખરીઓનો ધ્વનિ અમારી નસેનસમાં
આ બધાં રવિકિરણોને એકમેકથી જુદાં કેમ કરી શકીએ ?
અથવા એમણે અમારી જિંદગીને સમૃદ્ધ કરી છે એ વાત
કઇ રીતે કહી શકીએ ?
અમે તો માત્ર સૂર્યને જોયા જ કરીએ છીએ
સવારે, ભરબપોરે અને સમી સાંજે

❑

❑ ઇ.ઇ. કમિંગ્સ ❑ સુ.દ.
(અમેરિકન)

તારું હૃદય હું મારી સાથે રાખું છું (હું એને મારા હૃદયમાં
રાખું છું.) એના વિના હું કદીયે હોતો નથી (ક્યાંય પણ જાઉં
તું હોય છે મારી સાથે ને સાથે મારી પ્રિયા; અને હું જે કંઈ કરું
કે મારાથી જે કંઇ થાય એ તારું જ કતૃત્વ. મારી પ્રિયતમા)
મને નિયતિનો ભય નથી
(તું જ મારી નિયતિ, મારી મધુરી) મને કોઈ દુનિયાની
જરૂર નથી. (હે મારી સત્યા તું જ મારું સુંદર વિશ્વ)
ચંદ્ર ઊગે છે ત્યારે એ શું કહે છે કે સૂર્ય જે કંઇ પણ ગાય
એ તું જ માત્ર તું જ, નથી કોઈ પણ તારા સિવાય.

અહીં તો કોઈ પણ ન જાણી શકે એવું ગૂઢ રહસ્ય લપાયું છે
(અહીં તો મૂળનું મૂળ અને કળીની કળી
અને આકાશ અને વૃક્ષનું આકાશ, જેને જીવન કહેવાય છે;
જે વિકસે છે ઊંચે ને ઊંચે આત્માની આશારૂપે
અને જેને મન પણ સંતાડી ન શકે)
અને આ જ વિસ્મય છે જે તારાઓને અલગ રાખે છે

તારું હૃદય હું મારી સાથે રાખું છું (હું એને મારા હૃદયમાં રાખું છું.)

❑

❑ **મહેશ દવે**

ચારે બાજુ લીલોતરી ને વચ્ચે નાનું વહેણ
ક્યારેક ક્યારેક સરપ થઇને પવન ઉપાડે ફેણ

જગથી જૂનાં ઝાડ ઊભાં છે: પલાંઠી વાળી પહાડ
આ બન્નેની વચ્ચે રહીને સૂરજ કરે ઉઘાડ
અંગે અંગે લીલા રંગનું મને ચડે છે ઘેન

આસપાસ તો બધું મનોહર અને રૂપાળી કેડી
ક્યાંક મને તું લઇ જાય છે કયા લોકમાં તેડી!
જડ-ઉજ્જડને દઇ ઉખેડી વહી રહે સુખ-ચેન

❑

## ઓચ્છવલાલનો ગૃહપ્રવેશ યાને કે કેવળ જ્ઞાનની પ્રાપ્તિ

❑ હરિહર જોશી

ઓચ્છવલાલ ઘરમાં પ્રવેશે છે. તેમનાં પત્ની અનસૂયા કોઈ વ્રત વિશે વાત માંડીને બેઠાં છે, જેને પડોશની અન્ય સ્ત્રીઓ લીન થઈ સાંભળી રહી છે.)

(અનસૂયાબહેન વ્રતકથાની ચોપડીમાંથી માથું ઊંચકી ત્રાંસી નજરે વાંચવાનાં ચશ્માંમાંથી ઓચ્છવલાલને જોઈ લે છે અને કથામાં પરોવાઈ જાય છે.)

'આ વ્રત કરનારે અઘેડાનું દાતણ કરવું, અરીઠાના પાણીથી કેશ ધોવા, શરીરે ગોધૂલિચૂર્ણ ચોળી નહાવું. એક બાફેલા શક્કરિયા પર આખ્ખો દિવસ પ્રસન્નચિત્તે ગુજારવો, જો ગ્લાનિમય દિવસ વીતે તો વ્રત પાર ન પડે અને નવેસરથી કરવું પડે....

(ઓચ્છવલાલ ચૂપચાપ બાજુના રૂમમાં ચાલ્યા જાય છે. ખાસ સાહિત્યિક સમારંભમાં પહેરવા સિવડાવેલી કફની હળવે હળવે ઉતારે છે. એક પગે ઊભા રહી ચોરણીમાંથી બીજો પગ બહાર કાઢવા જતાં ફરંગટી ફરી જાય છે માંડ, માંડ પડતાં, પડતાં બચે છે.

સુશ્રુ, સુશ્રુ સ્મિત વેરતી લલનાઓ, દિગ્મૂઢ થઈ ગયેલા શ્રોતાઓના બખિયા લઈ બંધ કરવા પડે એવા ખૂલી ગયેલા હોઠ, 'વાહ ! વાહ !' અને તાળીઓના કમોસમી વરસી ગયેલા માવઠાની હરીભરી સૃષ્ટિમાંથી હમણાં જ પાછા ફરેલા ઓચ્છવલાલને ઘરના વાતાવરણ સાથે મેળ બેસાડતાં થોડી તકલીફ પડી રહી છે.

આયોજકોએ આપેલા બુકેનાં ફૂલોની ખરી પડેલી પત્તીઓ ઓચ્છવલાલને નિમાણા ચહેરે નીરખી રહી છે !

ઓચ્છવલાલ એમના આગમનની રાહ જોઈ રહેલી રૉકિંગ ચૅરમાં જાજરમાન દેહયષ્ટિ પધરાવી દે છે. 'નશે કી રાત અબ ભી ઢલી નહીં હૈ !'– હાથથી માંખ ઉડાડવા મથતા હોય એમ ઓચ્છવલાલ વિચારોને વીખેરવા આમતેમ હાથ હલાવે છે, ત્યાં અનસૂયાબહેનની કથા કાને પડે છે.)

વિદર્ભ દેશમાં વૈન્હેતુ નામે બ્રાહ્મણ અને વૈદર્ભી નામે અત્યંત સ્વરૂપવાન ગુણિયલ તેની પત્ની આનંદથી રહેતાં હતાં. બાળકો ને..

(ઓચ્છવલાલની તંદ્રા તૂટે છે. કફનીના ખિસ્સામાંથી કવિ સંમેલનમાં મળેલ પુરસ્કારના કવરને હળવેથી બહાર કાઢે છે. અનસૂયાને પ્રથમ સ્પર્શેલા એવા ઋજુ સ્પર્શે કવરને થોડી વાર હાથમાં ફેરવે છે, પછી હળવે રહી કવર ફાડે છે. સો, સોની બે નોટ ઉપરથી ફાંકડી પચાસની અને છોગાનો રૂપિયો એક રોકડો જોઈ મનોમન કવિપણું સાર્થક થયાનું મહેસૂસ કરે છે. એ જ ક્ષણે ઓચ્છવલાલના કાને કથાના શબ્દો પડે છે.)

'બધા આનંદથી રહેતા હતા...

(ઓચ્છવલાલ વિચારોમાં ગરક થઈ જાય છે. સ્મૃતિપટ પર આખ્ખોય મુશાયરો ઍક્શન – રિપ્લેની જેમ તાદશ્ય થાય છે.)

❑

(કોઈના મૌનને, કોઈના શબ્દોને ખલેલ ન પડે એમ બિછાવેલ ગાદી પરથી

ભારઝલ્લી આંખ્યુંએ જયાં એ કવિતા વાંચવા ઊભા થયા ત્યારે સર્વે સરસ્વતીના પનોતા પુત્રોના ચહેરા પર કુતૂહલનું લખલખું પસાર થઇ ગયું. ચૂંચવી આંખને મત્સ્યવેધ કરતા હોય એમ ડાયરીનાં પાનાં પર સ્થિર કરી)

ઓચ્છવ ઉવાચ : એક ગઝલ રજૂ કરું છું, મત્લે પે ગોર કિજીયેગા ! (ઓચ્છવલાલે મત્સ્યવેધી બાણ છોડયું)

'હું પ્રસંગોપાત્ત તારી અંજુમનમાં જાઉં છું.'

સાંભળતાં વેંત સંચાલક બાંકેબિહારીજી થોડા સળવળ્યા. સામાન્ય રીતે ભાવહીન આંખે તથા ભાવહીન ચહેરે કવિતા પદારથને ભાવહીન શબ્દોથી સજાવતા, બહેરો બોલે ને બોબડો સાંભળે એવું અવાજ કૌતુક ધરાવતા શ્વેતકેશી બાંકેબિહારીજી સળવળ્યા અને બોલ્યા : કયા બાત કહી ઓચ્છવ ! કયા બાત કહી ! યે મિસરા ફિરસે પઢિયે !'

(ઓચ્છવલાલ કવિતાને મોઢામોઢ મળ્યાની એ ધન્ય ક્ષણને મમળાવતા ઘડીક વાર ઊભા રહ્યા. શ્રોતાઓમાં થોડોક સળવળાટ થયો. વારો આવવાની રાહ જોઇ રહેલા કવિઓએ લોલમાં લોલ કર્યું. કવિતા વાંચી ચૂકેલા કવિઓએ ઉપકાર કરતા હોય એવું સ્મિત ફેંકયું.

ઓચ્છવલાલ ગદ્‌ગદ્ કંઠે ફરી એક વાર બોલ્યા :

હું પ્રસંગોપાત તારી અંજુમનમાં જાઉં છું.'

(અચાનક ઓચ્છવલાલ ધ્યાનભંગ થતાં કથાના શબ્દો કાને પડે છે.)

**'જતી હોય તો જા! ચાર રસ્તાની રેત લેજે, હડમાનની મળી લેજે, એક કાળી ચિંદરડી લેજે, ચિંદરડીએ પુંગીફળ વીંટી એની રાખડી બાંધજે પછી આઠમા દિવસે...**

(આઠમા દિવસે શું ? એ સાંભળવા ઓચ્છવલાલે કાન સરવા કર્યા)

**'મંગળ માટલી લેજે, નાડાનો છડો લેજે, લીલુડો વાંસ લેજે, નવરંગી ચોરી ચીતરાવજે. સાત સોપારી લેજે, પીળું પાનેતર લેજે, સાંજ પડે પહેલો તારો દેખાય એટલે વાંસને જમીનમાં ઊભો ખોડજે. માટલીએ નાડાછડી વીંટી કથરોટમાં પાણી ભરજે, ત્યાર પછી કશ્યપ, અત્રિ, ભારદ્વાજ, વિશ્વામિત્ર, ગૌતમ, જમદગ્નિ અને વસિષ્ઠ એ સાત ઋષિઓનાં નામ સાત, સાત વાર લઇ, સાત સોપારીઓ માટલીના તળિયે આજુબાજુ ગોઠવજે. મધ્ય રાત્રિએ જયારે ચંદ્ર માથે આવે ત્યારે પાણીથી ભરેલી કથરોટમાં ચંદ્રનું પ્રતિબિંબ જોજે...**

(કથારસમાંથી કવિતા ભણી વિચારોને વાળતાં ઓચ્છવલાલ પાછા મુશાયરાના મુશ્કેટાટ વાતાવરણમાં ખેંચાયા)

'હું પ્રસંગોપાત તારી અંજુમનમાં જાઉં છું !'

થોડીક હિંમત એકઠી કરી બોલ્યા : અબ કે મિસરે પે મૈં આપ કા ધ્યાન ચાહુંગા' સાંભળતાંવેંત બાંકેબિહારીજી ઓચ્છવલાલ પર ઓવારી ગયા. 'ઇર્શાદ ! ઇર્શાદ'નાં ટાચકા ફોડી દુખણાં લીધાં અને ઓડિયન્સને થોડું વધુ ઉશ્કેર્યું :

ઓચ્છવ ઉવાચ : 'હું પ્રસંગોપાત તારી અંજુમનમાં જાઉં છું
ખુદ વિશે થોડો પરિચિત એ રીતે તો થાઉં છું.'

પ્રથમ હરોળમાં બેઠેલા શ્રોતાઓના લલાટે એકસાથે અડધો ડઝન કરચલી ઊપસી

આવી. ગઝલના શેરને સમજવા ભવાં ઊંચા નીચાં કર્યાં. ડાબે, જમણે જોયું આગળ, પાછળ જોયું પછી જોરથી તાળીઓ પાડી. બાંકેબિહારીજી આણી કંપનીએ આપેલી લાખ રૂપિયાની લૉટરી જેવી દાદને ઓચ્છવલાલે સરઆંખો પર ચઢાવી. રાબેતા મુજબ ગઝલ પૂરી કરી, કૃતકૃત્ય થતાં સ્થાન ગ્રહણ કર્યું.

(ઓચ્છવલાલના ચેતોવિસ્તારમાં રળિયાત થઈ જવાય એવા થોડાક મુશાયરાઓ ઝબકી ઝબકીને વિલાતા રહ્યા- તંદ્રિલ અવસ્થામાં કથાના શબ્દો ઓચ્છવલાલને કાને પડ્યા :)

સપ્તર્ષિનાં વ્રત જેવાં બ્રાહ્મણ અને બ્રાહ્મણીને ફળ્યાં એવાં સૌને ફળજો.

(ઓચ્છવલાલના મનમાં વિચાર પ્રગટ્યો, કવિતાનું ભુવનમોહિની સ્વરૂપ એમને કેટલું ફળ્યું ? Although he has been assiduously performing the exererse of words over last so many years! પ્રથમ જ વાર એમને પત્ની નામે અનસૂયા પર અપાર આદર ઊભરાયો. મનોમન બબડ્યા : આ સ્ત્રી કેટલી નિષ્ઠાથી વ્રત વારતાઓ કરે છે : કાશ ! હું પણ...

❑

આદરણીય સુરેશભાઈ,

કવિતા ડિસે., ૧૯૯૯નો અંક વાંચ્યો ઘણી કૃતિઓ ગમી. વિશેષ કરીને હરિહર જોષીનું "કો'ક જન્મની તરસનું ગીત" નદી કાંઠે ઊભા રહીને ખોબે ખોબા ખૂટતા કવિને પૂર્વની ઓછપ ફાંસ થઈને ખટકે છે. વહીવંચાની પોથીઓની જેમ કંઈ કેટલાય જન્મોથી સાદ પડતા કવિને પ્રિયાસંગ અરસપરસ મળીને ગુલાલ થવું છે. પાછલા કો'ક જન્મની વેદના કવિને જાણે છાતીમાં સણસણે છે. સરસ શબ્દરચના સાથેનું સુંદર ગીત.

યોગેશ પંડ્યાની નવોઢા સૉપ સૉપ કરતી રુદિયે ઉતરી ગઈ. ગીતની મસ્તીનો કેફ આડઝૂડ રોમેરોમ ચડી ગયો. વિવેક કાણેની ગઝલને ખરેખર સજદાની માફક જીવીપડે, એટલી એ ખુબસુરત છે. ભરતીના નહીં, સીધા સોંસરવા ઊતરી આવેલા શેરો. ઉપરાંત સંજય પંડ્યા અને વિપિન પરીખના અછાંદસ કાવ્યો ખૂબ ગમ્યા. લાલજી કાનપરિયાની ખાતાવહીનો જમાપક્ષ જર્જરીત નહીં પણ વૈભવિત લાગ્યો.

આ બધી કૃતિઓમાં લીલાતોરણે હું મુકેશ જોષીના ગીતોને અભિનંદનના કંકુ ચોખાથી પોંખુ છું. લંગડાતી માણસાઈ જોઈને કવિને પ્રકૃતિની ઉજવાતી હયાતિ પર ઇર્ષા આવે છે, તો બીજા ગીતમાં માણસમાં હજી આંખોના ઝળઝળિયાં વેચી મારવા જેટલી સેન્સ બાકી છે, એ વાત પણ કવિ સ્વીકારે છે.

કાવ્ય વિહારનો અવસર આપવા બદલ આભાર. કવિ મુકેશ જોષીને અભિનંદન.

- જતીન બારોટ

❑

❑ **આશા પુરોહિત**

રડતા રડતા હસ્યા કરવું, સાચું-ખોટું ઈશ્વર જાણે!
ડરતા ડરતા પગલું ભરવું, સાચું-ખોટું ઈશ્વર જાણે!

વાદળ વરસે અનહદ અનહદ, પ્રેમ સનાતન હોય વરસતો,
અમથું અમથું તોય પલળવું, સાચું-ખોટું ઈશ્વર જાણે!

અફવાઓના રોજ ધુમાડા જેવું ઊડયા કરતું એમ જ,
જીવવું, સાલું, પાછું મરવું, સાચું-ખોટું ઈશ્વર જાણે!

જંગલ માંહે ભૂત છુપાયો, કો' છો ત્યારે માની લઈશું,
એ ભ્રમણામાં રોજ વિહરવું, સાચું-ખોટું ઈશ્વર જાણે!

'જન્માક્ષરમાં શનિ-મંગળ નડતા રે'શે, જ્યોતિષ કે' છે,
વ્રત ઉપવાસો કર્યા કરવું, સાચું-ખોટું ઈશ્વર જાણે!

❑

**મોટી ઉંમરની કુંવારકાનું ગીત** ❑ **દિલીપ રાવલ**

આખેઆખા સળગી જઈએ, મૂકો હાથમાં વીજ
કે અમને પૈણ ચડયું છે.
અક્ષત વીતી રાત ઘણીયે, હવે ચડી છે ખીજ
કે અમને પૈણ ચડયું છે.

હાય, હજુ કાં રહી કુંવારી ચોરે-ચૌટે ચર્ચા
માડી તારું શ્રીફળ માનું દેખાડી દે પરચા
જંતર મંતર કરો, હવે તો બંધાવો તાવીજ
કે અમને પૈણ ચડયું છે.

શણગારો ભેગા કીધાં છે સાથે અઢળક સપનાં
હોય ભલે ને સાવ સુંવાળા તો યે મને શા ખપના?
સપનામાં છે કંકણ, મીંઢળ અને અષાઢી બીજ
કે અમને પૈણ ચડયું છે.

❑

**ઘર ▫ ઉદયન ઠક્કર**

મને તો ગમી ગયું છે આ ઘર
ધરતીને છેડે આવેલું.
રાતે નળિયાં પલળતાં હોય, તારાઓની છાલકે
હાક મારીએ તો સામો સાદ દે, દેવતાઓ
પગ આડોઅવળો મુકાઈ જાય તો ગબડી પડાય, અંતરિક્ષમાં
સરનામામાં લખવું પડે :
'સ્વર્ગની પાસે'

હા, દુનિયાના નિયમો અહીં લાગુ તો પડે
પણ થોડા થોડા.
રાતે હોવાપણું આગિયાની જેમ 'હા-ના', 'હા-ના', કર્યા કરે

ઝાંપો હડસેલતીક નીકળી લીલુડી દડબડતી કેડી
જેની પર લખ્યું હોય
'કશેક તરફ.'
પાછલે બારણેથી દેખાય આકાશગંગા
જેની પર લખ્યું હોય
'કશેય નહીં તરફ.'

આ ઘરમાં રહેતાં હોઈએ તું અને હું.
કહે તો, કયું બારણું ખોલું ?

▫

**મેંશનું ટપકું ▫ ભગવતીકુમાર શર્મા**

સજ્યા સોળ શણગાર, તું ગોરી ભૂલી મેંશનું ટપકું,
પવન થઈને લાવ, હું મારા ગાલને આછું અડકું !

હાથમાં કંકણ, નાકમાં નથ, સેંથે સોનાનું બોર,
હંસ સરીખી ડોકમાં મોતનમાળનો ઝગમગ તોર !

હરિણી શી કેડે ચાંદીનો રુનકઝુનક કંદોરો,
નાભિ-ચન્દ્રનો ઉજાસ રમતો ઘડી આઘો, ઘડી ઓરો !

વ્યોમ વિચારે : ફસલ મોતીની મબલખ લેવા
માનસરોવર થઈને હુંય અનરાધારે છલકું !....

કરી કાળજી દળવાદળ શો ગૂંથ્યો કેશકલાપ,
ફૂલને બદલે મોતી નીરખી ભમરો કરે વિલાપ !

ગુલાબના ઉપવનમાં મારા અધરોનું સન્માન,
આંખની કાજળરેખ કાનલગ- જાણે તીરકમાન !

મેંશ કહે કે હું જ ગોરીની આંખથી સરકી
ફૂલગુલાબી કપોલ પર જઈ લપકું !...

પીનપયોધરના બે કાંઠા, બિચ મોતીની નદી,
પારેવાં ફરકે ને સવળી થતી સામટી સદી.

દીવાની શગ શી આંગળીએ વીંટી, વીંછિયા, વેઢ,
નખમાં નીરખી બિમ્બ ચન્દ્રમા થતો રાજીનો રેડ !

લોચનનો શો વાંક ? સ્વપ્નને સત્ય જાણીને
પાંપણની પરવશતા ભાળી એક ન મારે મટકું !
સજ્યા સોળ શણગાર, તું ગોરી, ભૂલી મેંશનું ટપકું !



**ઘર ▢ ઉદયન ઠક્કર**

મને તો ગમી ગયું છે આ ઘર
ઘરતીને છેડે આવેલું.
રાતે નળિયાં પલળતાં હોય, તારાઓની છાલકે
હાક મારીએ તો સામો સાદ દે, દેવતાઓ
પગ આડોઅવળો મુકાઇ જાય તો ગબડી પડાય, અંતરિક્ષમાં
સરનામામાં લખવું પડે :
'સ્વર્ગની પાસે'

હા, દુનિયાના નિયમો અહીં લાગુ તો પડે
પણ થોડા થોડા.
રાતે હોવાપણું આગિયાની જેમ 'હા-ના', 'હા-ના', કર્યા કરે

ઝાંપો હડસેલતીક નીકળી લીલુડી દડબડતી કેડી
જેની પર લખ્યું હોય
'કશેક તરફ.'
પાછલે બારણેથી દેખાય આકાશગંગા
જેની પર લખ્યું હોય
'કશેય નહીં તરફ.'

આ ઘરમાં રહેતાં હોઇએ તું અને હું.
કહે તો, કયું બારણું ખોલું ?



❍ મૂકેશ જોશી

આ સદીમાં આખરી રાતેય પણ તારું સ્મરણ
શક્ય હો તો બારના અંતિમ ટકોરે બારણું ખખડાવ
ને સમજાવ મારી આંખને કે કીકીઓ વચ્ચે રીસાઈ
કેમ બેઠું છે હજી બાળકસમું નાનું ઝરણ...

હું ભૂરા વિશ્વાસની ધરતી ઉપર ઊભો રહી જોયા કરું
શું સૂર્યના ચહેરા ઉપર કો' દર્દનું નિશાન છે?
ને ધરાની છાતીએ વળગેલ આખી ભીડના
તૂટેલ એવા કંઠમાં ડૂમા જ છે કે ગાન છે?

ડૂબવાનું જામમાં કે ડૂબવું તુજ નામમાં બસ બે જ વાતોની કથામાં કુંડળી
પૂરી થશે કે આવશે પણ તું અને શીખવી જશે થોડું તરણ
આ સદીની આખરી રાતેય પણ તારું સ્મરણ

હું ફરી ભૂતકાળનું ઘર ખોદવા બેઠો લઈને આશ
કે તુજ નામનો કોઈ ચરૂ પણ નીકળે ને હું ધરું મારા અનાગતને સ્વયં
ખોતર્યાં મેં કેટલાં વર્ષોને ખોદી આ સદી ને કેટલા પાતાળ
પણ ખોદ્યા પછી થાકી ગયેલા હાથને કોકે કહ્યું એ હતો તારો ભરમ

હું જળાશયની સપાટી પર હતો એ વાત અફવા છે
હવે એ લોહીમાં ફેલાય પહેલાં તું જ નક્કી કર કે એ
સાચે સરોવર છે કે છે સાચે જ રણ!
-આ સદીની આખરી રાતેય પણ તારું સ્મરણ

❍

**▢ હનીફ સાહિલ**

એ અતિતપ્ત, અતિપ્યાસી છે
જિંદગી મારી રણનિવાસી છે

આ અચાનક થયું સ્મરણ એનું
મનને ઘેરી વળી ઉદાસી છે

ફિક્કી ફિક્કી છે ચાંદની રાતો
સૂની સૂની હવે અગાસી છે

એની સાથે છે ગૂફતગૂ મારે
એની સાથે પિછાણ ખાસી છે

મહેકનો સાથ મળ્યો છે એને
પુષ્પના પંથનો પ્રવાસી છે

રોજ ફૂટે છે અવનવા અંકુર
આ ગઝલ મારી બારમાસી છે

એમ આઘાત જીરવે હનીફ
કોઈ સમજે વ્યથા- વિલાસી છે.

▢

**હોત તો ? ▢ 'પ્રણય' જામનગરી**

એ ખુશી પામી શકાઇ હોત તો !
ભાગ્યમાં તું પણ લખાઇ હોત તો !

ચાંદ બેઠો હોત બાજુમાં કદી,
ચાંદની ચાખી શકાઇ હોત તો !

સંપત્તિ અઢળક મળી ત્યારે થયું
જિંદગી, સુખ પણ કમાઇ હોત તો !

સાંભળી ઝૂમી ઊઠે તું પણ અહીં
જો ગઝલ એવી ગવાઇ હોત તો !

થરથરત ના તું 'પ્રણય' આ પોષમાં
યાદની ઓઢી રજાઇ હોત તો !

▢

કવિતા : શબ્દનું સંવનન
તંત્રી : સુરેશ દલાલ
વર્ષ : ૩૩ અંક : ૩ ફેબ્રુઆરી, ૨૦૦૦
સળંગ અંક : ૧૯૫
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ



# કવિતા



**ખાસ સૂચના :** કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહીં.
**અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.**

**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે
કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઈન્લૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં [illegible] કૃતિ વિશે [illegible] જરૂરી [illegible] મોકલે
વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો

**લવાજમ : દેશમાં ૮૦/- રૂપિયા, પરદેશમાં સીમેલ રૂા. ૪૦૦/-, એરમેલ રૂા. ૨૦૦/-, આ અંકના રૂપિયા ૧૫/-.**

*બહાર ગામનું લવાજમ "SAURASHTRA TRUST"ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટ મોકલવા વિનંતી.*

**પત્રવ્યવહારનું સરનામું :** સર્ક્યુલેશન મૅનેજર, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧ T.P. 2870831, FAX NO. 022-2874097

**મુદ્રક અને પ્રકાશક :** સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ કાર્યાલય, જન્મભૂમિ માર્ગ, કોટ, મુંબઈ-૧

**મુદ્રણ સ્થળ :** મે. પ્રીન્ટેજ પ્રા. લિ. સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુંબઈ-૪૦૦ ૦૧૩



'બ્લૂ જીન્સ' કાવ્યસંગ્રહ પ્રગટ થયો એ નિમિત્તે કવિ ચંદ્રકાંત શાહ : તસવીર

## પુનઃ - પુનઃ - પુનઃ - પુનઃ ▢ બિનુ મજુમદાર

ઠંડી રાતો ગઈ શિશિરની, કૈંક વીતી વસંતો,
સેવી ગ્રીષ્મે તપતી ધરતી કૈંક વેળા ફરીને,
ઝંઝાવાતો ફરીફરી લઈ નિત્યની આવી વર્ષા,
ભાળ્યા ચંદ્રો શરદઋતુના, હૂંફ હેમન્ત લાધી.-

બારે માસો સતત ફરતા વર્ષમાં એ જ રીતે;
પ્રાતઃ સંધ્યા સરકતી પુનઃ રેલતી એ જ રંગો.
ઊગ્યો પાછો દિનકર અને આથમ્યા એ જ તારા,
વ્યોમે નિત્યે રટણ કરતી નીરખી એ જ માળા

જાગ્યો, સૂતો, દિવસ રજની જેમ વીત્યાં, વિતાવ્યાં;
જન્મ્યો, જીવું ભ્રમણ કરતો એકનાં એક ચક્રે:
ચાલે જ્યાંથી ફરી અટકતી જિન્દગી પાછી ત્યાંથી-
-ચાલે જ્યાંથી ફરી અટકતી જિન્દગી પાછી ત્યાંથી-
-ચાલે જ્યાંથી ફરી અટકતી જિન્દગી પાછી ત્યાંથી-
કાળે જાણે બગડી ગયલી કોઈ રેકર્ડ મૂકી.

▢

▢ સુ. દ.
ઈશ્વરને એકલું લાગ્યું
એટલે એણે સૃષ્ટિ સર્જી
પણ માણસનું સર્જન કર્યા પછી
ઈશ્વર સાવ એકલવાયો થઈ ગયો

▢

## ઝાલાવાડ ▫ કેશવલાલ ભટ્ટ 'મીન પિયાસી'

(૧૯૧૦-૨૦૦૦)

ઝૂલ, ઝાલાવાડ ઝૂલ
વૈશાખમાં છો વરવો તો યે
અષાઢમાં અણમૂલ.
ઝૂલ, ઝાલાવાડ ઝૂલ.
હરિની હોય હથેળી એવી ભોંયમાં ગરવાં ગુલ,
ડગલે ડગલે દેખીએ એવાં ગામડાં હળવાં ફૂલ,
ખોળલો મીઠો ખૂંદતાં છૈયાં
ધિંગી ઉડાડે ધૂળ.
ઝૂલ, ઝાલાવાડ ઝૂલ.
નગર કેન્દ્ર સુરેન્દ્રનું શોભે કમળ-શી તુજ કાય,
ગામગામોના પટો ને પંથો પાંખડી શાં પથરાય,
લાલપીળાં ને લાલગુલાબી
પંચરંગી પટકૂળ
ઝૂલ, ઝાલાવાડ ઝૂલ.
મારગ કેરે કાંઠડે એવી આવળ ઊભી હોય,
નીલમરંગી છાબમાં જાણે સોનલ ગુચ્છા સ્હોય;
કામણગારા કેરડા સંગે
શોભતી બાવળ શૂળ,
ઝૂલ, ઝાલાવાડ ઝૂલ.
ઝુંડ ઝુંડે તરબાવળા ઝૂલે, બોરડિયું બહુમૂલ,
સરસડાનાં શીશ ઊંચેરાં, અરણી ફૂલ અમૂલ,
રંગ રે વતન, રતન મારા
વ્હાલ તારાં વણમૂલ
ઝૂલ, ઝાલાવાડ ઝૂલ.
અંગમાં તારા રંગ કેસૂડાનાં વનનાં જાણે વન,
ખાખરા-પાંદે ખૂંદતું કૂદે મોહી મારું મન,
માટીએ તારી હુંય માટી થઈ
કોળતો તારું કૂળ
ઝૂલ, ઝાલાવાડ ઝૂલ.

▫

## કોણ કોનું ? ▫ મનોહરસિંહજી જાડેજા 'રવિ-પિયુ'

વર્ષો પછી પ્રશ્ન કેમ ઘોળાય છે ?
શાંત પાણી એકાએક કાં ડહોળાય છે ?

નથી હું કોઈનો કે નથી કોઈ મારું
રહી રહી સત્ય કેમ સમજાય છે

અતૂટ બંધનો માયાવી રફતાર લાંબી
ઘેરી વળ્યા બધા કે ઘેરાયો સ્વેચ્છાએ
તૂટવા મથે છતાં છૂટવા ના તૈયાર કોઈ
ક્રમે ક્રમે રસવિહોણા કેમ કળાય છે ?

ઊકળતા ઉમંગો અગ્નિ ભસ્મ કરશે
સંબંધો મારા સરિતા-પૂર ખેંચી જશે
જાણ્યું કરી અજાણ્યું કાં બંધાય છે
માનવ કેમ અવળ રસ્તે ફંટાય છે ?

દિવ્ય પ્રકાશ સાથે બાંધી લે પ્રીત તારી
દુન્યવી અંધકારમાં નાહક અટવાય છે

('અનુરાગ' કાવ્યસંગ્રહમાંથી)

▫

❑ **નંદિતા ઠાકોર**

વર્ષો પછી આ મૌનને તોડું હવે તો શું થશે?
ચહેરા વિનાના આયના ફોડું હવે, તો શું થશે?

આખી કથા મારી કહું ને તે છતાંય અંતમાં
જો નામ એનું બેધડક જોડું હવે, તો શું થશે?

જ્યાં જિંદગી આખી વિતાવી હો પ્રતીક્ષારત થઈ
બેચાર પળ થઈ જાય જો મોડું હવે, તો શું થશે?

સંભાવનાના અશ્વની તાણી લગામો ક્યારની,
લો, સાવ ખુલ્લેઆમ હું છોડું હવે, તો શું થશે?

નીલકંઠ થઈ પીધા કર્યું જે વિષ સતત આખો વખત
ઢોળી જ દઉં એ ચોતરફ થોડું હવે, તો શું થશે?

❑

**એક ઘટના હતી ❑ હરીશ જસદણવાળા**

આંખ મળવા વિશે મેં લખી એ ગઝલ એક ઘટના હતી,
રણ તરફ હું ગયો ને મળી એ તરસ એક ઘટના હતી.

ગામ તારું હવે આ તરફ ચાલતાં સાવ પાસે હતું,
મ્હારી સાથે તને સાંકળે એ સડક એક ઘટના હતી.

વાત અધરી છતાં મારે કહેવી હતી કોઈ રચના વિશે,
છૂટ લેવા જતાં આ તૂટી એ રસમ એક ઘટના હતી.

જોઈ હરિની ઝલક, એક કાગળ હવે રોજ હરિને લખું,
રોજ લખતાં હજી ના ખૂટી એ કલમ એક ઘટના હતી !

❑

## જીન્સ સ્તુતિ ▫ ચંદ્રકાંત શાહ

ખમ્મા ખમ્મા રે ભાઈ ઘણી ખમ્મા
        જીન્સ અમારાંને ઝાઝી ખમ્મા
જીન્સને પામે જે નર નાર
        એનાં જીવતર ધમ્મા ધમ્મા

જીન્સ નોધારાંના એવા આધાર
        એક જ pair ઉતારે ભવપાર
નિર્ધનિયાનું સાચું નાણું
        મેટાફિઝિક્સની ઊંડી ખાણ્યું

જીન્સથી દિવસ એનાથી રાત
        ઇન્ટલેક્ટની સુડો રળિયાત
જીન્સમાં રાચે નાગાંપૂગાં
        એવા જીવને નમ્મા નમ્મા

અખિલ બ્રહ્માંડમાં તત્ત્વો છે ટ્વિન્સ
        એક શ્રી હરિ ને બીજાં બ્લૂ જીન્સ
જૂજવે રૂપ અનંત ભાસે
        જીન્સ અંતે શ્રીહરિ થૈ જાશે

કેમિસ્ટ્રી એની કંચનકથીર
        મરઘાંનેણી માણે શૂરવીર
ચંદ્રકાંત ગિરધારીને છોડ
        જીન્સ ભજે એને રુમ્મા ઝુમ્મા

('બ્લૂ જીન્સ' કાવ્યસંગ્રહમાંથી)

▫

## એક ▢ મનહર મોદી

એક સપનું એ રીતે આગળ વધ્યું
ખૂબ રઝળી દૃશ્ય ઠેકાણે પડ્યું

એક પંખી પાંખ પર વાદળ મૂકી
આભમાંથી આંખમાં આવી ચઢ્યું

એક જંગલ બંધ મુઠ્ઠીમાં હતું
ઊંઘમાં ને ઊંઘમાં ભડભડ બળ્યું

એક જણના કાન લંબાતા ગયા
એમણે ચૂપચાપ શુંનું શું કહ્યું

એક દિવસ એમનું રસ્તાપણું
આપણું ઘર બાંધવા પથ્થર બન્યું

એક વેળા જાતને પૂછ્યા વિના
કોઈએ હાથે કરી માથું ઘસ્યું

એક નખનો વાઘ આવે છે નજીક
જીર્ણ ઘોડું ચોતરફ જોતું રહ્યું

('મનહર અને મોદી' ગઝલસંગ્રહમાંથી)

▢

## ▢ દિલીપ મોદી

બંધ ઘરમાં માત્ર હું છું ને તું છે
આપણી વચ્ચે હવા ને મ્હેક છે
માનવું જો હોય તો તું માની જા -
આપણો આત્મા ખરેખર એક છે

▢

## માધવ અહીં જ છે ▢ હર્ષદ ચંદારાણા

ગાતી હવા આ ગીત કે માધવ અહીં જ છે
કણકણ મહીં ફલિત કે માધવ અહીં જ છે

સાદું-સીધું ગણિત કે માધવ અહીં જ છે
છૂપા રહીને નિત કે માધવ અહીં જ છે

ઊભો છે કલ્પવૃક્ષ તળે, મારી પ્રીતના-
મળશે મનેય મિત કે માધવ અહીં જ છે

ફરફરતું મોરપિચ્છ ને વાગે છે વાંસળી
સાક્ષીમાં મારું ચિત્ત કે માધવ અહીં જ છે

પળ- તેજ તેજ તેજ થતી આવશે અહીં
પડદો હટે ને સ્મિત કે માધવ અહીં જ છે

(દ્વારકા, જન્માષ્ટમી ▢ સ્મરણ : કવિશ્રી હરીન્દ્ર દવે)

▢

## ▢ હરકિસન જોષી

દીવોય ઠરી જાશે ને રાત ઠરી જાશે
એક પળને ઉઠાવી જો, સો વર્ષ સરી જાશે

ક્યાં મારા નજુમીને એ વાતની ખબર છે
ખોલીશ જો મુઠ્ઠી તો રેખાઓ ખરી જાશે

એક હદ સુધી જઈને પાછા કદાચ વળશે
જખ્મોને આપનારા જખ્મોને ભરી જાશે

રોકાશે નહીં દરિયો કંઈ તારા નિમંત્રણથી
સ્પર્શીને કિનારાને જળ પાછાં ફરી જાશે

▢

## એક શિકારકથા ▫ જયન્ત પાઠક

અરણ્યોની વચ્ચે લઘુક પડી ખુલ્લી જમીનમાં
નિરાંતે આરોગે તૃણકવલ કો ભોળું હરણું;
દિશાઓમાં તાકે પળ નયન ઊંચે ગગનમાં
જરા નાચી લેતું પુલકિત પીને સ્વચ્છ ઝરણું;
ખણે કાયા શૃંગે, ઊંચકી નમણી ડોક પવનો
રહે સૂંઘી મીંચી નયન ભજતું નીંદ તરલ;
ન એને ભીતિનો લગીર અણસારોય, વનનો,
વનોનાં પ્રાણીનો - મૃગજીવ કશો શાન્ત સરલ!

તહીં ઓચિંતાની ડણક, ધ્રૂજી આખું વન ઊઠયું
પહાડોમાં ઊંડે પડત પડઘા, વ્યોમ લગીની
હવા હાકોટાથી હલબલ, દિશાઓ તૂટું તૂટું!
કૂદીને ઓચિંતો પ્રબલગતિ શો સાવજ, ઝીણી
કરંતો ઘુર્રાટી મૃગ ઉપર સીધો જ પડતો
દબાવી દંષ્ટ્રાથી ઊઠતી ચીસ, ખેંચી લઇ જતો!

▫

### ▫ પ્રમોદ આહિરે

કેવળ છે ધૂળ રેતની ને જળ નથી હવે;
મારી નદીમાં જળનું એ ખળખળ નથી હવે.

મારી તરસને સાંત્વના આપે છે આસુંઓ,
રણ પણ મળ્યું છે એવું કે મૃગજળ નથી હવે.

ખુદમાં ડૂબીને જોયું તો જાણ્યું છે આટલું,
મારી હયાતીને કશે પણ તળ નથી હવે.

આ જિંદગીનો બોજ ઊંચકવાને પાસમાં,
શબ્દો સિવાય બીજું કોઇ બળ નથી હવે.

મારી ગઝલ સુગંધનો પર્યાય થઇ ગઇ,
ખુશ્બો થવાની તેથી ઉતાવળ નથી હવે.

▫

## અપોન વેસ્ટમિન્સ્ટર બ્રિજ ▫ વર્ડ્ઝવર્થ ▫ જયન્ત પાઠક

પૃથ્વીએ અદકું ન પ્રેક્ષણીય કૈં આથી રહ્યું દર્શવું
નક્કી તે જડજીવ ભવ્ય નીરખી આ દશ્ય આકર્ષક
સંવેદ્યા વિણ રહે પસાર અહીંથી થાતાં, હવે ધારતું
શોભા શી પુર આ અનાવૃત અને શાન્ત પ્રભાતી ક્ષણે!
ક્ષેત્રો-વ્યોમની વિસ્તરી પડી અહીં ચોમેર ખુલ્લાશમાં
નૌકાઓ, ઘુમટો, મિનાર, ગિરિજાગૃહો ચ નાટ્યાલયો
કેવાં નિર્ધૂમ આ હવા મહીં રહ્યાં ચળકી નવી દીપ્તિમાં!

વ્હેલા પ્હોરની કાન્તિ આ સૂરજની ભાળી ન મેં આટલી
ક્યાંયે - ના ખડકે, ન કે ખીણ વિશે કે ના દીઠી પર્વતે;
ઊંડી આટલી શાન્તિ ના અનુભવી ક્યારેય મેં કો સ્થલે;
પોતાના મનની જ મોજથી વહે શી શાન્ત ઊંડી નદી!
હર્મ્યો સૌ પુરનાં શકે ગહન કો નિદ્રા મહીં હો ઢળ્યાં
ઓહો તાજ્જુબ આ મહાનગરને હું ન્યાળીને થાઉં છું-
નિદ્રાધીન લહું મહાહૃદય કો સ્પંદી રહ્યું નિઃસ્વન!

▫

▫ કલ્પેશ ટેલર

લ્યો! હવાઓ પણ ડરે છે શ્વાસમાં.
રોજ કો' પ્હેરા ભરે છે શ્વાસમાં

ને અવાજો એમ આવે જાય છે,
કોઈ દરિયો વિસ્તરે છે શ્વાસમાં.

યાદની હોડી બનાવે એક જણ,
ને પછી વ્હેતી કરે છે શ્વાસમાં.

આ પવન પણ અર્ધપાગલ થાય છે,
ગીતની ખુશ્બો ઠરે છે શ્વાસમાં.

ગામના પાદર ઉપરથી જાય છે,
એ સમય પાછો ફરે છે શ્વાસમાં.

▫

## ખેં-ચાણમાં ▢ નવનીત જાની

બારણું ખોલ્યા વગર તું જાણ મા,
જોર કેવું હોય છે ખેં-ચાણમાં.

શ્વાસના દરિયાની પેલે પાર જો,
કોઈ ઊભું સાવ ખાલી વ્હાણમાં.

ઓગળે અંધાર તારા નામનો,
જો પ્રવેશે આગના પોલાણમાં.

કેટલો લાંબો વખત એ રહી હશે,
કેટલી ચીસો હશે એ બાણમાં !

એટલી લાંબી પ્રતીક્ષા મેં કરી,
જેટલી હો એક આરસપહાણમાં.

આજ લગ ઇશ્વર તને હું શોધવા,
કેટલો પ્હોંચી ગયો ઊંડાણમાં !

▢

▢ **મુકેશ જોષી**

પ્રેમમાં ક્યાં જાણકારી જોઇએ
બસ હૃદય વચ્ચે કટારી જોઇએ

આપણા ઘરમાં જ હો પૂરતું નથી
એમના ઘરમાંય બારી જોઇએ

નાગ ને નાગણ હવે ઘરડાં થયાં
દીકરા જેવો મદારી જોઇએ

એ અગાસીમાં સૂતેલાં હોય તો
ચાંદ પર મારે પથારી જોઇએ

ફૂંકનું પણ માન ક્યાં રાખે સૂરજ
આપણો દીવો જ ઠારી જોઇએ

▢

**યક્ષપ્રશ્ન** ▫ **વિપિન પરીખ**

વળી પાછા યુધિષ્ઠિરને રોકી યક્ષે પૂછયું,
"હવે મારા છેવટના પ્રશ્નનો ઉત્તર આપજો, યુધિષ્ઠિર !
કળિયુગમાં આ બેમાંથી સુખી કોણ:
ગરીબ કે મધ્યમ વર્ગનો માણસ ?"
તરતર જ અચકાયા વિના યુધિષ્ઠિર બોલી ઊઠયા,
"સાવ સીધો સાદો ઉત્તર છે આનો હે યક્ષ !
ગરીબ માણસ જ સુખી છે કારણ
એ ગમે ત્યારે પોતાના બન્ને હાથ ખુલ્લા કરી
'મારી પાસે કશું નથી'... કહી શકે,
ત્યારે મધ્યમ વર્ગનો માણસ
આખી જિન્દગી પોતાના હાથ, ગજવાં ને મોં છુપાવતો
પત્ની અને સંતાનોને ખબર ન પડે એમ
હીબકાં ભરીભરી રાત વિતાવી જેમતેમ
આયુષ્ય પૂરું કરે છે.
યક્ષ ખસી ગયો.
યુધિષ્ઠિર પાણી લઇ ચાલતા થયા, પણ
જતાંજતાં યક્ષની આંખો સજળ થઇ તે કોઇએ જોયું નહીં.

▫

▫ **કિરીટ ગોસ્વામી**

તર્કની તલવાર છોડી દે
ખોખલો આધાર છોડી દે

સ્હેજ શ્રદ્ધા રોપ બસ, મનમાં
શું થશે-નો ભાર છોડી દે

જો હસે છે ચો-તરફ ફૂલો
બસ, હવે હથિયાર છોડી દે

રોજ એ બદલે છે સરનામું
દોસ્ત : પત્રાચાર છોડી દે

જે ઊતરડે છે સતત મનને,
એ બધા વ્યવહાર છોડી દે

▫

**સરનામાં ▫ વિપિન પરીખ**

દુઃખ ક્યાં ક્યાંથી શોધી લાવે છે સરનામાં
લોકોનાં ઘરોનાં ?
જ્યાં બસ પહોંચતી નથી અને રાતે બત્તી થતી નથી
તેવા પાંચપચીશ ખોરડાંવાળાં ગામમાં
કેવી રીતે પહોંચી જતું હશે ?
ઝૂંપડપટ્ટીમાં કોઇ રખડતું બાળક આંગળી પકડી દોરી જાય
એ સમજી શકાય પણ
આમ તેમ ગલીકૂંચી વટાવી શેરીના છેક
નાકા પરના મકાનની છેલ્લી ખોલી પર
કેવી રીતે જઇ ચડતું હશે ? સમજાતું નથી !
ટ્રેનની ખીચોખીચ ભીડમાં મહિનાના પહેલે જ દિવસે
કામદારના ગજવા પર કેવી સિફતથી બ્લેડ મારે છે ?
ચોકીદારની નજર સામે જ ધોળે દિવસે લિફ્ટમાં પ્રવેશી
૩૦મા માળના Posh દરવાનને ધ્રુજાવે છે
જેની પાસે પોતાનું કહી શકાય એવું કંઇ નથી ને કોઇ નથી
ફૂટપાથ પર સૂતેલાને પણ
એ મધરાતે હચમચાવી મૂકતા અચકાતું નથી.
સશસ્ત્ર પહેરેગીરોની અભેદ્ય હરોળ કુદાવીને
બંગલામાં ઘૂસી જઇ વડા પ્રધાનને પણ
ધ્રૂસકે ધ્રૂસકે રડાવે છે
એ મારે ત્યાં આવે છે
તમારે ત્યાં પણ આવે છે
મેં એને તમારું સરનામું ન આપ્યું હોય અને
તમે મારું સરનામું ન આપ્યું હોય
તો પણ !

▫

## દોહા ૦ સંજુ વાળા

(૧) સખ્ય

દદડે દશદશ ધારથી રસ નીતરતું વહેણ
ઝીલો તો જલધાર બને લખીએ તો લાખેણ

તારામાં તું ઓતપ્રોત હું મારામાં લીન
ઘરની જર્જર ભીંત પર મૂક લટકતું બીન

ચૌદ કળાએ ચંદ્ર, તો સોળ કળાએ આંખ
વ્હાલપ ફૂટે વૃક્ષને શરીરે ફૂટે શાખ

મારા મદિલ 'સા' ઉપર તું પંચમની ટીપ
લય સંધાયો જોગનો ઝળહળ પ્રગટ્યા દીપ

તું ચૈતરની ચાંદની તું મંત્રોના જાપ
સ્પર્શું ચાખું સાંભળું સઘળે તારો વ્યાપ

ઝળઝળિયાંની જોડ તું, તું ઘનઘેરી સાંજ
નેહે તનમન કોળતાં વ્રેહે હૈયે દાઝ

ગહન ગુફાના ગોખમાં તેં પ્રગટાવી જ્યોત
અંધારું લઈ પાંખમાં ઊડયાં અંધ કપોત

(૨) સાંપ્રત

છાપે ચડતા શહેરનાં રૂપ નવાં હરરોજ
પા કૉલમની આંખને આઠ કૉલમનો બોજ

છાતી વચ્ચે વિસ્તરે બહુમાળી ષડ્યંત્ર
અજગરબંધ ઉચ્છેદવા કોઈ ન જાણે મંત્ર

દસ્તક દેવા દ્વાર પર આવે ઇન્દ્રધનુષ્ય
એવી પળની રાહમાં વીતી ગયું આયુષ્ય

વ્યાકૂળ નજરે તગતગે ક્ષિતિજ લગ સરિયામ
આવી બેઠું નેજવે વ્હાલ છોયું ગામ

હાંફે દોડે પહોંચવા કહો, કેટલે લક્ષ્ય
ઈમારતી આરણ્યમાં માણસ શોધે ભક્ષ્ય

આ છેડે સોનાપુરી ઓ છેડે છે ઝૂ
શહેર ભરચક ભીડ, ધુમાડો, અકળામણ ને બૂ

**(૩) સમજ**

તન બ્હેરાં મન આંધળાં સમજણ સારાસાર
સૌને સૌનાં આગવાં વાણી ને વ્યવહાર

પળમાં પર્વત થઈ રહે પળમાં અનગળ કૂપ
કંઠે બાઝી કામના અણકળ એનાં રૂપ

વિગતની ગત વળી વળી વાંચો વિગતવાર
ઉકેલી ઊકલે નહીં અવળે અર્થ અપાર

કયાં જઈ દસ્તક દાખવું દશે દિશા અકબંધ
જરાજીર્ણ ઝાંખો દિસે નદી-નાવ સંબંધ

કાયા કૌતુક કોડિયું યા માટીનો કુંભ
તું અડકે તો ઝળહળે હે ભડભડતા ડુંભ

લાલ રતુંબલ જાંબલી ઊછળતો રઘવાટ
લઈને અણબૂઝ આરદા અનમિષ જોતા વાટ

તંતુ તંતુ બહાર બધું ભીતર ઘનઘેરાવ
ખણી ખોતરી દૂઝતા રાખ્યા સુક્કા ઘાવ

❑

## ચૈતરના વાયરા ▢ યાકૂબ પરમાર

ચૈતરના લૂ ઝરતા વાયરા છે લાવ,
તારી આંખોના છાંયડામાં બેસું.
ગુલમહોરી તડકાને આઘા ખસેડીને
ધ્રુવના પ્રદેશે પ્રવેશું.

આપખું ભરીને મને રેતી મળી છે;
એની ઉપર છાંટયો છે પાછો તાપ,
રાત દિન રોજ રોજ ભૂલવા મથું,
તોય અંતરમાં રેતીના જાપ
ફાટ ફાટ ઘૂઘવતા સહરાના સાગરમાં
તારી આંખોનું હલેસું...

સૂરજ તો માંડીને શત શત ફેણ બધે;
લબકારે જીભ એની રાતી,
અણિયાળાં વિષ એણે વગડામાં વેર્યાં છે,
છાંયડાની ધડકે છે છાતી.
તમતમતા તડકાને તડકે મેલીને;
તારી આંખોના આશરામાં રહેશું.

('અરસપરસના મેળમાં' કાવ્યસંગ્રહમાંથી)

▢

## ▢ અબ્દુલ ગફાર કાઝી

પાનખરના અરીસામાં
ફૂલનો ઊતરી ગયેલ
ચહેરો જોઇને
હું ધીમે ધીમે કેમ -
કરમાતો જાઉં છું...

▢

## છેલ્લી ચૂંટણી ❑ જ્હોન હેઇન્સ ❑ મહેશ દવે

(અમેરિકન)

ધારી લો કે કોઇ ઉમેદવારીપત્ર ભરાયાં નથી,
પોતપોતાની અંતઃપ્રતીતિ તરફ વળેલા મતદાતા ચૂંટણીથી
વિમુખ થતા જાય છે, તેમ તેમ, ઉમેદવારો એક પછી એક,
ચૂંટણીમાંથી ખસી જાય છે,

રેસમાં આગળ દોડનારા તેમ જ આંચકો - અચંબો આપે તેવાં,
બધાં જ બીજી તરફ ધ્યાન આપવાનું શરૂ કરે છે;
અને ખુદ વડા પ્રધાન સ્વીકારે છે કે
તેમને કશું નવું કહેવાનું નથી;
હવે ચૂપ રહેવું એ જ ઉત્તમ રસ્તો.

ન કયાંય અધિવેશન, ન કોઇ ભંડોળ,
મેદાનમાં નથી કોઇ નવાં ઝુકાવનારાં,
ન કોઇ ભૂતિયા ભાષણ - લેખન,
ક્યારેય પળાવાનાં નહોતાં એવાં
ન કોઇ વચન.

કોઇ લિમિટેડ કંપનીએ ક્યારેય 'સ્પોન્સર' કર્યું નથી એવું,
સત્ય, અથવા તે નામે આપણે જેને ઓળખીએ છીએ તે,
પ્રજામાનસનો કબજો લે છે.
પ્રત્યેક ગંભીર અને સમજુ નાગરિક
તેનું બારણું વાસે છે.
પ્રસાર પામી રહેલા સમાચારની 'સ્વીચ' 'ઑફ' કરે છે.
તે પુસ્તક ઉઘાડે છે,
શાંતિથી પોતાનાં બાળકો સમક્ષ વાંચે છે,
અને ફરીથી જીવવાનું શરૂ કરે છે.

❑

**માણસ** ▢ **ભગીરથ બ્રહ્મભટ્ટ**

આમ જુઓ તો દૈવતધારી માણસનો ના જોટો
આમ જુઓ તો માણસ નામે પાણીનો પરપોટો

એ વેદોના ભેદો ખોલે
કદીક બોલે ખોટું
માયામાંથી મીંડાં ખોળે
પોતે મીંડુ મોટું
આમ જુઓ તો સો ટચ સોનું આમ જુઓ તો ખોટ્ટો

રામાયણમાં રામ થતો એ
થાતો કદીક રાવણ
કદીક લાગે કાવડધારી
કદી ક લજવે ધાવણ !
આમ જુઓ તો કાગળિયા પર અમથો એ લિસોટો ! !

▢

▢ **ભરત ભટ્ટ**

જે શિખાનખ શરીર ખેંચે છે
તેની કંથા કબીર ખેંચે છે

શબ્દ નીચે લકીર ખેંચે છે
કોઇ જાણે કે તીર ખેંચે છે

ઊઠ પયગંબરી, ખલીફા ઊઠ !
તારી ચાદર ફકીર ખેંચે છે

હરઘડી બાદશાહની પગડી,
એક બુઢ્ઢો વજીર ખેંચે છે.

રંક ખેંચે છે રોટલો કેવળ
ઓટલો તો અમીર ખેંચે છે

કોઇનાં આંખ-કાન એકાકાર
લક્ષ્ય લગભગ લગીર ખેંચે છે

જળની છે શી વિસાત સમદરમાં
હોડીઓને સમીર ખેંચે છે.

▢

## લાગણીનું લીલુંછમ ઝાડ ▫ ફિલિપ કલાર્ક

રે સખી હું તો લાગણીનું લીલુંછમ ઝાડ.

ઇચ્છાનાં પંખી આવીને રોજ
મારી છાતીમાં માળાઓ બાંધે,
ફરકતું હોઉં ને લાગ્યા કરે જાણે
મને લીધું હો ધરતીએ કાંધે,
વાળેલી મુઠ્ઠીમાં પકડીને ઊભું છું
ભીતરમાં ફફડાટનો પ્હાડ.
રે સખી હું તો લાગણીનું લીલુંછમ ઝાડ.

કૂંપળ ફૂટે ને મારું કંપે છે કાળજુ
ડાળખીમાં ઓરતા ના માય,
મારી તે છાયામાં વિસામો લઇને કોક
ગીતો કંઇ વિરહનાં ગાય.
હીજરાતું જાઉં હું તો અફવાના આભમાં
મારી આસપાસ વીંટળાતી વાડ,
રે સખી, હું તો લાગણીનું લીલુંછમ ઝાડ

▫

### ▫ વિમલ અગ્રાવત

કાળવી છોડી સાવ અજાણી નદીએ નાવા ગઇ અચાનક હમ્બો હમ્બો.
મોકળા મને તળિયા લગી ડૂબકી ખાવા ગઇ અચાનક હમ્બો હમ્બો.

ઝાડ બિચારાં પાંદડાંને કે'તમતમારે ધૂબકો મારી જાવ નદીમાં,
બોલતો સૂરજ, 'આજ હવે તો વાદળું ઠેકી હુંય છાનો સંતાવ નદીમાં,
ધસમસી જો છોકરી, નદી વહેવું ભૂલી ગઇ, અચાનક હમ્બો હમ્બો.

નાયને છોડી ડિલ હવાથી લૂછતી ઊભી હોય ને ટેહૂક મોરલા બોલે,
તડકો કૂણો રોમરોમે ભભરાવતો સૂરજ જોય ને ગગન આંખ મિચોલે,
વગડામાં વંટોળિયો બની છોકરી ઊડી ગઇ અચાનક હમ્બો હમ્બો.
કાળવી છોડી સાવ અજાણી નદીએ નાવા ગઇ અચાનક હમ્બો હમ્બો.

▫

❑ **અનિલ વાળા**

સપનાંને ને આંખોને તો આભ - જમીંનું છેટું... મારું બેટું
ઈચ્છા પાને કાંઈ નથી પણ ચારો ચરતું ઘેટું... મારું બેટું

અમથું અમથું ઊછળ્યાનો આનંદ - ઉછાળો લાગે છે રળિયાત,
કૈં સદીથી કટાયેલ પેટીમાં પૂરી રાખી છે મેં અફવાયેલી વાત...
થાકીને છાંયે બેસું તો માથા ઉપર ખરતું વડનું ટેટું... મારું બેટું
સપનાંને ને આંખોને તો આભ - જમીંનું છેટું...

પથ્થર ફાડી ઊગી નીકળતાં તરણાંના મૂંઝારા વિશે બોલો;
ઘરના આ મોભારા ઉપર બેઠો છે તે કેમ ચૂપ છે હોલો ?
છેક જીવના પત્તાળે જઈ કોક મારતું ફેંટું... મારું બેટું
સપનાંને ને આંખોને તો આભ - જમીંનું છેટું...

❑

**સુખ** ❑ **ફિલિપ ક્લાર્ક**

રોજ
માત્ર પગ ટેકવીને
લોકલ ટ્રેનમાં
જતા મુસાફરને
આજે નસીબ જોગે
બારી પાસે બેસવાની
મળી ગઈ છે જગ્યા
પસાર થતાં દશ્યો
બારીમાં જોતો
એ ખુશ છે,
બારીમાંથી આવતા પવનથી
ઊડે છે એના વાળ
એ ગીત ગાય છે એ સુખી છે
બારી પાસે એને મળી છે જગ્યા.

❑

❑ **રઘુવીર સહાય ❑ સુશી દલાલ**

(હિંદી)

## ઇશ્વર

કેટલાક દિવસથી મારું મન મુક્ત છે
ઈશ્વરનો ભય નથી
ફક્ત એક અનુભવ છે કે એ મને મળ્યો હતો

હવે એની સાથે પરિચય છે
પણ મિત્રતા નથી

મેં મને છોડી દીધો હતો એને મેં
હવે પાછો લીધો
હવે પછીથી મુકાબલો કરવા માટે

હા એણે કેટલીય વાર રક્ષા કરી
પણ, મેં પણ મારો અહં આપ્યો

એ મારાથી મોટો છે પણ એ મારાથી એટલો વધારે મોટો રહે
એ સંબંધ લાંબો સમય સુધી ચાલી શકે નહીં

વારંવાર ત્યાગીશ મને પોતાને
એ જ એની નજીક હોવા બરાબર છે.

## કવિતા

કવિતા ત્યારે હોય છે જ્યારે વિષયથી દૂર અને વસ્તુની
નજીક હોય છે
કવિતા એકલા કરે છે
અને જ્યારે આપણે જુદાં જુદાં અન્ય કામ કરીએ છીએ ત્યારે
એનાથી કવિતામાં અંતરાય એટલા માટે નથી પડતો
કે તે બીજા પ્રકારનાં કામ છે
એટલે કે તેઓ હંમેશાં આપણને કહ્યા કરે છે
કે આપણે બીજા સાથે કામ કરીએ
જ્યારે કે કવિતા એકલા એકલા કામ કરવાનો તકાજો કરે છે.

❑

**ઉંમર ▢ રઘુવીર સહાય ▢ સુશી દલાલ**
(હિંદી)

જ્યારે તું બાળક હતી ત્યારે
હું તને રડતી જોઇ શકતો નહોતો
હવે તું રડે છે ત્યારે તને જોઇ શકું છું.

▢

**▢ રજની મહેતા**

પસાર થતા સમયને
જોયા કરું છું.
કેવળ જોયા કરું છું.

પસાર થતી નદીને
જોયા કરું છું
કેવળ જોયા કરું છું

મારે
જળમાં જાળ નથી નાખવી
અને
સમયને પકડવો કે જકડવો નથી.

▢

**રીત ▢ પરાગ ત્રિવેદી**

આ તે
શાંતિ સ્થાપવાની
કેવી
રીત
છે ?
પહેલાં તેઓ
કબૂતરોને પકડે છે,
દિવસો સુધી તેમને પૂરી રાખે છે,
અને પછી
કોઇ એક ચોક્કસ સમયે
તેમને ઊડાડીને
શાંતિનો
સંદેશો આપે છે !

▢

• ... શબ્દ સંધાનમાં ગુંજે હજી

મનસુખલાલ ગોસ્વામી

કંઠ ઝારવો કાનમાં ગુંજે હજી
-ને શબ્દ સંધાનમાં ગુંજે હજી

જે મમતથી માંડવે ગાયું હતું
એ ફટાણું જનમાં ગુંજે હજી

થંભવી દે જે સમયને, એ કદમ
ચિત્તનાં ચોગાનમાં ગુંજે હજી

કોઈ મધમીઠી ગુફ્તેગો ગોરીની
રોજ ભીનેવાનમાં ગુંજે હજી

ભીંજવી જેણે શુષ્કતાને કદી
રાગ એ, વેરાનમાં ગુંજે હજી

જે અગનજ્વાળા શમ્યાં કેડે રહુ
એ અરવ, શ્મશાનમાં ગુંજે હજી

લાપતા એતાનકી- છે, એટલે
આ ગઝલ સ્વસ્થાનમાં ગુંજે હજી •

# કવિ કાન્તનું ધર્માન્તર

—મકરન્દ દવે

કવિ, આજે જ્યાં પુસ્તક સહિત હસ્તાક્ષર લહું
તમારા, ત્યાં ડૂબું, ગત સમય કેરા સ્મરણમાં,
ધસ્યા'તા રે, કેવા ઈસુમય ઈસુના ચરણમાં!
તમારી એ કેડી ધ્વનિત બનતી આ ક્ષણ ગૂઢું.
થયા, 'ખ્રિસ્તી ખ્રિસ્તી' વચન વસમાં સાદ જ સહું
શરીને પૂર્યો શું જલધિ જલ માથે ગ્રહણમાં,
પડ્યા શા અંગારા, કુસુમ સરખા રક્ત કણમાં
અહીં આજે બીતે હૃદય પર એ શા વિધ કહું?

પરંતુ એથી યે વિષમ તવ કેવી અવદશા!
અહીં ખેંચી રાખે સ્વજન, ત્યહીં ખેંચે પ્રભુહિતા,
પ્રિયાના હૈયાની નવ દશા દિસે ચીસ શમતી,
પછી છોને કોઈ વિરૂપ ગણતા કે પરવશા
વળી પામ્યા વૃત્તિ તવ ગૂઢ બળની મોહ-ગળિતા.
ખરે, એમાં યે તે, પ્રભુ તણી છૂપે વાત ગમતી.

૯·૩·૨૦૦૦
રાત્રી, ૧૨-૩૦

**નોંધ :**

કવિ કાન્તનાં દૌહિત્રી પલ્લવી ભટ્ટે કાન્તના હસ્તાક્ષરવાળાં સ્વિડન બોર્ગ લિખિત પુસ્તકો મને મોકલ્યાં. તેમાં 'The true Christan Religion' હાથમાં લેતાં મારું મન કવિના જીવનની એક કરુણ ઘટના તરફ દોડી ગયું. રોબર્ટ બ્રાઉનિંગે શેલી વિશે લખેલું કાવ્ય 'Memorhbilie' યાદ આવ્યું. તેમાં દર્શાવેલ રોમાંચક આનંદ સાથે વિષાદ ઘેરી વળ્યો. પેલી પંક્તિ :

'Ah, did you once see shelley plain મનમાં ગુંજવા લાગી, ત્યાં આ સાથેનું સૉનેટ પણ આકાર ધરવા લાગ્યું.

મારાં માએ કાન્ત વિશે કહેલી વાત પણ યાદ આવી ગઇ. 'ગ્રંથ' માસિકના એક અંકના કવરપેજ પર કાન્તનો ફોટો જોઇ એ બોલી ઊઠેલાં : 'અરે, આ તો મારો મણિભાઇ !' મારા નાના શિવશંકર બાબરાના કાઠી દરબારોના વહીવટદાર હતા. બાબરા તથા કવિની જન્મભૂમિ ચાવંડ નજીક. કાન્તના પુત્રને બાબરામાં જનોઇ દીધી હતી. મારાં મા ત્યારે હાજર હતાં. એ કહેતાં : 'મણિભાઇ બહુ 'દીહત' (તેજસ્વી અને દેખાવડો) હતો. તે ખ્રિસ્તી થઇ ગયો હતો એટલે એના દીકરાને જનોઇ આપી ત્યારે એને જુદા ઓરડામાં રાખ્યો હતો. જમવાનું પણ જુદું જ આપતા.'

કવિને આ પ્રસંગે કેવું વસમું લાગ્યું હશે એની કલ્પના જ કરવી રહી. કાન્તે ૧૯૦૦માં કાશી જઇને પ્રાયશ્ચિત્ત કરેલું. ત્રીજા નંબરનાં ભાઇ હરજીવનભાઇએ કરાવેલું. એ જમાનામાં જ્ઞાતિએ ૧૦૦/ સો રૂપિયા દંડ કરેલો. 'હિન્દુ' બન્યા પછી પણ જ્ઞાતિએ આભડછેટભર્યો વ્યવહાર અંત સુધી રાખ્યો હતો. હિન્દુત્વે ભલે કવિને અપમાનિત કર્યા પણ ખ્રિસ્તી મટી ગયા પછીયે ઇસુનું કરુણાબિન્દુ કવિના સંતપ્ત હૃદય પર ઝર્યું હશે.

– મકરન્દ દવે

□

## આ પરિવર્તનો કરે છે કોણ ? □ રુમિ □ સુ દ.

(પર્શિયન)

આ પરિવર્તનો કરે છે કોણ ?
હું તીર ફેંકું છું જમણે
અને એ પડે છે ડાબે
હું હરણાની પાછળ દોડું છું અને જોઉં છું તો
મારી પાછળ ડુક્કર
મને જે જોઇએ છે એને માટે યોજનાઓ કરું છું
અને હું જ કેદખાનામાં સપડાઉં છું
બીજાને પૂરવા, પકડવા હું ખાડો ખોદું છું
અને હું જ એમાં પડું છું
મને શું જોઇએ છે
એ વિશે મારે શંકાશીલ હોવું જોઇએ

□

## તમે અજવાસને જીરવી શકતા નથી ? ❑ રમેશ પારેખ

બીજાને શું જીરવશું ? જાતને જીરવી નથી શકતા,
ભીતર સર્જાતા ચક્રાવાતને જીરવી નથી શકતા

અતિશય જોશમાં આઘાત બીજા પર કરી લઈએ
પછી ઉદ્‌ભવતા પ્રત્યાઘાતને જીરવી નથી શકતા

તરસ કોઠે પડી હો જેમને એવા ઘણા લોકો
કદાચિત્ આવતા વરસાદને જીરવી નથી શકતા

સદા નક્કર હકીકત ને ગણતરીઓમાં જીવ્યા જે
જીવનના અંતમાં આભાસને જીરવી નથી શકતા

ઘણું તરસ્યા હતા સાંનિધ્ય જેનું પામવા માટે
ખબર નહીં કેમ એના સાથને જીરવી નથી શકતા

તમે આકાશ પણ ઝંખો ને બાંધો છત દીવાલો પર ?
હકીકતમાં તમે અજવાસને જીરવી નથી શકતા

નવા સર્જકને ત્રાંસી આંખથી જુએ જૂના સર્જક
ઘણાં વૃક્ષો કૂંપળની વાતને જીરવી નથી શકતા

-હિતેન આનંદપરા

મનુષ્યના ઊંધા અને અકોણા સ્વભાવની વાત હિતેન આનંદપરા આ ગઝલમાં કહે છે. અન્યના અસ્તિત્વને જીરવવાની વાત તો બાજુ પર રહી, માણસ પોતાની જાત સાથે પણ સહિષ્ણુતા દાખવી શકતો નથી. અણુબૉમ્બ તેણે પોતાના વિનાશ માટે જ શોધી કાઢ્યો છેને ? અણુના વિભાજનની વિનાશકારી શોધ કર્યા પછી માણસને સમજાયું કે આ તો શીશામાંથી બ્રહ્મરાક્ષસને બહાર કાઢ્યો ! એ રાક્ષસ એવો છે જે સારી માણસજાતને ઓહિયાં કરે તોય ધરાય નહીં ને આવનારી પેઢીનેય ન છોડે. હવે માણસને રહીરહીને એની ભયાનકતાનું એ ભાન થયું છે કે ઝાડ વાઢવાના ઝનૂનમાં આ તો મેં મારા જ પગ પર કુહાડો માર્યો. આવા છીએ આપણે મનુષ્યો-

બીજાને શું જીરવશું ? જાતને જીરવી નથી શકતા
ભીતર સર્જાતા ચક્રાવાતને જીરવી નથી શકતા

અણુબૉમ્બ જેવું પાશવી ને ઘાતકી હથિયાર બનાવી નાદાન મનુષ્ય ઘમંડના સાતમા આસમાનમાં વિહરવા લાગ્યો. એની નાડીઓમાં હિંસક પશુનું લોહી ફરવા લાગ્યું. તેણે હિરોશીમા - નાગાસાકીને તબાહ કર્યા. મોત અને વિનાશનું તેણે જે તાંડવ સર્જ્યું તેનાથી તે પોતે જ હબકી ગયો. કહે છે કે જાપાનનાં એ નગરો પર બૉમ્બ

ફેંકનાર વિમાનના પાઇલોટને પોતાના કૃત્યથી એવો તો આઘાત લાગ્યો કે તેને ચિતભ્રમ થઇ ગયો. તેને પાગલની હૉસ્પિટલમાં સારવાર માટે દાખલ કરવો પડયો. અહીં કવિ જાણે એ જ વાત તરફ સંકેત કરે છે :

**અતિશય જોશમાં આઘાત બીજા પર કરી લઈએ**
**પછી ઉદ્‌ભવતા પ્રત્યાઘાતને જીરવી નથી શકતા**

ગઝલના ત્રીજા શે'રમાં વાત અને વાતાવરણ બદલાય છે. જોકે કવિ મનુષ્યના વિલક્ષણ અને વિચિત્ર વર્તાવ તરફ જ આંગળી ચીંધે છે. જેની સતત રાહ જોઈ હોય એ માણસ આવે નહીં તો અંતે રાહ જોનાર પોતાની જાત સાથે સમાધાન કરી લે છે. એ સમાધાન પીડાકારક હોય છે. એક શૂળની જેમ સમાધાનની એ ક્ષણ હૃદયમાં અટકીને અને ખટકીને ઈજા પહોંચાડતી હોય છે. સંજોગો સામે હાથ હેઠા કરી દેનાર મનુષ્ય પર કરુણા તો ત્યારે ઊપજે જયારે આગંતુકની રાહ જોઈજોઈ માણસ થાકયો હોય, એને હતાશાએ ઘેરી લીધો હોય ત્યારે આગંતુક ઓચિંતો આવે ને રાહ જોનાર અવાક્ થઈ જાય. ત્યારે આગંતુકના સ્વાગતની ઉત્કંઠા મડદું થઈ ગઈ હોય ને ઉમળકો બળીને ભડથું થઈ ગયો હોય. આવામાં આગંતુકને કોણ આવકારે? ત્યારે જાણે આવનારને જીરવી શકાતો ન હોય એવી ગૂંગળામણ થાય. મનુષ્ય - સ્વભાવની વિલક્ષણ ખાસિયતને કવિએ બરોબર પકડી છે-

**તરસ કોઠે પડી હો જેમને એવા ઘણા લોકો**
**કદાચિત્ આવતા વરસાદને જીરવી નથી શકતા**

અહીં 'કદાચિત્'ને બદલે 'ક્વચિત' શબ્દ વધુ અર્થવાહી ન બન્યો હોત? ખેર. અહીં વરસાદ એ જાણે જીવતા જણનું પ્રતીક છે. હતાશાના માર્યા મરી ગયેલા ઉમંગો પર સંજીવની - જળ છાંટવામાં આવે તો પણ હકારાત્મક પરિણામ મળતું નથી. વરસાદ પડે ને જમીનમાં જળ ઊતરે પણ બળી ગયેલું બીજ શી રીતે અંકુરિત થાય? આ વિધિવક્રતા નહીં? અહીં 'મરીઝ' સાહેબનો એક શે'ર યાદ આવે-

**સગવડ છે એટલી કે ગમે ત્યાં હસી શકો**
**અગવડ છે એટલી કે ગમે ત્યાં રડાય ના!**

હવે જેની વાત કરવી છે એ શે'ર ઘણો અસ્પષ્ટ છે.જે હંમેશાં નક્કર હકીકતમાં ને ગણતરીઓમાં જીવ્યા હોય તે જીવનના અંતમાં આભાસને જીરવી શકતા નથી. અહીં પ્રશ્ન થાય કે શાનો આભાસ? જીવનના અંતમાં તો મૃત્યુનો સામનો કરવાનો હોય છે. નક્કર હકીકત અને ગણતરીઓના ઉલ્લેખ દ્વારા કવિ મનુષ્યના વૈજ્ઞાનિક અભિગમને તાકે છે? આમ જુઓ તો મનુષ્યને નક્કર હકીકતને જ વશ થવું પડે છે, તેના તરંગો પ્રમાણે વિશ્વનો કારોબાર ચાલતો નથી. માણસ પાસે ગમે તેટલો વૈભવ હોય પણ તેને કૅન્સર જેવો કોઈ અસાધ્ય રોગ લાગુ પડે તો તબીબો પણ હાથ હેઠા કરી દે ને દરદીને નક્કર હકીકત જેવા મૃત્યુને શરણે જ જવાનું થાય. નિયતિની શરણાગતિ એ જ મનુષ્યનું ઈતિ - કર્તવ્ય બની રહે. હિતેન આનંદપરાના આ અસ્પષ્ટ શે'રને વાગોળતાં મજા એ થઈ કે ઉર્દૂના શાયર જાવેદ અખ્તરનો એક શે'ર યાદ આવી ગયો-

**ઈસ શહર મેં જિને કે અંદાઝ નિરાલે હૈં**
**હોઠોં પે લતિફેં હૈં, આવાઝ મેં છાલે હૈં**

આગળના શે'રમાં કવિ ફરી વિધિવકતાની વાત કહે છે :

**ઘણું તરસ્યા હતા સાંનિધ્ય જેનું પામવા માટે**
**ખબર નહીં - કેમ એના સાથને જીરવી નથી શકતા**

એકવાર કોઇ જગાએ વિદ્વાન સમાજશાસ્ત્રીએ કરેલી રસપ્રદ મોજણીનું એક તારણ વાંચેલું. તેણે કહેલું કે સમાજમાં, ગોઠવેલાં લગ્નો ૧૦૦માંથી ૮૦ ટકા સફળ થાય છે જ્યારે પ્રેમલગ્નો ૧૦૦માંથી ૪૦ ટકા સફળ થાય છે. આ ૪૦ ટકામાં પણ ૨૦ ટકા દંપતી એવાં હોય છે જે ખરેખર પરસ્પરને સમજીને જીવતાં હોય, બાકીનાં સૌ તો સમાધાનો કરીને જીવી નાખતાં હોય છે. આનું કારણ પત્ની કે પતિનો 'પઝેસિવ' સ્વભાવ. શરીરનો મોહ ભાંગે પછી લાગણીનાં લેખાંજોખાં બેઉ જણ કરવા માંડે ને શરૂ થાય વિસંવાદ ને કંકાસ. બે પાત્રોમાંથી કોઇ એકની લાગણી એવી હોય-

**ખાલી તને જ ચાહું - મને એ નથી પસંદ**
**દુનિયાના પ્યારમાં જ મને તારો પ્યાર દે !**

પરંતુ અન્ય પાત્રનો પઝેસિવ (એકાધિકાર) સ્વભાવ સામી વ્યક્તિના ઔદાર્યને જીરવી શકતો નથી, ત્યારે વિસંવાદ વકરે ત્યારે ક્યારેક એ વેર ને વિદ્રોહનું રૂપ લઇ લે છે. આ વાત સાથે હિતેન આનંદપરાનો જ એક શે'ર સાંકળવાનું મન થાય-

**સંબંધ તોડયા પછી પસ્તાવો કરવાનો નથી કોઇ અર્થ**
**ફરી જોડો તમે ને તોય સાંધો આંખમાં રહેશે !**

હવેનો શે'ર આખી ગઝલનો શિરમોર શે'ર છે :

**તમે આકાશ પણ ઝંખો ને બાંધો છત દીવાલો પર ?**
**હકીકતમાં તમે અજવાસને જીરવી નથી શકતા**

અહીં કવિએ સીધો હુમલો કર્યો છે. તમે આકાશને પણ ઝંખો ને ઘરની ઉપર છત બાંધો એવાં પરસ્પર વિરોધી લક્ષણ પ્રકટ કરો એનો સીધો અર્થ એ કે તમે આકાશમાંથી ઊતરતો ખુલ્લો અજવાસ જીરવી નથી શકતા. એ અજવાસ સત્યનો પણ હોઇ શકે. તમારી આસપાસ તમે દીવાલો રચી એ સત્યને અનુભવથી દૂર રાખવા પ્રયત્નો કરો એ કેવું ? સત્ય એ સત્ય છે જે તમારી દીવાલો સોંસરવું પણ પ્રવેશે. કેટકેટલાં સત્ય હોય છે-

જીવનનું સત્ય, મૃત્યુનું સત્ય, આકાશનું સત્ય, જ્ઞાનનું સત્ય, ધરતીનું સત્ય, સમયનું સત્ય... તમે કોનાથી છેટે ભાગશો ને ક્યાં સુધી ? આપણી ભાષાની એક કહેવત છે- ગાવું અને લોટ ફાકવો - એ બેઉ સાથે ન બને. એવું છે આ આકાશની ઝંખના ને ઘરની છત - બેઉ એકીસાથે ઇચ્છવા તે.

અજવાસ એટલે જ્ઞાન - એવું અર્થઘટન પણ થઇ શકે. આ જ્ઞાન માટે ચારે દિશાઓમાંથી ઋગ્વેદે ઋતુનું આહ્‌વાન કરેલું છે - આ નો ભદ્રા : ક્રતવો યન્તુ વિશ્વતઃ (દરેક દિશાએથી અમને શુભ અને સુંદર વિચારો પ્રાપ્ત થાઓ) મનુષ્ય સ્વભાવનું આ મુખ્ય લક્ષણ છે - વિશાળતાને પામીને જાતને વિશાળ બનાવવાની ઝંખના. તમે મનમાં સાંકડા વિચારોની દીવાલો ને અહંકેન્દ્રી લાગણી ને માગણીની છત ખડાં કરી દો તો વિશાળતાના સ્પર્શથી વંચિત રહી જાઓ. આ વિશાળતા એ આનંદનું જ એક સ્વરૂપ છે. આપણે આપણા સાક્ષાત્કારથી વંચિત રહી જઇએ એ

માનવ-જીવનની કેવી મોટી કરુણતા !

છેલ્લે કવિ હિતેન આનંદપરા જે વિધાન કરે છે તે પોતાના અનુભવના આધારે કાઢેલું તારણ હોઇ શકે - વાસ્તવિકતા નહીં. એ કહે છે - નવા સર્જકને જૂના સર્જકો ત્રાંસી આંખથી - અસહિષ્ણુતાથી જુએ છે. કવિએ ઉદાહરણ આપ્યું છે તે બંધબેસતું નથી. ઘણાં વૃક્ષો કૂંપળની વાતને જીરવી નથી શકતા - એવું વિધાન વ્યાપ્તિદોષભર્યું છે. સર્જકતાના પ્રદેશમાં જૂના કે નવા એવા ભેદ હોતા નથી. કોઇ સર્જકતાના ઉન્મેષને અવગણે તેથી સર્જકતા નંદવાઇ જતી નથી. ઝરણું ફૂટયું તો તે ક્યારેક ને ક્યારેક નદી - મહાનદ ચોક્કસ બનવાનું જ બનવાનું - એવું આશ્વાસન આપણે આ નવકવિને આપીએ તે કેવું વિચિત્ર લાગે !

❑

**સ્નેહી સુરેશભાઇ :**

કવિતા ૨૦૦૦ ફેબ્રુઆરી - માર્ચનો અંક વાંચ્યો. ઘણી રચનાઓ મનને સ્પર્શી ગઇ. વિશેષ કરીને રમેશ પારેખની 'કવિતાએ શું કરવાનું હોય' તે કાવ્ય.

રમેશ પારેખના કાવ્યની દરેક પંક્તિ પાસે ક્યાંક સુધી ઊભા રહેવાનું મન થાય, રમણીયતાનું નવલું સ્વરૂપ ઓઢી, કવિતા ઋતુના ત્રયમાં ખેલાતા સત્યમ્ શિવમ્ સુંદરમ્‌નો કેટલો સહેલાઇથી સ્પર્શ કરાવી દે છે ?

પિનાકીન ઠાકરનું કાવ્ય  સંબંધોની હૂંફનું કાવ્ય છે. સુખદુઃખના સાથીના સાથના ગાંડપણનું કાવ્ય છે. આ ભવના ઓરતા હૃદયમાં જ ધરબાઇ ગયા અને આવતા ભવના સાથ, મિલનની ભ્રામિક કલ્પનાનું આ ગીત છે. દેશના ઘર અને સીમનું એમાં આબેહૂબ ચિત્ર રજૂ થયું છે.

કવિ મુકેશ જોષીની રચના છૂટી ગયેલા સખ્યનું કાવ્ય છે. એકાદ ડૂમા કે અશ્રુબિંદુની વાત છે, આસુંના ધોધની વાત નથી પરંતુ એનો દાહ હૃદયને દઝાડી જાય છે. દુઃખની પ્રબળતામાં દબાયેલો, ઘેરાયેલો 'રામ'નો આર્તનાદ છે અને અંતે સ્મરણનું રણ  જ રહે છે સૂકું ભઠ્ઠ.

પ્રણય જામનગરી પણ વિયોગના દુઃખની, કોઇકના અભાવની, કોઇ અનુપસ્થિતિની વાત લઇને આવ્યા છે. યાદની વેદના  જ ભાગ્યમાં લખાઇ છે.

રિષભ મહેતાની નાજુક પ્રેમની ગઝલ પણ ગમી- અને એક પળ અટકી ગયા હિતેન આનંદપરાના કાવ્ય પાસે. કાવ્યનો લય, પ્રાસ, અર્થ ખૂબ જ ગમ્યાં. હિતેન તમને ખૂબ  જ અભિનંદન - આ હીર તમે સાચવશો એની અમને ખાતરી છે.

'કવિતા'નો કાવ્યવૈભવ દિન-પ્રતિદિન વધતો રહે એવી શુભેચ્છા સાથે વિરમું છું.

– નલિની - વિક્રમ મહેતા

## બે ગીત ▫ અશરફ ડબાવાલા

વાંચો જલદીજલદી વાંચો અંદરથી એક કાગળ આવ્યો
નહીં પરબીડિયું, નહીં સરનામું તોય ટપાલી ફળિયે લાવ્યો

અંતરજી કાગળમાં લખતા હશો મજામાં અશરફજી;
દુઃખી હોવ તો સમરી લેજો રામ ભરતને દશરથજી;
પોતપોતાની રીતે સૌએ જન્મારાને જળમાં વાવ્યો.
...વાંચો જલદીજલદી વાંચો

સંપેતરું મોકલશું તમને મળે જો સારો સથવારો;
કાં શબ્દોના આંગડિયાથી પૂગતો કરશું અણસારો;
ભલે સ્મરણનો પોપટ આપે ઉજાગરાને પીંજર પાળ્યો.
...વાંચો જલદીજલદી વાંચો

અહીં બધાને ચિંતા થાતી વ્હાલ થયું કાં વેરણછેરણ?
વળતી ટપાલે ઝટ લખજો કે લેખ ભૂંસ્યાં કે ભાંગી લેખણ?
હિંમત થોડી રાખો છો ને રાગ નહીં ને રણકો ફાવ્યો.
...વાંચો જલદીજલદી વાંચો.

▫

છેલ્લી પાટલીએ હું બેસું નિશાળમાં પણ તારી હથેલીમાં પહેલો નંબર.

હિલ્લોળા હેતના હું સંતાડું છાતીએ ને પાટીમાં ઘૂંટું વંટોળિયા;
આંગણમાં રોજ રોજ રંગોળી પૂરીને ટેરવામાં પ્રકટાવું કોડિયાં;
માસ્તર કહે છે મને ઢબ્બુનો 'ઢ' પણ જાણું છું અક્ષરના જંતરમંતર.
...છેલ્લી પાટલીએ

અકબર-સિકંદરની મૂકો પંચાત મને કરશો ના વાતો પોરસની;
મેં તો ભૂમિતિ ઝંખનાની મોઢે કરી તે સાવ ભુલાણી પાયથેગોરસની,
જીવતર રિસેસની જેવું છે ચાલ હવે જીવી લઈએ થોડું અંદરઅંદર.
... છેલ્લી પાટલીએ.

▫

**રાસ**

સાહેલી મોરી રે ઊંડો કૂવો ને માથે સાંકડો રે લોલ
મહીં વસીઓ છે કાળો નાગ - અલબેલા
રૂડો રંગીલો રૂડો કાનજી રે લોલ

સાહેલી મોરી રે કાંઠે તે ઊભો કા'નજી રે લોલ
નથી ભરવા દેતો નીર- અલબેલા - રૂડો

સાહેલી મોરી રે કા'ને તે માર્યો કાંકરો રે લોલ,
આવી લાગ્યો ઘડૂલિયા મહીં અલબેલા - રૂડો

સાહેલી મોરી રે ઘડો ફૂટયો ને નીર વહી ગયાં રે લોલ
મારો ભીંજાયો દખણી ચીર અલબેલા - રૂડો

સાહેલી મોરી રે વાંકી વળીને ઘડો મેં ભર્યો રે લોલ
મારો તૂટો છે ચોળી કેરો બંધ અલબેલા- રૂડો

સાહેલી મોરી રે ગામના દરજીડા વીરા વીનવું રે લોલ
મારી ચોળી સીવીને વહેલો આવ અલબેલા - રૂડો

સાહેલી મોરી રે સીવણીએ સીવજે ઘૂઘરી રે લોલ
અને હૈડે નાખજે મોર અલબેલા - રૂડો

સાહેલી મોરી રે હાલું ચાલું ને વાગે ઘૂઘરી રે લોલ
વળી ઠમકે નાચે મોર અલબેલા ! રૂડો

('સ્વરાંકિત લોકગીતો'માંથી)



## બે ગીત ▫ અશરફ ડબાવાલા

વાંચો જલદીજલદી વાંચો અંદરથી એક કાગળ આવ્યો
નહીં પરબીડિયું, નહીં સરનામું તોય ટપાલી ફળિયે લાવ્યો

અંતરજી કાગળમાં લખતા હશો મજામાં અશરફજી;
દુઃખી હોવ તો સમરી લેજો રામ ભરતને દશરથજી;
પોતપોતાની રીતે સૌએ જન્મારાને જળમાં વાવ્યો.
...વાંચો જલદીજલદી વાંચો

સંપેતરું મોકલશું તમને મળે જો સારો સથવારો;
કાં શબ્દોના આંગડિયાથી પૂગતો કરશું અણસારો;
ભલે સ્મરણનો પોપટ આપે ઉજાગરાને પીંજર પાળ્યો.
...વાંચો જલદીજલદી વાંચો

અહીં બધાને ચિંતા થાતી વ્હાલ થયું કાં વેરણછેરણ?
વળતી ટપાલે ઝટ લખજો કે લેખ ભૂંસ્યાં કે ભાંગી લેખણ?
હિંમત થોડી રાખો છો ને રાગ નહીં ને રણકો ફાવ્યો.
...વાંચો જલદીજલદી વાંચો.

▫

છેલ્લી પાટલીએ હું બેસું નિશાળમાં પણ તારી હથેલીમાં પહેલો નંબર.

હિલ્લોળા હેતના હું સંતાડું છાતીએ ને પાટીમાં ઘૂંટું વંટોળિયા;
આંગણમાં રોજ રોજ રંગોળી પૂરીને ટેરવામાં પ્રકટાવું કોડિયાં;
માસ્તર કહે છે મને ઢબ્બુનો 'ઢ' પણ જાણું છું અક્ષરના જંતરમંતર.
...છેલ્લી પાટલીએ

અકબર-સિકંદરની મૂકો પંચાત મને કરશો ના વાતો પોરસની;
મેં તો ભૂમિતિ ઝંખનાની મોઢે કરી તે સાવ ભુલાણી પાયથેગોરસની,
જીવતર રિસેસની જેવું છે ચાલ હવે જીવી લઈએ થોડું અંદરઅંદર.
... છેલ્લી પાટલીએ.

▫

**રાસ**

સાહેલી મોરી રે ઊંડો કૂવો ને માથે સાંકડો રે લોલ
મહીં વસીઓ છે કાળો નાગ - અલબેલા
રૂડો રંગીલો રૂડો કાનજી રે લોલ

સાહેલી મોરી રે કાંઠે તે ઊભો કા'નજી રે લોલ
નથી ભરવા દેતો નીર- અલબેલા - રૂડો

સાહેલી મોરી રે કા'ને તે માર્યો કાંકરો રે લોલ,
આવી લાગ્યો ઘડૂલિયા મહીં અલબેલા - રૂડો

સાહેલી મોરી રે ઘડો ફૂટયો ને નીર વહી ગયાં રે લોલ
મારો ભીંજાયો દખણી ચીર અલબેલા - રૂડો

સાહેલી મોરી રે વાંકી વળીને ઘડો મેં ભર્યો રે લોલ
મારો તૂટો છે ચોળી કેરો બંધ અલબેલા- રૂડો

સાહેલી મોરી રે ગામના દરજીડા વીરા વીનવું રે લોલ
મારી ચોળી સીવીને વહેલો આવ અલબેલા - રૂડો

સાહેલી મોરી રે સીવણીએ સીવજે ઘૂઘરી રે લોલ
અને હૈડે નાખજે મોર અલબેલા - રૂડો

સાહેલી મોરી રે હાલું ચાલું ને વાગે ઘૂઘરી રે લોલ
વળી ઠમકે નાચે મોર અલબેલા ! રૂડો

('સ્વરાંકિત લોકગીતો'માંથી)



❑ કાશીભાઈ પટેલ 'માસૂમ'

લીમડાના લીલાછમ છાંયડા રેલાવું પછી દરિયાશો રેલાશે તું?
અચરજના કલરવમાં બૂડેલી રાત અને રાતમાં બૂડેલી બળી હું.

આવ-જાની અટકળનો ઝરમર અજવાશ
તોયે છાતીયુંમાં અંધારું ઘોર,
દખણાદા વાયરાઓ ઊગમણે રેલાતાં
આંખોમાં ઊગી આવ્યો થોર,

કિસ્સા પર કિસ્સાને મનના મૂંઝારાને કહી કહીને કહી શકું શું?
લીમડાના લીલાછમ છાંયડા રેલાવું પછી દરિયા શો રેલાશે તું?

વાલમનું નામ બળ્યું મોઢે લેવાય નહીં
ચાડિયો ઊભો છે મુઓ શેઢે,
ફાંટભરી તડકાઓ વીણતાં વીણાઈ ગ્યા
પણ સોળમું કાં આટલું ઝંઝોડે?,

ઓચિંતી આવેલી ખાલીખમ અફવાએ આંગણામાં ફૂંકાણી લૂ,
લીમડાના લીલાછમ છાંયડા રેલાવું પછી દરિયાશો રેલાશે તું!

❑

❑ આશા પુરોહિત

આને તમે મળવું કો' છો?
સામસામેના રસ્તા પરથી એકબીજાને જોયા તોયે,
સ્મિત જરા પણ વ્હોર્યું નહીં, ને એવી ગંભીર બાબતને,
શું સપનાંઓનું ફળવું કો' છો?
આને તમે મળવું કો' છો?

આંખ સદાયે ધોખો દેતી, આંખ બોલે કોઈ જુદી જ ભાષા,
હૈયું વારંવાર હવે તો બદલાવે છે અઢળક આશા!

મસ્તીમાં બે વાત કરી નહીં; કોઈ મુલાકાત કરી નહીં,
એકબીજાને જોવા નહીં, કે, લેવા નહીં, કે દેવા નહીં,

આને તમે મળવું કો' છો ?

ખૂબ જૂની ઓળખાણ છતાં પણ અજાણ રહેવું કેટલું સહેલું !
મળવાને વલખાંઓ મારે હૈયું કેવું સાવ જ ઘેલું !

યાદોનો કોઇ ભાર ઝીલીને, જીવી રહેલું જીવતર આખું,
બોલોને એ ક્યાં જઇ નાખું ? ભારી ભરખમ ક્ષણને
તમે ગીત મજાનું હળવું કો' છો ?
આને તમે મળવું કો' છો ?



□ **સુભાષ મુખોપાધ્યાય** □ **મંગળ રાઠોડ**

## ચેતવણી

હું કંઇ કેમેરા વડે
ખેંચાયેલો ફોટો નથી કે
હરેક વખતે
હસતો રહું.
મારા મોઢા પર
કોઇ ભૂંગળું નથી લગાડેલું કે
હરેક વખતે
હું બરાડતો રહું.
ન મારા હાથ
કોઢગ્રસ્ત છે કે
હરેક વખતે
હું મુઠ્ઠી બાંધેલી રાખું !

## કુલિન માણસે

ઝભ્ભાની નીચે જનોઇ
અને ગળામાં
તાવીજ ઢાંકીને
એક કુલિન માણસે
મને સ્પષ્ટપણે સમજાવ્યું કે
દુનિયાને આપણે
કેવી રીતે બદલવાની છે !



## જમીલા નિશાતનાં કાવ્યો □ જયા મહેતા

(ઉર્દૂ સાહિત્યની આ નવી કલમ, કવયિત્રી જમીલા, વ્યથાવેદનાની કવિતા 'નિશાત' (સુખ, આનંદ) ઉપનામથી લખે છે. તાજેતરમાં એમનો 'લાવા' કાવ્યસંગ્રહ પ્રગટ થયો છે, એના આરંભે એમણે મૂકેલી પંક્તિઓ એમની કલમની દિશા દર્શાવે છે :

કાગળે હાથ ફેલાવ્યા
પાંપણેથી ટપક્યું લોહી
શબ્દનો જન્મ થયો.

હૈદરાબાદ, આંધ્ર પ્રદેશમાં જન્મેલાં જમીલાએ અંગ્રેજી સાથે એમ.એ. અને થિયેટર આર્ટ્સમાં પીએચ.ડી. કર્યું છે. એમની કૃતિઓમાં નારીની વેદનાનું નિરૂપણ તેમ જ શંકર, રામ, કૃષ્ણ, અર્ધનારીશ્વર, કાલીમાતા, ગાંધારી, શકુંતલા - દુષ્યંત, ગાલિબ, મીર, હાફિજ, રૂમિ, મરિયમ ઇત્યાદિના સાંસ્કૃતિક સંદર્ભો પણ ધ્યાન ખેંચે છે.)

□

૧.

ફઊલુન ફઊલુન
આ હું તો નથી
રદીફ કાફિયા
ના રંગીન ઝરુખેથી
મને ન જુઓ
હું તો ચાલી નીકળી છું
છંદ અને વ્યાકરણની દીવાલોને
તોડીફોડીને.

□

૨.

એક ગીત સૂતું છે
મારા અંતરને તળિયે
આત્માના ઊંડાણમાં
એક મધ્યમ અરીસો
એને ચહેરો આપવા ઇચ્છે છે
નથી કોઈ શેર
ન ગઝલ
ન ગીત
ન મિસરા
સ્વપ્ન પણ છે

અને નથી પણ
રાત અને દિવસ
હું
આ શાશ્વત તાકાત
તરફ ખેંચાઇ રહી છું.
ન સાજ
ન અવાજ
ખામોશી પણ જાણે
મારા અસ્તિત્વમાં હસ્તક્ષેપ કરે છે
આ કયું ગીત છે
જે મારી અંદર સૂઇનેય
મને સૂવા નથી દેતું.

□

૩.

આ કયું સાજ છે
જે પાંપણોના તારને
છેડી રહ્યું છે
આ કઇ તસવીર છે
જે કાનના પડદા પર
આકારાય છે વિલાય છે
આ કયો પડછાયો છે
જે મન પર વાદળોની જેમ
છવાઇ રહ્યો છે
તમે જાણો છો
મને પડછાયા ગમે છે
પણ આ પડછાયો
મારી પર
ફેલાય છે ત્યારે ત્યારે
વિચારોનાં મોજાં
લોહીમાં ઊછળવા માંડે છે
અને લોહી કલમમાંથી
ટપકવા માંડે છે.

□

## કવિતા વિશે પાંચ કવિતા ▫ લાભશંકર ઠાકર

એ ઑગળતા કાંઠા
નદીઓમાં વહે વહે
વિસ્તરતા કાંઠા થઇ, સ્થિર
જયાં
કંઇ લહે લહે
ત્યાં
ઑગળતા કાંઠા થઇ
સદીઓમાં લયની
વહે વહે...

॥ ૨ ॥

મૂળ વગરનાં વૃક્ષોએ
ઊગી ઊગીને
એને
ઢાંકી દીધી છે
ને
એ
ભાષાનાં બંધ બારણે
ફળ ખાતી બેઠી છે !

॥ ૩ ॥
હો સુંદરી રે
કાનનાં પગથિયાં ચઢે
ભાષાનાં બારણાં ખોલે
નિર્વસ્ત્ર થાય
છંદમુક્ત ફુવારામાં
લયભેર ન્હાય

॥ ૪ ॥

શબ્દને
સ્વપ્નમાંથી ઢસડીને
વાસ્તવમાં ખેંચી લાવે છે.
અને વાસ્તવમાંથી ઢસડીને
સ્વપ્નમાં ખેંચી જાય છે.
સ્વપ્ન અને વાસ્તવની સીમારેખા
સ્થિર નથી.
એ
પ્રતિક્ષણ બદલાતી રહે છે.
શા માટે
પ્રતિક્ષણ
શબ્દને
આ તરફ અને તે તરફ
ઢસડે છે ?

॥ ૫ ॥

એ
ઝંખે છે અનવસ્થા.
એ એનું સ્વપ્ન છે.
એવું જગત
જ્યાં
જડ અને ચેતન
અભિન્ન, અરવ અને સ્થિર હોય
પોતાની જગ્યાએ
પ્રલય સુધી.

□

# कविता विशे पांच कविता ▫ લાભશંકર ઠાકર

એ ઑગળતા કાંઠા
નદીઓમાં વહે વહે
વિસ્તરતા કાંઠા થઇ, સ્થિર
જ્યાં
કંઇ લહે લહે
ત્યાં
ઑગળતા કાંઠા થઇ
સદીઓમાં લયની
વહે વહે...

॥ ૨ ॥

મૂળ વગરનાં વૃક્ષોએ
ઊગી ઊગીને
એને
ઢાંકી દીધી છે
ને
એ
ભાષાનાં બંધ બારણે
ફળ ખાતી બેઠી છે !

॥ ૩ ॥
હો સુંદરી રે
કાનનાં પગથિયાં ચઢે
ભાષાનાં બારણાં ખોલે
નિર્વસ્ત્ર થાય
છંદમુક્ત ફુવારામાં
લયભેર ન્હાય.

॥ ૪ ॥
શબ્દને
સ્વપ્નમાંથી ઢસડીને
વાસ્તવમાં ખેંચી લાવે છે.
અને વાસ્તવમાંથી ઢસડીને
સ્વપ્નમાં ખેંચી જાય છે.
સ્વપ્ન અને વાસ્તવની સીમારેખા
સ્થિર નથી.
એ
પ્રતિક્ષણ બદલાતી રહે છે.
શા માટે
પ્રતિક્ષણ
શબ્દને
આ તરફ અને તે તરફ
ઢસડે છે ?

॥ ૫ ॥
એ
ઝંખે છે અનવસ્થા.
એ એનું સ્વપ્ન છે.
એવું જગત
જ્યાં
જડ અને ચેતન
અભિન્ન, અરવ અને સ્થિર હોય
પોતાની જગ્યાએ
પ્રલય સુધી.

□

□ **સુ. દ.**

આડાઅવળા શબ્દો, મેણાંટોણાં,
આ બધાંથી આપણો સંબંધ કદરૂપો થાય છે,
એનો તને ખ્યાલ છે ?
આમ ને આમ
આપણે એકમેકથી દૂર ને દૂર થતાં જઈએ છીએ
સંબંધોની આસપાસનાં આશ્ચર્યચિહ્નો
આપમેળે પંખીનાં પીંછાની જેમ ખરતાં જાય છે
અને સંબંધની બાજુમાં પૂર્ણવિરામ પણ
મૂકી શકાતું નથી.
એક અંત વિનાના કંટાળાજનક વાક્યની જેમ
આ સંબંધને લંબાવવાનો પણ શો અર્થ ?

□

□ **મહેશ દવે**

ઇન્દ્રિયો આપે બોધ, અનુમાને પરમાણું.
શું એ જ જ્ઞાન ?
પીડા વિનાની મોજ, મારું સુખ એ જાણું.
શું એ જ આનંદ ?
નબળાં સૌ મારી હેઠ, સત્તા નીચે આણું.
શું એ જ શક્તિ ?
પ્રસન્ન છઈએ એકબીજાંથી, ના કંઈ એનું-મારું.
શું એ જ પ્રેમ ?
જનમ ધરી, વિકાસ કર્યો, ક્ષય અંતે હું પામું.
શું એ જ જીવન ?
મારે જ્ઞાન, આંનદ, શક્તિ, પ્રેમ અને જીવનના
અર્થ જાણવા નથી.
મારે એ બધાંનો અનુભવ કરવો છે.

□

□ સુ. દ.

કવિની ભીતર
એક સૂર્ય હોય છે
એને કારણે શબ્દોના પડછાયા પડે છે

કવિની ભીતર
એક ચંદ્ર હોય છે
અને શબ્દો નક્ષત્રોની જેમ વેરાઈ જાય છે

કવિની ભીતર
પોતે નથી હોતો ત્યારે જ
કોઈક ત્રીજો અવાજ પ્રકટે છે

□

□ અબ્દુલ ગફાર કાઝી

સૂર્યના કૅમેરા
સામે ઊભો રહીને
ઊંટ ફોડો પડાવે છે
રણના સ્ટુડિયોમાં...

□

ફાનસ □ પ્રીતમ લખલાણી

સમી સાંજે
દાદાજીની વાતોનો પડઘો
કાને પડતાં જ
ફાનસ
ઝળઝળી ઊઠે !

□

▢ **સુ. દ.**

આડાઅવળા શબ્દો, મેણાંટોણાં,
આ બધાંથી આપણો સંબંધ કદરૂપો થાય છે,
એનો તને ખ્યાલ છે ?
આમ ને આમ
આપણે એકમેકથી દૂર ને દૂર થતાં જઈએ છીએ
સંબંધોની આસપાસનાં આશ્ચર્યચિહ્નો
આપમેળે પંખીનાં પીંછાની જેમ ખરતાં જાય છે
અને સંબંધની બાજુમાં પૂર્ણવિરામ પણ
મૂકી શકાતું નથી.
એક અંત વિનાના કંટાળાજનક વાક્યની જેમ
આ સંબંધને લંબાવવાનો પણ શો અર્થ ?

▢

▢ **મહેશ દવે**

ઇન્દ્રિયો આપે બોધ, અનુમાને પરમાણું.
શું એ જ જ્ઞાન ?
પીડા વિનાની મોજ, મારું સુખ એ જાણું.
શું એ જ આનંદ ?
નબળાં સૌ મારી હેઠ, સત્તા નીચે આણું.
શું એ જ શક્તિ ?
પ્રસન્ન છઈએ એકબીજાંથી, ના કંઈ એનું-મારું.
શું એ જ પ્રેમ ?
જનમ ધરી, વિકાસ કર્યો, ક્ષય અંતે હું પામું.
શું એ જ જીવન ?
મારે જ્ઞાન, આંનદ, શક્તિ, પ્રેમ અને જીવનના
અર્થ જાણવા નથી.
મારે એ બધાંનો અનુભવ કરવો છે.

▢

## ❑ સુ. દ.

કવિની ભીતર
એક સૂર્ય હોય છે
એને કારણે શબ્દોના પડછાયા પડે છે

કવિની ભીતર
એક ચંદ્ર હોય છે
અને શબ્દો નક્ષત્રોની જેમ વેરાઈ જાય છે

કવિની ભીતર
પોતે નથી હોતો ત્યારે જ
કોઈક ત્રીજો અવાજ પ્રકટે છે

❑

## ❑ અબ્દુલ ગફાર કાઝી

સૂર્યના કૅમેરા
સામે ઊભો રહીને
ઊંટ ફોટો પડાવે છે
રણના સ્ટુડિયોમાં...

❑

## ફાનસ ❑ પ્રીતમ લખલાણી

સમી સાંજે
દાદાજીની વાતોનો પડઘો
કાને પડતાં જ
ફાનસ
ઝળઝળી ઊઠે !

❑

□ પિનાકિન ઠાકર

કંકુ તે વરણાં પગલાં રે બેની પાડજે સાસરિયે ધામ રે
ઘર તારું મંદિર છે

પહેલા પરણામ તારા નંદસસુરને, મંદિરનો મોભ એને જાણ રે.....
બીજા પરણામ તારાં સાસુ યશોદાને, મંદિર દરવાજા જાણ રે...

ત્રીજા પરણામ તારાં જેઠ-જેઠાણીને, પહેલા તે ખંડમાં બિરાજે રે...
ચોથા પરણામ તારાં દિયર-દેરાણીને, ત્રીજા તે ખંડમાં બિરાજે રે...

પાંચમા પરણામ તારાં નણંદબાને, સખીની જેમ રહેજે સાથે રે...
છઠ્ઠા પરણામ તારાં સગાંસંબંધીને, ભક્તોની ભીડ નિશદિન રે...

સાતમા પરણામ સાથસાથમાં છે, આવનજાવનનું કામ રે...
આઠમા પરણામ આકાશઅંબરને, સુખદુઃખમાં એનો સાથ રે...

નવમા પરણામ છે નવખંડ ધરાને, કીર્તિ ચારેકોર જાય રે...
દસમા પરણામ છે ગોકુળ ગામને, ભાવિક જનનું ધામ રે...

મધ્ય તે ખંડમાં મનનો માણિગર, વરણાગી છે એની વાત રે...
એને તે પગલે ચાલજે રે, થશે કીર્તિ કળશનું નામ રે...

□

❑ હરિહર જોશી

## ડાળોમાં સૂરજ ઊગીઓ રે...

"વડલા રે તારાં પાતળિયાં છે પાન, ડાળોમાં સૂરજ ઊગીઓ રે..."
જાગી એવી ભૂલી હું તો ભાન, ડાળોમાં સૂરજ ઊગીઓ રે...
કૈં હેલ્યુંના બુઝારે ટહુકે મોર, ડાળોમાં સૂરજ ઊગીઓ રે...
ધીમે, ધીમે છાલક મારે ભોર, ડાળોમાં સૂરજ ઊગીઓ રે...
રે! આંખે લ્હેરે લીલુડી કૈં જાર, ડાળોમાં સૂરજ ઊગીઓ રે...
ઊભી વ્હેરે કેવડિયાની ધાર, ડાળોમાં સૂરજ ઊગીઓ રે...
સૈ! ઘેરી ઊભી ટેકરીઓની હાર, ડાળોમાં સૂરજ ઊગીઓ રે...
બૂડે છાંયા પાંસળિયું મોઝાર, ડાળોમાં સૂરજ ઊગીઓ રે...
રે! કાયા કોરી માટલડીની ગંધ, ડાળોમાં સૂરજ ઊગીઓ રે...
મ્હોરે જળ ને માટીનો સંબંધ, ડાળોમાં સૂરજ ઊગીઓ રે...

(પ્રથમ પંક્તિ લોકગીતની છે)

### લગ્નોત્સુક કન્યાનું ગીત

જરી જયાં આડે પડખે થઇ
શુંય થયો ઉચાટ કે નીંદર નયણાં બારી રઇ...

હમચી ખૂંદે ઉજાગરો હું મધમઘતી ભીતરમાં
તરસ્યુંમાં તિરાડ પડી'લી હુંફાળ ચૈતરમાં!
સુગંધ જેવી વહેતી, વહેતી જાત સોંસરી ગઇ...

સાવ અટૂલી ખુદમાં ડૂબું, ખુદ મને ઢંઢોળું
ઊંઘરેટી આંખ્યુમાં તરતાં સાફો ને ઘરચોળું

મનગમતી અટકળ કરતાં હું રાતીચોળી થઇ...

નાકે નથણી, હાથે ચૂડી પગને હું સમજાવું:
અળતાના વાટકડે થોડી વ્હાલપને ભભરાવું
પલકારમાં દિવસ પૂરો, લાં...બી રેન ભઇ...

❑

## America □ Allen Ginsberg

America I've given you all and now I'am nothing.
America two dollars and twentyseven cents January 17, 1956.
I can't stand my own mind.
America when will we end the human war?
Go · ··· yourself with your atom bomb.
I don't feel good don't bother me.
I won't write my poem till I'am in my right mind.
America when will you be angelic?
When will you take off your clothes?
When will you look at yourself through the grave?
When will you be worthy of your million Trotskyites?
America why are your libraries full of tears?
America when will you send your eggs to India?
I'm sick of your insane demands.
When can I go into the supermarket and buy what I need with my good looks?
America after all it is you and I who are perfect not the next world.
Your machinery is too much for me.
You made me want to be a saint
There must be some other way to settle this argument.
Burroughs is in Tangiers I don't think he'll come back it's sinister.
Are you being sinister or is this some form of practical joke?
I'am trying to come to the point.
I refuse to give up my obsession.
America stop pushing I know what I'am doing.
America the plum blossoms are falling.
I haven't read the newspapers for months, everyday somebody goes on trial for murder.
America I feel sentimental about the Wobblies.
America I used to be a communist when I was a kid I'm not sorry.
I smoke marijuana every chance I get.
I sit in my house for days on end and stare at the roses in the closet.
When I go to Chinatown I get drunk and never get laid.
My mind is made up there's going to be trouble.
You should have seen me reading Marx.
My psychoanalyst thinks I'm perfectly right.
I won't say the Lord's Prayer.
I have mystical visions and cosmic vibrations.

America I still haven't told you what you did to Uncle Max after he came over from Russia.

I'am addressing you.
Are you going to let your emotional life be run by Time Magazine?
I'm obsessed by Time Magazine.
I read it every week.
Its cover stares at me every time I slink past the corner candystore.
I read it in the basement of the Berkeley Public Library.
It's always telling me about responsibility. Businessmen are serious. Movie producers are serious. Everybody's serious but me.
It occurs to me that I am America.
I am talking to myself again.
Asia is rising against me.
I haven't got a chinaman's chance.
I'd better consider my national resources.
My national resources consist of two joints of marijuana millions of genitals an unpublishable private literature that jetplanes 1400 miles an hour and twenty five thousand mental institutions.
I say nothing about my prisons nor the millions of underprivileged who live in my flowerpots under the light of five hundred suns.
I have abolished the whorehouses of France, Tangiers is th next to go.
My ambition is to be President despite the fact that I'am a Catholic.

America how can I write a holy litany in your silly mood?
I will continue like Henry Ford my strophes are as individual as his automobiles more so they're all different sexes.
America I will sell you strophes $2500 apiece $500 down on your old strophe
America free Tom Mooney
America save the Spanish Loyalists
America Sacco & Vanzetti must not die
America I am the Scottsboro boys.
America when I was seven momma took me to Communist Cell meetings they sold us garbanzos a handful per ticket a ticket costs a nickel and the speeches were free everybody was angelic and sentimental about the workers it was all so sincere you have no idea what a good thing the party was in 1835 Scott Nearing was a grand old man a real mensch Mother Bloor the Silk-strikers' Ewig-Weibliche made me cry I once saw the Yiddish orator Israel

Amter plain. Everybody must have been a spy.
America you don't really want to go to war.
America it's them bad Russians.
Them Russians them Russians and them Chinamen. And them Russians.
The Russia wants to eat us alive.
The Russia's power mad.
She wants to take our cars from out our garages.
Her wants to grab Chicago.
Her needs a Red Reader's Digest.
Her wants our auto plants in Siberia.
Him big bureaucracy running our fillingstations.
That no good. Ugh. Him make Indians learn read.
Him need big black niggers.
Hah. Her make us all work sixteen hours a day. Help.
America this is quite serious.
America this is the impression I get from looking in the television set.
America is this correct?
I'd better get right down to the job.
It's true I don't want to join the Army or turn lathes in precision parts factories,
I'm nearsighted and psychopathic any way.
America I'am putting my queer shoulder to the wheel.

❑

# કવિતા

## ધી રજિસ્ટ્રેશન ઑફ ન્યૂસ પેપર્સ (સેન્ટ્રલ) રૂલ ૧૯૫૬ અન્વયે "કવિતા" પત્ર અંગેની માહિતી

### ફોર્મ નં. ૪ (જુઓ રૂલ નં. ૮)

| | | |
|---|---|---|
| ૧. પ્રકાશનનું સ્થળ | : | જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૧. |
| ૨. પ્રકાશનની સામયિકતા | : | દ્વૈમાસિક |
| ૩. મુદ્રકનું નામ | : | ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| સરનામું | : | ડી-૨૦૬, વીણાનગર, એસ. વી. રોડ, મલાડ (પશ્ચિમ), મુંબઈ-૪૦૦ ૦૬૪. |
| ૪. પ્રકાશકનું નામ | : | ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| સરનામું | : | ડી-૨૦૬, વીણાનગર, એસ. વી. રોડ, મલાડ (પશ્ચિમ), મુંબઈ-૪૦૦ ૦૬૪. |
| ૫. તંત્રીનું નામ | : | ડૉ. સુરેશ દલાલ |
| રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| સરનામું | : | ૧૩૩, હસા મહાલ, દલામલ પાર્ક, કફ પરેડ, મુંબઈ-૪૦૦ ૦૦૫. |
| ૬. જે વ્યક્તિઓ આ અખબારના માલિક હોય અને કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનાર ભાગીદારો અથવા શેરહોલ્ડર હોય તેમનાં નામ તથા સરનામાં | : | સૌરાષ્ટ્ર ટ્રસ્ટ (બોમ્બે પબ્લિક ટ્રસ્ટ એક્ટ, ૧૯૫૦ અન્વયે રજિસ્ટર્ડ) જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૧. |

હું ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૦-૪-૨૦૦૦

**ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ**
પ્રકાશકની

કવિતા : આત્માનો આવિષ્કાર
તંત્રી : સુરેશ દલાલ
વર્ષ : ૩૩ અંક : ૪ એપ્રિલ-૨૦૦૦
સળંગ અંક : ૧૯૬
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ



# કવિતા



**ખાસ સૂચના :** કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહીં. **અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.**

**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઇનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં [illegible] છે. કૃતિ વિશે [illegible] બીડવું જરૂરી [illegible] વિવેચક મિત્રોને વિનતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો

**લવાજમ : દેશમાં ૧૦૦/- રૂપિયા, પરદેશમાં સીમેલ રૂા. ૧૯૦/-, એરમેલ રૂા. ૩૨૦/-, આ અંકના રૂપિયા ૨૦/-.**

બહાર ગામનું લવાજમ "SAURASHTRA TRUST"ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટ મોકલવા વિનતી.

**પત્રવ્યવહારનું સરનામું :** સર્ક્યુલેશન મૅનેજર, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧ T.P. 2870831, FAX NO. 022-2874097

**મુદ્રક અને પ્રકાશક :** સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ કાર્યાલય, જન્મભૂમિ માર્ગ, કોટ, મુંબઈ-૧.

**મુદ્રણ સ્થળ :** મે. પ્રીન્ટેજ પ્રા. લિ. સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુંબઈ-૪૦૦ ૦૧૩



નિરંજન ભગત

## વૈદિક પ્રાર્થના□ અનુ. શાન્તિકુમાર જ. ભટ્ટ

આ વાણી મારી મનમાં ટકી રહો,
ને વાણીમાંહી મન સ્થિર રહેજો.
તેજસ્વી આ બ્રહ્મ ઉરે પ્રકાશો,
તેજસ્વી જેથી મુજ જિંદગી હો.

વાણી અને આ મન મારું લાવો,
જે જ્ઞાનનો સાગર વેદમાં હો.
જે જ્ઞાન મારા ગુરુએ દીધું છે,
તે નિત્ય મારા ઉરમાં વિરાજો.

જે સાધના જ્ઞાનની હું કરું છું,
તે ચાલુ રહેજો દિનરાત નિત્ય.
જે જે વિચારો મનમાં ખીલે છે,
તેમાં સદા સત્યની સાધના હો.

વાણી વહાવું મુજ જિંદગીમાં,
તેમાં સદા સત્યની સાધના હો.
રક્ષો પરબ્રહ્મ મને સદાય,
રક્ષો પરબ્રહ્મ સદા ગુરુને.

('વૈદિક પ્રાર્થના પરિમલ' સંગ્રહમાંથી)



## અઢળક ઢળિયા - ▢ જયન્ત પાઠક

અઢળક ઢળિયા તમે, અને હું રંક સુદામો સામે-
રાજા ભોજ કહાં ને ક્યાં આ તેલી ગાંગો નામે!

તમે એક આકાશ રૂબરૂ મને હાથમાં આપ્યું;
હથેળીએ મારીએ એના માપ પ્રમાણે કાપ્યું!

દશે દિશાના તમે આંગણે લઈને વાયુ આવ્યા;
બારી-બારણે પ્રવેશિયા જે મેં તો તે જ વધાવ્યા.

તમે ઘેર હે ઉદાર, લાવ્યા ગંગા આખી વાળી;
કોરીમોરી એક મટૂકી ભરી લીધી મેં ખાલી.

લખલખ તારાતેજ તમે તો વ્હાલ ભરી વરસાવ્યું;
મેં ઉંબરના ટમટમ દીવડા-વાટે થોડું વસાવ્યું.

પૃથ્વી જેવું પાત્ર તમે મસમોટું પ્રેમથી આપ્યું
નાનકડી ઘોલકીમાં મારે વિશ્વ દેખવું વ્યાપ્યું!

▢

## જોઇ લે... ▢ રમેશ પટેલ 'ક્ષ'

હું જ મારાથી ડરું છું - જોઇ લે,
લાશ થઇ જાણે ફરું છું - જોઇ લે.

ઝંખનાની કત્લ કરતો જાઉં છું,
કામ હું કેવાં કરું છું - જોઇ લે.

સાવ સૂના ઓરડામાં બંધ હું,
આભ થઇને વિસ્તરું છું - જોઇ લે.

એક ક્ષણ તારી નજરને સ્થિર કર,
હું જીવું છું કે મરું છું - જોઇ લે.

ઝાંઝવાંના જળ તણું સિંચન કરી,
હું ખીલું છું ને ખરું છું - જોઇ લે.

ને અતીતના સંસ્મરણને રાત-દિ'
ઘાસની માફક ચરું છું - જોઇ લે.

ધોમધખતા ગ્રીષ્મના મધ્યાહ્નમાં,
કેમ હરપળ થરથરું છું - જોઇ લે.

અશ્રુના સાગર મહીં ઉન્માદથી,
શબ્દ સંગાથે તરું છું - જોઇ લે.

વેદનાથી તરબતર છું તે છતાં,
વેદના ઉરમાં ભરું છું - જોઇ લે.

શબ્દ, સંદર્ભો અને અર્થો ત્યજી,
મૌનની પાછળ સરું છું - જોઇ લે.

બંધ આંખો કર અને તું ધ્યાન ધર,
બંધ આંખે તરવરું છું - જોઇ લે.

કોઇનોય શ્વાસ ના હું થઇ શક્યો,
પ્રાણને પળમાં હરું છું - જોઇ લે.

સાવ ખાલી થઇ ગયો છું એ પળે,
આ ગઝલ તુજને ધરું છું - જોઇ લે.



## ડાહી છોકરી, ડફોળ છોકરો ▫ ચંદ્રકાંત સાધુ

ડાહીડમરી એક છોકરી હતી
અને અડધો ડફોળ એક છોકરો.

છોકરીએ કીધું કે ઘર ઘર રમવાની
આપણે બે રમીએ રમત,
છોકરો ના સમજ્યો કે ઘરમાં રમવાનું શું ?
સમજ્યોતો આને ગમ્મત.
છોકરીએ કીધું કે માટી લઇ આવ,
ને ટોકર ભરીને લાવ્યો વેકરો.
ડાહીડમરી એક છોકરી હતી
અને અડધો ડફોળ એક છોકરો

છોકરી તો છોકરાને બચકું ભરે
ને પછી હળવેથી હાથ એને ફેરવે,
પોતાનો ગાલ ઘસે છોકરાના ગાલને
ફોરમના જેવું કંઇ ખેરવે;
ઊંડે ને ઊંડે કાંઇ ઊતરતી જાય, કાંઇ ઊભરતી જાય,
એમ વ્હાલપનો વાવી દે મોગરો,
ડાહીડમરી એક છોકરી હતી
અને અડધો ડફોળ એક છોકરો.

બધી છોકરીઓનું આવું જ હોય
અને છોકરાની આવી હોય વાત,
હસતી રે જાય અને વસતી રે જાય
એમ રાતોને કરતી રળિયાત;
ગાતાં રે જાય, બેઉ રમતાં રે જાય
એમ સહવાસે ચડી જાય ટેકરો,
ડાહીડમરી એક છોકરી હતી
અને અડધો ડફોળ એક છોકરો.

▫

▢ **દિલીપ રાવલ**

સોળે શણગાર મને ઓછા પડે રે સખી.
મેંદી મૂકું ને વળી ગૂંથુ હું કેશ આંખ આંજીને મેશ
લાલ અંબર ઓઢું ને પછી દોડું અરીસામાં નીરખું હું જાત
ત્યારે મણમણનો ખાલીપો એવો નડે રે સખી
સોળે શણગાર મને ઓછા પડે રે સખી.

મણમણનો ખાલીપો ઠેકીયે જઈએ પણ મનના મૂંઝારાનું શું?
સહિયારું હોય એને સંગોપી લઈએ પણ તારા ને મારાનું શું?
હૈયે સંતાપ તમે સંતાડી રાખો પણ આંખોના દરિયાને
ચાડી ખાવાની એક અણગમતી આદતને રોકી શકો નહિ
તો વાલમને દુ:ખના કંઈ દરિયા જડે રે સખી...
સોળે શણગાર મને ઓછા પડે રે સખી.

સોળ સોળ શણગારો પૂરા થઈ જાય પછી સત્તરમું વાલમનું વ્હાલ
એમાં સખી રી જો ફેર પડે થોડો તો ઊતરે છે આંસુના ફાલ.
આંસુના ફાલ સાથ વહેતા થઈ જાય મારા સોળે શણગાર
પછી પહેલાંની જેમ સાવ ખાલીખમ થઈ જઈને
સાવ નવેસરથી એ સઘળા શણગાર ફરી કરવા પડે રે સખી
સોળે શણગાર મને ઓછા પડે રે સખી

▢ **પન્ના નાયક**

આ અઢળક તડકો ખીલ્યો રે
　　એને પાંદડે પાંદડે ઝીલ્યો રે
આ પંખીઓના ટૌકા રે
　　જાણે નભમાં વહેતી નૌકા રે
આ વાદળના વણઝારા રે
　　એને હૈયે જળના ફુવારા રે
આ લીલા ઘાસનો દરિયો રે
　　એને પતંગિયાંથી ભરિયો રે
આ મબલખ મારું હૈયું રે
　　ને હૈયામાં સાંવરિયો રે

▢

## ❑ મુકેશ જોશી

મારા ફલૅટમાં આવે છે ભેજ
કેમે ના સમજાતું અંદર દીવાલમાં
કે મારી આ આંખમાં લિકેજ...મારા ફલૅટમાં

એક પછી એક એના ઊખડે છે પોપડા
હિંમત હારી બેઠી ભીંત
ધ્રાસકા સમેત બધી જોયા કરે છે
પહેલાં કઇ પડવાની ઈંટ
સૂરજ નથી ને મારે ઓચિંતું જોઈએ છે
ક્યાંયથીય એક મૂઠી તેજ....મારા ફલૅટમાં

ફલૅટમાં દરિયો ઘુસાડ્યો આ કોણે
કોણે માગ્યું' તું આમ પાણી
સાંજ પડે દિવસો પણ ડૂસકાં થઇ જાય
સુખની આ પાઈપલાઇન કાણી
આવા ને આવા તું બાંધે છે ફલૅટ
એમાં તારી ખરડાય છે ઇમેજ....મારા ફલૅટમાં

❑

આ પંખી પણ કેવાં વાતોડિયાં
બચ્ચુ જન્મે તોયે વાતો કરે
ઝટ બાંધે નહીં એનાં ઘોડિયાં...આ પંખી

ટહુકો પડે ને ભાઇ સૂરજને જાગવાનું
પંખી તો ડંકા ઘડિયાળ
ક્યિા તે વેદ હશે ભણતાં સવારમાં
લીમડો પણ લાગે નિશાળ
આખું પરભાતિયું રંગે ઉલ્લાસથી
કામ ના માગે, ના દોઢિયાં..આ પંખી-

ઝાડના કાનમાં રેડે આકાશ
જાય ટહુકાઓ દડદડતા મૂળમાં
પાંદડાંને એક દિવસ ઓચિંતી જાણ થાય
પંખી તો આપણા જ કુળમાં
પાંદડાં નથી રે આ તો ટહુકાના દીવા
ને પંખી પોતે જાણે કોડિયાં...આ પંખી

❑

## ❑ સત્તર વરસની અલ્લડ છોકરીનું ગીત ❑ વિજય રાજયગુરુ

તડકામાં તરબોળ, ખજૂરી તડકામાં તરબોળ,
પગમાં પડછાયાનો ઢગલો, માથું જળબંબોળ,
ખજૂરી તડકામાં તરબોળ !
કરોળિયાનું ઝાળુંયે ના હલે ખરા બપ્પોરે,
દૂર દૂરની ઝાડીમાં નીંદરિયાં પગલાં ઘોરે,
સોળસોળ પાંદડિયું કૈં ફરકી રે ફરકી,
એક ઓઢણી મલમલની સરકી રે સરકી,
ના વાદળ, ના વાછટ-ઝરમર ના કૈં ખળખળ થાય,
આજ અવાજ વિના સૂરજનું અજવાળું છલકાય.
ટેકરિયુંની ઓથ્યે કરતી ફળફળતાં અંઘોળ
પગમાં પડછાયાનો ઢગલો, માથું જળબંબોળ,
ખજૂરી તડકામાં તરબોળ
સાવ ઉઘાડી પીઠ પવન અડતાં થઈ પાણી પાણી,
ભીતરમાં આલી-લીલી કૈં ફૂટી રે સરવાણી,
હડફડ નાઠો પવન હવા છટકી રે છટકી,
સત્તરમા ડગલે નજરું બટકી રે બટકી,
નદી-બદી તો ઠીક અહીં તો પડછાયા રેલાય !
સૂરજમુખી સમી આંખમાં સીર્ય તણાતા જાય,
લૂની છૂટે છોળ, નસેનસમાં ઊઠે વંટોળ,
પગમાં પડછાયાનો ઢગલો, માથું જળબંબોળ,
ખજૂરી તડકામાં તરબોળ
('ચાલ, પલળીએ!' કાવ્યસંગ્રહમાંથી)

❑

## જીવતાં જળ ▫ પ્રદ્યુમ્ન તન્ના

આ જીવતાં જાગતાં જળ
થોભ નહીં પળભરનો જેની એકધારી હલચલ !

નરદમ ખારપાટ મહીં તોય
પળતાં કોટિ જીવ,
ફૂડું કશુંયે સંઘરે ના જે
સ્વયં સુભગ શિવ !
સતત શોધન રત રહે શા લોઢ એનાં અનગળ !
આ જીવતાં જાગતાં જળ...

આમ તો વ્હાલે વળગી મીઠી
થપકી દેતાં ખેલે,
કોક દીજો પણ વકરી અચિંત
રોષમાં માઝા મેલે
વજ્જરનાયે કરતું ચૂરા કારમું દાખે બળ !
આ જીવતાં જાગતાં જળ...

કૌતુક એ કે કાયમ જેનો
શીતળ ભીનો પંડ,
એ જ તે અહો અકળ ક્રિયા
કારણે આમ અખંડ
જાળવે ઉગમકાળથી ભીતર ધીખતો વડવાનળ ?!
આ જીવતાં જાગતાં જળ...

('છોળ' કાવ્યસંગ્રહમાંથી)

▫

**◻ વૃક્ષો અને પંખીઓ ◻ થોભણ પરમાર**

કેટલાક લોકો
મળવા આવે છે ત્યારે,
ઘરમાં અમને એકલાં જોઇને
સ્વાભાવિક રીતે પૂછી લે છે.
'તમારે કંઇ સંતાન નથી ?'
પ્રશ્નની ચર્ચામાં
હવે અમે,
બહુ ઊંડાં ઊતરતાં નથી.
ઘર પાછળના વાડામાં જઇને
તેમને-
વૃક્ષ અને કાલીઘેલી ભાષામાં ટહુકતાં
પંખીઓ બતાવીએ છીએ.
('ઝાકળની ખેતી' કાવ્યસંગ્રહમાંથી)



**◻ ધ્રુવ ભટ્ટ**

ભોંયે ચીતરેલ બધા મારગને ચાતર્યા મેં દરિયામાં ઝંખી નહીં નાવ
તળિયેથી મારામાં જાગતી થઇ છે એક વણજારે ગાળેલી વાવ

આંખમાં ઊજાગરા તો અવનીને હોય નથી સૂરજની રાય ક્યાંય થાતી
ચરણો તો કોકવાર થાકે રોકાય કાંઇ રોકી રોકાય નહીં છાતી
અણજાણી વાટ ક્યાંક રણના મુકામ અને વગડાઓ બોલાવે આવ
રોમરોમ જાગતી થઇ છે એક વણજારે મારામાં ગાળેલી વાવ

મેં જ મને કોઇ દિવસ ભાળ્યો ન હોય એવી વાયકા સમાન મારું હોવું
મારામાં ક્યાંક એક આદમી વસે ને ક્યાંક રેતભરી આંધીનું ટોળું
વાદળ વસે તો કહું વરસી પડો ને કોક માળો કરે તો કહું ગાવ
મારામાં રોમરોમ જાગતી થઇ છે એક વણજારે ગાળેલી વાવ



## બે ગઝલ ▫ અશરફ ડબાવાલા

પંથ કાપ્યાનો ભરમ તૂટયો છે.
અંત આવ્યાનો ભરમ તૂટયો છે.

ક્યાંક ડંખે છે કશું કાયામાં,
મનને માર્યાનો ભરમ તૂટયો છે

સાત પેઢીનાં વહાણો ડૂબ્યાં;
કુળ તાર્યાનો ભરમ તૂટયો છે.

હાથ મહેંદીના ભરોસે બેઠા,
રંગ લાગ્યાનો ભરમ તૂટયો છે.

માછલી વીંધે કઈ રીતે અશરફ ?
તીર તાક્યાનો ભરમ તૂટયો છે.

▫

તડપ ને તપનું સંયોજન તમે હાથે કરી ખોયું
ત્વચા ને મનનું સમતોલન તમે હાથે કરી ખોયું

તમે સંતોની કીકીમાં જગતનું બિંબ જોઈને,
સગી આંખોનું અવલોકન તમે હાથે કરી ખોયું

હૃદયના ભાવને ભીતરથી લઈને હાથ પર મૂકી,
ધબકતાં લોહીનું કંપન તમે હાથે કરી ખોયું.

વિકલ્પોના ચરણમાં યાદનાં ફૂલો ધરી દઈને,
સુગંધી ભાસનું ચંદન તમે હાથે કરી ખોયું.

બુલંદી પર તમારા નામના ઝંડાને ફરકાવી,
હતું મીઠું જે સંબોધન તમે હાથે કરી ખોયું

નહીં એ આવશે- એવા વિચારોનો કરી વિપ્લવ,
પ્રતીક્ષાનું એ સિંહાસન તમે હાથે કરી ખોયું

બરફ તોડી, બરફનું હાર્દ જોવાના પ્રયાસોમાં
ઠરેલા જળનું સંવેદન તમે હાથે કરી ખોયું

□

**પતંગિયાની હવેલી□ બેન્યાઝ ધ્રોલવી**

હું પતંગિયાની હવેલી જોઉં છું,
ફૂલની મદમસ્ત ડેલી જોઉં છું.

ગૂંચ ઝાકળમાં પડી છે, જયારથી,
ત્યારથી તડકો ઉકેલી જોઉં છું.

એક ઇચ્છા વાવ અંદર ઊતરી,
પગથિયાં દિલદાર મેલી જોઉં છું.

શ્વાસની અઘરી રમત રમવી પડી,
જીવતરના ખેલ ખેલી જોઉં છું

કલ્પનાની વાદળી વરસી પડી,
હું ગઝલની દોસ્ત હેલી જોઉં છું.

વૃક્ષવૃક્ષે યાદની નકશી કરી,
હું મહોબત કોતરેલી જોઉં છું.

ભીંતમાં રંગીન દરિયો મસ્ત છે,
હું છબિ સુંદર મઢેલી જોઉં છું.

જિન્દગી "બેન્યાઝ" છે, આખર કઝા,
હે ખુદા ! કયામત ઢળેલી જોઉં છું.

□

**❑ હનીફ સાહિલ**

હાંફતી એક ક્ષણમાં કેદ કરે
એ મને જો હરણમાં કેદ કરે

ભીંત ઊભી કરે અભાવોની
ને આ વાતાવરણમાં કેદ કરે

થીજવી દે મને બરફમાં કેદ કરે
યા તો ખળખળ ઝરણમાં કેદ કરે

એક સંદર્ભ આપે સપનાનો
ને પછી વિસ્મરણમાં કેદ કરે

એ સમક્ષ આવે દૂરતા રાખી
જિંદગી દઈ મરણમાં કેદ કરે

પત્ર સંકેતમાં લખી આપે
એમ મુજને અભણમાં કેદ કરે

એમ જકડીને બાહુપાશ હનીફ
સ્હેજ વશમાં, શરણમાં કેદ કરે

❑

**❑ રઈશ મનીઆર**

જિંદગીનું રૂપ જુદું;
દૂર અલગ, સન્મુખ જુદું.

મૂળ નોખું... વૃક્ષ જુદું,
સૌનું સૌનું દુઃખ જુદું.

પહેલું રૂદન સૌનું સરખું,
આયખું સંપૂર્ણ જુદું.

મન સમંદર થઈને ઘૂઘવે,
હર નદીનું મૂળ જુદું.

એ જ ભૂમિ, એ જ શસ્ત્રો,
હર કોઈનું યુદ્ધ જુદું.

ક્ષણ દરેક પોતે અદાલત,
સત્ય જુદું જૂઠ જુદું.

સૌના ઉંહકારા નિરાળા,
સૌને ખૂંપ્યું શૂળ જુદું.

❑

**❑ દિલીપ મોદી**

ખૂબ અઘરું છે પળેપળ દાઝવું
આગનો દરિયો ભીતર મુજ ઘૂઘવે
જડ બન્યું અસ્તિત્વ મારું, હે તરસ !
સૂર્ય સામે કોણ જળને સૂકવે ?

❑

**વસંતસ્પર્શ□ જયંત પાઠક**

આ મલયપવનનો મલમલિયો કર,
ઉષ્મા-અજવાળાનો આકર
અમને અડકયો તેવો સાજન, પૂછું : તમને અડક્યો કે ?!

આ જુઓ ઓગળી જાય અંગ
રગ ફાટફાટ શી થાય !
આ જુઓ હવાહિલ્લોળે હૈયું
અદ્ધર શું ઊંચકાય !
જીવ અમારો થડક્યો સાજન, પૂછું : થડક્યો કે ?!

આ મંજરીઓને કહું : ગંધ લૈ
લગીર આઘી રહે તો સારું;
આ ટહુકાઓને ટપારું, કાચી
કાયા ના ટોચે તો સારું,
આ રોમરોમમાં અનંગ ભડકયો સાજન પૂછું :
તમને ભડક્યો કે ?!

□

**પ્રાર્થના□ સેન્ટ થેરેસા□ મહેશ દવે**

(સ્પેનિશ-૧૬મી સદી)

કશાની તારા પર અસર થતી નથી;
કશાની તને ભીતિ નથી;
બધું જ પસાર થયે જાય છે;
ઈશ્વર કદી જરાય બદલાતો નથી.
તું તારે પૂરેપૂરી ધીરજ ધરી રાખ.
ઈશ્વરમાં જેને શ્રદ્ધા છે
તેને કદી કશાયની જરૂર પડતી નથી
બસ, ફક્ત ઈશ્વર જ પૂરતો છે.

□

□ **વિનોદ ગાંધી**

ઘૂંટવાથી જો ઘટ્ટ થયું તો ભૂંસવાથી ચહેરાયું,
વૃક્ષ મટીને થયું લાકડું જે મૂળથી વહેરાયું.
કરવત તો પર્વત પણ કાપે,
કાપે ઘરનો મોભ,
આઘીપાછી થતી ગતિને
કોણ કહે કે થોભ ?
સૂક્ષ્મ હતું તે સ્થિર થયું ને સ્થૂળ બધે લહેરાયું,
વૃક્ષ મટીને થયું લાકડું જે મૂળથી વહેરાયું.

કાષ્ઠ થાય તે રાખ બને ને
રાખ થાય તે માટી,
સઘળું સમરસ હોય, તપાસો
તળ કે અતળ સપાટી,
કપટ કરીને કપડું કોણે સુવાસને પહેરા'યું,
ઘૂંટવાથી જો ઘટ્ટ થયું તો ભૂંસવાથી ચહેરાયું.

***અમને*** □ ***લાલજી કાનપરિયા***

અમને કિયા રે જનમની ઠેસ્યું વાગી રે વાગી
આછી આછી રે પીડાયું પાછી જાગી રે જાગી
મેલું કાગળિયો કોરો તો-
ઊઠે ભીતરમાં વરાળું
ને કાંઇ અખશર માંડું તો-
બંધાય લોચનિયાંમાં જાળું !
ભીની લાગણીઓ વરસે થૈને ખાંગી રે ખાંગી
અમને કિયા રે જનમની ઠેસ્યું વાગી રે વાગી
ડગલું ઓલીકોર માંડુ તો-
ઊઠે રૂંવે રૂંવે આંધી
ડગલું આણીકોર માંડુ તો-
કોણે નજરુંને બાંધી ?
જીવને લગની પાછી જૂની લાગી રે લાગી
અમને કિયા રે જનમની ઠેસ્યું વાગી રે વાગી.
□

## બે ગઝલ▫ મધુમતી મહેતા

સાથ કાયમનો છતાં સહવાસ જેવું કંઈ નથી
સૂર્યનો આભાસ છે અજવાસ જેવું કંઈ નથી

તેં નકાર્યું જ્યારથી રંગોભર્યા અસ્તિત્વને
રક્તની આ દોડમાં ઉલ્લાસ જેવું કંઈ નથી

કોઈ પણ આવી શકે ને આવીને જઈ પણ શકે
જિંદગી છે આ, દીવાને ખાસ જેવું કંઈ નથી.

જ્યાં મળ્યો છે આવકારો ત્યાં અમે રોકાઈ ગ્યા
ગામ ઘર શેરી અને વનવાસ જેવું કંઈ નથી.

હું નથી દરિયો કે દટ્ટાયેલ મોહેંજોડેરો
હું નદીનું વ્હેણ છું ઈતિહાસ જેવું કંઈ નથી

જે સજા ગણતો હતો તું, તે જ મુક્તિ થઈ જશે
રહી શક્યો પળમાં તો કારાવાસ જેવું કંઈ નથી

▫

શબ્દ કે સારની વાત કરવી નથી
આજ ભણકારની વાત કરવી નથી

તેં કરી યાદ ને લે હું પહોંચી ગઈ
જીત કે હારની વાત કરવી નથી.

જીવ લાગી ગયો છે કિનારા ઉપર
છોડ, મઝધારની વાત કરવી નથી.

છે રિસાઈ વ્યથા નામની નર્તકી
આજ દરબારની વાત કરવી નથી

## બે ગઝલ ▫ આદિલ મન્સૂરી

ભાષાના માથે આળ ચઢેલું તો છે જ છે
મસ્તક ઉપર ઉપાડેલું મેલું તો છે જ છે

ઉપવન તમામ સાવ સડેલું તો છે જ છે
એક ફૂલ કિન્તુ નવલું નવેલું તો છે જ છે

બળબળતા રણમાં એકલા બેઠા છીએ તો શું
શ્વાસોમાં એક શહેર વસેલું તો છે જ છે

એ બીજી વાત કે તને લેતાં ન આવડે
બ્રહ્માંડ તારા નામે ઠરેલું તો છે જ છે

હાથે કરીને હોઠે કદી લાવતા નથી
હૈયામાં એક નામ વસેલું તો છે જ છે

તુજ ચંદ્રમુખીનો સ્પર્શ ન પામી શકાય તો
સૂરજમુખી ગગનથી ખરેલું તો છે જ છે

તારી નવી હવેલી તો ઊઘડે ન ઉઘાડે
જૂનું પુરાણું આપણું ડેલું તો છે જ છે

મસ્તક બુલંદ રાખજે ટક્કાર ગરદને
ઉપર ગગન વિશાળ ઝૂકેલું તો છે જ છે

ધોવાઈ જાય પાપ બધાં સામટાં કદાચ
આંખોમાં અશ્રુ આવી ચડેલું તો છે જ છે.

ઠોકર હવે મળે કે કૃપાદૃષ્ટિ શી ખબર?
એના ચરણમાં શીશ ઢળેલું તો છે જ છે

પૃથ્વીના અંધકારની ચિંતા ન કર હવે
આકાશ આખું તારામઢેલું તો છે જ છે

જીવનની શૂન્યતાને તું મનમાં ન લાવજે
એના સ્મરણથી ચિત્ત ભરેલું તો છે જ છે

પહેલેથી જીવવાની ઉતાવળ નથી કરી
મૃત્યુ બધીયે વાતમાં છેલ્લું તો છે જ છે

જીવનની રોજેરોજની મુશ્કેલીઓ ન ગણ
અંતે મરી જવાનુંય સહેલું તો છે જ છે

ધડથી અલગ કરી દે કે ઊંચું કરીને ચૂમ
તલવાર નીચે માથું ધરેલું તો છે જ છે

ક્યારેક કોઈ શેરમાં રહી જાય પણ કચાશ
જીવન છતાં ગઝલને વરેલું તો છે જ છે

પંડિતને રાતે ઊંઘ ન આવે તો થાય શું
આદિલ ગઝલનું ગામને ઘેલું તો છે જ છે

આદિલ અજંપ રાત વિતાવી લે યેનકેન
વહેલી પરોઢે સ્વપ્ન ફળેલું તો છે જ છે

□

ખોબામાં મૌન લૈને ફરે છે સવારસાંજ
કોઈ તને જ શોધ્યા કરે છે સવારસાંજ

જો ટેરવામાં સ્પર્શના કોશેટા સળવળે
રેશમ સ્વરૂપ કોઈ સરે છે સવારસાંજ

જાગીને ગાઓ ઊંઘની મોસમનાં મરસિયાં
પાંપણ ઉપરથી સ્વપ્ન ખરે છે સવારસાંજ

## ▫ એમિલિ ડિકિન્સન▫ દિનેશ દલાલ

"એની પાસે જાય છે ! ખુશખુશાલ પત્ર ! એને કહેજે-
એને કહેજે પાનું મેં લખ્યું નથી;
અને કહેજે મેં તો ફક્ત વાક્યના શબ્દો કહ્યા છે,
એને ક્રિયાપદ અને સર્વનામ છોડી દીધાં છે
અને કહેજે આંગળીઓ કેટલી બધી ઉતાવળ કરતી હતી,
અને પછી કેટલી મુશ્કેલીથી ઢસડાવા લાગી, ધીમે, ધીમે, ધીમે,
અને પછી તને થયું કે તારાં આ પાનાંઓમાં તારી આંખો હોતે તો
તું જોઈ શક્યો હોત આંગળીઓ શા કારણે ચાલતી હતી."

"એને કહેજે કે લખનારને મહાવરો ન હતો,
તેં તો અનુમાન કરી લીધું હતું જ્યારે વાક્યને ઊતરતાં કેટલી મથામણ કરવી પડી હતી,
બ્રા ખેંચાવાનો અવાજ તું તારી પાછળ સાંભળી શક્યો હતો,
જાણે કે બાળકે પોતાના બધા જ જોરથી ખેંચી હોય,
તને તો આની લગભગ દયા જ આવી ગઈ, કારણકે આમ થયું હતું,
એને કહેજે- ના, તું પાછો ત્યાં ગલ્લાં-તલ્લાં કરશે,
કારણકે આ જાણીને તેનું હૃદય ચિરાઈ જશે,
અને પછી તું અને હું મૂંગા !"

"એને કહેજે આ લખતાં આપણી રાત્રિ પૂરી થઈ
એ પહેલાં જ રાત્રિ પૂરી થઈ ગઈ હતી,
અને જૂનું ઘડિયાળ હણહણ્યા કરતું હતું 'દિવસ થયો', 'દિવસ !'
અને તું ઊંઘમાં આવ્યો હતો અને આજીજી કરી કે હવે બસ-
આવો અનુરોધ કેમ, કહે તો ?
એને કહેજે તને મેં કેવી રીતે બંધ કર્યો હતો, પણ સાવધાન !
જો એ પૂછે કે કાલ સુધી તને ક્યાં સંતાડયો હતો, ખુશખુશાલ પત્ર !
તો અટકળ કરજે, નખરા કરજે અને તારું માથું હલાવજે.

▫



**MARIANNE MOORE**
(American Poet)




**CESAR VALLEJO (1892-1938)**
Peruvian Poet, pen-and-ink drawing by Picasso

## એક સ્ત્રીનું વર્ણન □ ડૉન વેસ્ટ □ અભિજિત કશ્યપ

(અમેરિકન)

(જેને હું ન્યૂ યૉર્કમાં ઓળખતો હતો.)

એ ત્યાં બેઠી છે, સુઘડ વસ્ત્રોમાં,
અભિજાત.
ઠંડી, કાચ જેવી આંખો,
કસાઇના જૂના છરા જેવી નજર,
એના મોઢા પર સુરેખ
સાંકડી રેખા આંકતા
પાતળા, ઠંડા હોઠ
લાગણીવિહીન ચીરો.
એનો ચહેરો
કઠોર પ્રતિબિંબે નાના નિચોવાયેલા
સુક્કાભઠ્ઠ આત્માને...
એનો અવાજ
કર્કશ,
ચૈતન્યહીન,
નિર્જીવ નકામા છોડવાની ફડફડ જેવો.

એ ખ્રિસ્તી કાર્ય વિશે બોલી
પણ સૌથી વધુ નોંધપાત્ર બાબત હતી
એ ઠંડી આંખોની અનિમેષ
પાષાણવત્ દૃષ્ટિ,
બિલાડીના નહોર જેવી ધારદાર
અને
સ્ત્રીની
ઉષ્માના કોઇ ચિહ્ન વગરની... !

□

## ભાષાગુચ્છ □ લાભશંકર ઠાકર

૧
સપડાયો છે
બે શબ્દો વચ્ચે
અર્થ ?
કે
સપડાયા છે
શબ્દો
અર્થની આગળપાછળ ?

૨
હણહણે છે
ભાષાના તબેલામાં
અર્થ ?
કે
અર્થના તબેલામાં ભાષા ?

૩
પ્રેમસંપદા
ભાષાના કારસામાં
ઊંચકી
બેવડ વળી
સંત,
તમે ક્યાં ચાલ્યા ?

૪
એક
ખીણ હલે
લયઊંડી
અગાધ
નીચે
વાક્યના વિરામ પહેલા.

૫
ખળ ખળ વહેતાં
લયઝરણામાં
ન્હાય હલેતી ભાષા નગ્ન.
સ્વપ્નલોકમાં
તાકે
એને
કાવ્યપુરુષનાં
કરણો
મગ્ન.

૬
મનભાષામાં
મૃત અર્થને
સ્મૃતિ
ધવડાવે છે
જિવાડવાની આશામાં.

૭
અથડાતા
બખોલોમાં
ખાઈઓમાં
ખીણોમાં
અવાજો
ભાષાના

૮
અર્થને
ખોદતા
ખોદતા
ભાષા ખોદાઈ ગઈ છે

૯
હું
જયાં છે
ત્યાં
છે.
ભાષાની અંદર
અથવા : અને
ભાષાની બહાર
અ-વાચ્ય.
૧૦
ભાષાના બે કાંઠા
વચ્ચે
વહેતી નદી હોય
પોતે
એવું ભાષકને લાગે.
અથવા
બે કાંઠામાં
વહેંચાઇ ગયો છે
પોતે
એવું લાગે.
બે કાંઠામાં
વહેંચાઇ ગયેલો
પોતે
ખળખળ ખળખળ
જાગે :
એવું ભાષકને લાગે.

૧૧
માણસ
ચાલતો નથી.
ભાષા
માણસને
ચલાવે છે.
૧૨
માણસને
સ્વપ્ન આવે છે ?
ના,
ભાષાને આવે છે
સ્વપ્ન
માણસનાં
૧૩
માણસ બીવે છે ?
હા, ભાષા
માણસને
બીવડાવે છે.
૧૪
ભાષા છે
તો
વિચાર છે
ને
વિચાર છે તો
ભેદ.
રસિકડા,
નવ કરશો કોઇ ખેદ.

□

## ભાષાગુચ્છ ▢ લાભશંકર ઠાકર

૧
સપડાયો છે
બે શબ્દો વચ્ચે
અર્થ ?
કે
સપડાયા છે
શબ્દો
અર્થની આગળપાછળ ?

૨
હણહણે છે
ભાષાના તબેલામાં
અર્થ ?
કે
અર્થના તબેલામાં ભાષા ?

૩
પ્રેમસંપદા
ભાષાના કારસામાં
ઊંચકી
બેવડ વળી
સંત,
તમે ક્યાં ચાલ્યા ?

૪
એક
ખીણ હલે
લપઊંડી
અગાધ
નીચે
વાક્યના વિરામ પહેલા.

૫
ખળ ખળ વહેતાં
લપઝરણામાં
ન્હાય હલેતી ભાષા નગ્ન.
સ્વપ્નલોકમાં
તાકે
એને
કાવ્યપુરુષનાં
કરણો
મગ્ન.

૬
મનભાષામાં
મૃત અર્થને
સ્મૃતિ
ધવડાવે છે
જિવાડવાની આશામાં.

૭
અથડાતા
બખોલોમાં
ખાઇઓમાં
ખીણોમાં
અવાજો
ભાષાના

૮
અર્થને
ખોદતા
ખોદતા
ભાષા ખોદાઇ ગઇ છે

૯
હું
જ્યાં છે
ત્યાં
છે.
ભાષાની અંદર
અથવા : અને
ભાષાની બહાર
અ-વાચ્ય.
૧૦
ભાષાના બે કાંઠા
વચ્ચે
વહેતી નદી હોય
પોતે
એવું ભાષકને લાગે.
અથવા
બે કાંઠામાં
વહેંચાઇ ગયો છે
પોતે
એવું લાગે.
બે કાંઠામાં
વહેંચાઇ ગયેલો
પોતે
ખળખળ ખળખળ
જાગે :
એવું ભાષકને લાગે.

૧૧
માણસ
ચાલતો નથી.
ભાષા
માણસને
ચલાવે છે.
૧૨
માણસને
સ્વપ્ન આવે છે ?
ના,
ભાષાને આવે છે
સ્વપ્ન
માણસનાં
૧૩
માણસ બીવે છે ?
હા, ભાષા
માણસને
બીવડાવે છે.
૧૪
ભાષા છે
તો
વિચાર છે
ને
વિચાર છે તો
ભેદ.
રસિકડા,
નવ કરશો કોઇ ખેદ.

❑

## દશ્યમાંથી અદશ્ય તરફ ▫ સુરેશ દલાલ

મને ભરપૂર રસ છે
રસ છે માણસમાત્રમાં
પ્રકૃતિમાં અને માનવપ્રકૃતિમાં
બધાંને સ્વીકારીને ચાલું છું
માણસની તસ્વીરમાંય રસ છે
અને રસ છે એની તકદીરમાં
મારી આસપાસ છવાયેલા વૈભવને
બે આંખોથી લૂંટાય એટલો લૂંટું છું
કોઈકના ઘવાયેલા ઘાવને
મૌનમાં ઘૂંટું છું
અને સક્રિય શબ્દોનો
ચંદનલેપ પણ કરી આપું છું
જે મકાનોમાં હું પ્રવેશ્યો નથી
એને બહારથી જોઉં છું
એ મકાનને માથે ઝળુંબેલું વૃક્ષ
અને ભૂરું આકાશ
એની સાથે થોડીક ગુફ્તેગુ કરી લઉં છું
અજાણ્યા સાથે પણ
મને અજાણ્યું લાગતું નથી
અને જાણીતા જ્યારે અજાણ્યા થાય છે
ત્યારે એની વેદનાને સાચવી લઉં છું
પણ પંપાળ્યા કરતો નથી
વૈભવી અશ્વ પર સવાર થયેલા એક ઘોડેસવારની
ગતિ અને સ્થિતિ બન્નેને માણી લઉં છું
કોઈકનો અધખુલ્લો દરવાજો
મને અનંત પ્રતીક્ષાનો પરિચય આપે છે
મારે માટે જીવનનો એક અર્થ છે પ્રતીક્ષા
મારે માટે મરણનો પણ એક અર્થ છે પ્રતીક્ષા
સાંજનો પવન જ્યારે ધૂળને ઉડાડે છે ત્યારે
મને એમાં આથમતા સૂરજનો ગુલાલ દેખાય છે
ઓચિંતો વરસાદ પડે છે

ત્યારે ધૂળ પૃથ્વીને એટલી હદે ચોંટી જાય છે
જેમ માતાને વળગી પડતું બાળક
હું એક દૃશ્યમાંથી બીજા દૃશ્યમાં પસાર થાઉં છું
જોઉં છું કોઈ જુવાનજોધ કિલ્લાને
કાળને જ્યારે એના કાંગરા ખેરવવા હોય
તો ભલે ખેરવે
અડીખમ ઊભેલા કિલ્લાને
કાળની પરવા નથી હોતી
હું દૃશ્ય અને કાળને જુદા નથી પાડતો
પ્રત્યેક દૃશ્ય સાથે સંકળાયેલી ક્ષણને
આંખોની છીપમાં મોતીની જેમ બંધાવા દઉં છું
મને રંગોની સૃષ્ટિમાં અને સૃષ્ટિના રંગમાં
રંગતરબોળ થઈ જવાનું ગમે છે
આકાશનો ભૂરોભૂખરો રંગ
ક્યાંક ક્યાંક ડોકાતો ઘેરો કથ્થઈ રંગ
કાળા રંગની તો મને માયા લાગી છે
કાળો રંગ મને હંમેશાં
આદિમ માનવ જેવો લાગ્યો છે
સૈકા જૂનાં વૃક્ષો પાસે
લાલ રંગના લ્હેરિયામાં
એક સ્ત્રી ઊભી છે
અને એની નજર
પાણી પીતી પોતાની શ્વેત ગાયને પીધા કરે છે
એક વૃદ્ધ ખાટલાનો પાયો
થોડોક વળી ગયો છે
પણ વૃદ્ધની આંખમાંથી ખરે છે
ક્યારેક જ એક જુવાનજોધ કિલ્લાની થોડી કાંગરી
કૂવાને કાંઠે ઊભેલી સ્ત્રી
ઘડો ભરીને પોતાના ઘર તરફ જાય છે
ત્યારે કોઈકની તરસ છિપાવવી
એ જ એની તરસ છે
હું પણ આવી કોઈક તરસથી જીવ્યા કરું છું

ઉઘાડી બજાર છે
વસ્ત્રો ચંપલો બધું વેચાય છે
એક બાજુ ગાડું, બીજી બાજુ સાઇકલ
તો આ ગ્રાહકની પ્રતીક્ષા કરતી ઓટોરિક્ષા
આ ત્રણને જોઉં છું
અને કોણ જાણે કેમ પેલો ઘોડેસવાર
યાદ આવી જાય છે
કોઈક શિલ્પી ભગવાનની મૂર્તિ કંડારે છે
અને એની દુકાનની સામેના જ ઘર પાસે
એક ઠાઠડી પડેલી છે
એને વળગીને સ્ત્રીઓ કલ્પાંત કરે છે
મરણનું ઊંટ આવે છે અને જાય છે
અને હૃદયમાં એક રણ પથરાય છે
હું દૃશ્યો જોઉં છું, દૃશ્યો સાંભળું છું
અને આમ ને આમ હું દૃશ્યમાંથી
અદૃશ્ય તરફ વહી જાઉં છું.

❑

**પરિવર્તન ❑ વિપિન પરીખ**

સાંજ ઢળતી હોય ત્યારે
માથે હાથ ફેરવતાં ફેરવતાં
સાસરેથી આવેલી દીકરી આપણને કહે:

'તમે ખૂબ થાકી ગયા છો પપ્પા, પાણી આપું ?
થોડોક આરામ કરતા હો તો ?'
ત્યારે

આપણે એકાએક સભાન થઈ જઇએ છીએ
ધીમે ધીમે હવે આપણી જ દીકરી
આપણી મા બનતી જાય છે

❑

**ઉત્તર ▢ નલિન રાવળ**

રાત્રિના અંધારામાં
ઊંડા
અજાણ્યા જળ મહીં
જાળ નાખી
ક્યારનો...
શું
તાકી રહ્યો છે ?
બોલ,
'ક્યાંક ઊંડે જળ મહીં
આખું વિશ્વ લઈ સરકી ગયેલા ચન્દ્રને
બહાર લાવી
અણલખ્યાં સૌ કાવ્યથી ગૂંજી રહેલા
શ્વેત આ કાગળ ઉપર
મ્હારે
ચકચૂર એની ચાંદની વરસાવવી છે ધોધમાર !'

▢

**ગાળ ▢ પ્રવીણ ટાંક**

એક ખૂંખાર -
ડાઘિયો કૂતરો,
એક કંગાળ અને માયકાંગલા કૂતરા કનેથી-
વાસી રોટલાનું એક બટકું આંચકીને ભાગ્યો.
પેલા નિસહાયથી-
નાછૂટકે જ ગાળ દેવાઈ ગઈ :
હટ્ ! માણસના પેટના !!

▢

**▢ મહેશ દવે**

**જાગરણ માટે કોઈ કારણ તો હોવું જોઇએ**

નહીં તો
સૂઈ જાઓ,
પીને ચકચૂર થાઓ
સપનાં જુઓ
પોતાનાં અને બીજાનાં પણ.
કોને ખબર તેમનાં
સપનાં વધુ સારાં હોય
સાચાં પણ પડે.

હું તો મારે જાગતો રહીશ
હંમેશ રાહ જોતો રહીશ
સારી રીતે જાણું છું. :
જે પણ આવશે
તે જતી વખતે વેદના મૂકી જશે.

કશાય દુ:ખ વગર
ઊઠવા માટે
મારે મારી જાતને હવેથી કેળવવી પડશે.

▢

**આદરણીય સુરેશભાઇ,**

કવિતા. એપ્રિલ-મે '૨૦૦૦નો અંક નં. ૧૯૬ વાંચવાનો અનેરો આનંદ આવ્યો. કેટલું વૈવિધ્ય ! નિનુ મઝુમદારનું સોનેટ વાંચી જૂની યાદો તાજી થઇ. વિપિન પરીખનું અછાંદસ 'યક્ષપ્રશ્ન' મૂંઝવી ગયું. સંજુવાળાના દુહા તથા માણસ જાત પર વેધક કટાક્ષ કરતું અત્યંત સરળ એવું ભગીરથ બ્રહ્મભટ્ટનું ગીત - વગેરે રચનાઓ માણવાની મજા પડી. પણ સૌથી વિશેષ ગમી અશરફ ડબાવાલાની ગીતકૃતિ 'વાંચો જલદીજલદી વાંચો, અંદરથી એક કાગળ આવ્યો.' આ હૃદયસ્પર્શી રચના માટે કવિ અશરફ ડબાવાલાને અભિનંદન.

**-અમીતા વ્યાસ**

## ▫ સૂર્યભાનુ ગુપ્ત▫ મીનાક્ષી પંડિત

### (૧) રાતને ગૂંથો નહીં

સાંભળો
રાતને ગૂંથો નહીં

કાગળની બહાર
દિવસ ફેલાયો શહેરભરમાં
કપાસની જેમ પીંજો

સાંભળો
રાતને ગૂંથો નહીં

ઘરનો ઘાટ નથી
મરવા ખાટલો નથી
રસ્તાને કરો પસંદ

સાંભળો
રાતને ગૂંથો નહીં.

▫

### (૨) ચોકઠું

નાના પૌત્રે
વૃદ્ધને પૂછ્યું,
દાદાજી દાદાજી
શું તમે અખરોટ ખાઈ શકો છો ?
જવાબમાં વૃદ્ધ તરત જ
ઝભ્ભાના ખિસ્સામાંથી
ચોકઠું કાઢી
પોતાના બોખા મોંમાં સમાવી
અને
હસવા લાગ્યા.
એમના દાંત ખોટા હતા પરંતુ
એમનું હાસ્ય સાવ સાચું હતું
બહુ જ કામની વસ્તુ હોય છે આ ચોકઠું
જે પથ્થર જેવા મૂંગા શબ્દોને
ધડકતી જીવંત ચીજોની સાથે જોડે છે

દોસ્તો
કવિતા
પોતાના ખોટા દાંતોથી
હસે પણ છે
અને
મોટા મોટા અખરોટ પણ તોડે છે.

▫

## ‘આપણો ઘડીક સંગ’ ▫ નિરંજન ભગત

કાળની કેડીએ ઘડીક સંગ,
રે ભાઈ, આપણો ઘડીક સંગ,
આતમને તોય જનમોજનમ લાગી જશે એનો રંગ !
રે ભાઈ, આપણો ઘડીક સંગ !

ઘરતીઆંગણ માનવીના આ ઘડીક મિલનમેળા,
વાટમાં વચ્ચે ક્યારેક નકી આવશે વિદાયવેળા,
તો કેમ કરીનેય કાળ ભૂલે ના એમ ભમીશું ભેળા !
હૈયાનો હિમાળો ગાળીગાળીને વહશું હેતની ગંગ !
રે ભાઈ, આપણો ઘડીક સંગ !

પગલે પગલે પાવક જાગે ત્યાં ઝરશું નેનની ઝારી,
કંટકપંથે સ્મિત વેરીને મ્હોરશું ફૂલની ક્યારી,
એકબીજાને જીતશું રે ભાઈ, જાતને જાશું હારી !
ક્યાંય ન માય રે એટલો આજ તો ઉરને થાય ઉમંગ !
રે ભાઈ, આપણો ઘડીક સંગ !

અહીં સ્ટુડિયોમાં સામે એક લાલ બત્તી છે. એ બંધ થશે એટલે આ આપણા સંગનો અંત આવશે. આ થયો ‘આપણો ઘડીક સંગ’.

એક મિત્રને નવા વરસને દિવસે સાલમુબારકમાં આ ગીત લખી મોકલ્યું હતું. ત્યારે અલબત્ત મારી પાસે માત્ર ધ્રુવપંક્તિ હતી. પછી બે અંતરા રચીને ગીત પૂરું કર્યું હતું. પાછળથી એક પંક્તિમાં પાઠફેર કર્યો હતો. આ એનું અંતિમ સ્વરૂપ છે.

આ ગીતનો વિષય છે સંગ એટલે કે મિલન એટલે કે મૈત્રી. મૈત્રી ન કરી હોય એવો કોઈ મનુષ્ય હશે? મિત્ર વિનાનો કોઈ મનુષ્ય [illegible] નહોતો, નથી અને નહિ હોય, કોઈ મનુષ્ય ‘અજાતમિત્ર’ નથી એટલે [illegible]. જન્મ્યો હોય એવો મનુષ્ય જન્મ્યો નથી. મૈત્રી એ એક એવો સનાતન [illegible] અનુભવનું આ ગીત છે. એમાં મૈત્રીનો મહિમા ગાયો [illegible] એનું મહત્ત્વ કર્યું છે.

'કાળની કેડીએ ઘડીક સંગ' - મનુષ્યના જીવનની યાત્રા માત્ર સ્થળમાં જ થતી નથી પણ એક ક્ષણમાંથી બીજી ક્ષણમાં, આજથી કાલમાં એમ કાળમાં પણ થાય છે એથી 'કાળની કેડીએ' એવો શબ્દપ્રયોગ અહીં ગીતના આરંભે જ કર્યો છે અને આ કાળની કેડી પર જ એક મનુષ્યનો બીજા મનુષ્ય સાથે એટલે કે આપણો ઘડીક સંગ થતો હોય છે. સંગ થતો હોય છે પણ ઘડીક. કારણકે આ સંગ કાળની કેડી પર થતો હોય છે. આ કોઈ પણ બે મનુષ્યના સંગનું વાસ્તવ છે. ગીતની પ્રથમ પંક્તિમાં જ આ વાસ્તવનો સ્વીકાર કર્યો છે અને પછી 'આતમને તોય જનમોજનમ લાગી જશે એનો રંગ'- એમાં આ 'કાળની કેડીએ ઘડીક સંગ' હોવા છતાં જનમોજનમ આતમને એટલે કે આત્માને એનો રંગ લાગી જશે એવી ભાવના આ વાસ્તવના સ્વીકાર પછી તરત જ બીજી પંક્તિમાં વ્યક્ત કરી છે, 'તોય' શબ્દપ્રયોગ દ્વારા આ વાસ્તવ અને આ ભાવનાના સંબંધની સંકુલતા સાથે વ્યક્ત કરી છે. આમ અહીં ધ્રુવપંક્તિમાં આ વાસ્તવના સ્વીકારની સાથેસાથે જ આ ભાવના વ્યક્ત કરી છે. કહો કે એકસાથે, એકશ્વાસે વાસ્તવ અને ભાવનાનું ઉચ્ચારણ કર્યું છે અને એનું જ પછીના બે અંતરામાં સ્પષ્ટીકરણ કર્યું છે.

હવે પહેલો અંતરો લઈએ. એમાં મૈત્રીની ક્ષણિકતામાંથી ત્યાગ અને પ્રેમ દ્વારા મૈત્રીની અમરતા અને અનંતતા સિદ્ધ થાય છે.

'ધરતી આંગણ માનવીના આ ઘડીક મિલનમેળા'- ધરતીને અહીં આંગણ કહ્યું છે. સમસ્ત પૃથ્વી એ મનુષ્યજાતિનું માત્ર આંગણ છે તો એનું ઘર તો કેવુંય હશે ? આ આંગણામાં મનુષ્યો મળે છે, રમે છે અને કાળની કેડીએ ભમે છે. મનુષ્યોના આ સંગને અહીં 'માનવીના આ ઘડીક મિલનમેળા' કહ્યા છે. મેળામાં જેવાં ચિત્રવિચિત્ર, રંગબેરંગી, જાતભાતનાં રમકડાં એવા અહીં માનવીઓ ! અને જેવો રમકડાંનો મેળો ઘડીકનો એવો જ આ માનવીનો મેળો પણ ઘડીકનો જ !

'વાટમાં વચ્ચે ક્યારેક નકી આવશે વિદાય વેળા'- વિદાય વેળા એટલે મૃત્યુ. અહીં 'વાટમાં વચ્ચે' એ શબ્દો દ્વારા મૃત્યુ પછી મનુષ્યના જીવનની, અમર જીવનની યાત્રા તો ચાલુ જ રહે છે એવું સૂચન છે પણ 'નકી' શબ્દ દ્વારા આ મૃત્યુ અનિવાર્ય છે એવું સૂચન છે. એમાં મૃત્યુનો સ્વીકાર છે અને એથી મૃત્યુ સાથે મૈત્રીનો અંત આવે છે એટલે મનુષ્યોનો સંગ છે પણ ઘડીક સંગ છે એવો ગીતની પ્રથમ પંક્તિમાં જ સ્વીકાર છે. વિદાય છે જ ! મૃત્યુ છે જ ! હા, પણ મિલન છે માટે જ વિદાય છે. જન્મ છે માટે જ મૃત્યુ છે. જો મિલન અને જન્મ ન હોત તો વિદાય અને મૃત્યુ પણ ન હોત ! છૂટા પડવાનું ન થાય માટે મળવું જ નહિ એ વધુ સારું કે ભલે છૂટા પડવાનું થાય પણ મળવું એ વધુ સારું ? મરવાનું ન થાય માટે જન્મવું જ નહિ એ વધારે સારું કે ભલે મરવાનું થાય પણ જન્મવું એ વધુ સારું ? મનુષ્યોનું જન્મવું અને એકમેકને મળવું એ અકસ્માત આ વિશ્વમાં અદ્ભુત આશ્ચર્ય છે. એક અનન્ય આનંદ છે. એના જેવો બીજો આનંદ એકે નથી. જોકે જન્મ્યા અને એકમેકને મળ્યા પછી જન્મવું વધુ સારું કે ન જન્મવું વધુ સારું, મળવું વધુ સારું કે ન મળવું વધુ સારું એ પ્રશ્ન અને પસંદગી અપ્રસ્તુત અને અર્થહીન છે. જન્મ્યા પછી જન્મનો અને મળ્યા પછી મિલનનો સ્વીકાર અનિવાર્ય છે અને જન્મ પછી જન્મ્યા માટે જ છેવટે ન છૂટકે મરવાના જ, મિલન પછી મળ્યા માટે

**'આપણો ઘડીક સંગ' ▫ નિરંજન ભગત**

કાળની કેડીએ ઘડીક સંગ,
રે ભાઈ, આપણો ઘડીક સંગ,
આતમને તોય જનમોજનમ લાગી જશે એનો રંગ!
રે ભાઈ, આપણો ઘડીક સંગ!

ધરતીઆંગણ માનવીના આ ઘડીક મિલનમેળા,
વાટમાં વચ્ચે ક્યારેક નકી આવશે વિદાયવેળા,
તો કેમ કરીનેય કાળ ભૂલે ના એમ ભમીશું ભેળા!
હૈયાનો હિમાળો ગાળીગાળીને વહશું હેતની ગંગ!
રે ભાઈ, આપણો ઘડીક સંગ!

પગલે પગલે પાવક જાગે ત્યાં ઝરશું નેનની ઝારી,
કંટકપંથે સ્મિત વેરીને મ્હોરશું ફૂલની ક્યારી,
એકબીજાને જીતશું રે ભાઈ, જાતને જાશું હારી!
ક્યાંય ન માય રે એટલો આજ તો ઉરને થાય ઉમંગ!
રે ભાઈ, આપણો ઘડીક સંગ!

અહીં સ્ટુડિયોમાં સામે એક લાલ બત્તી છે. એ બંધ થશે એટલે આ આપણા સંગનો અંત આવશે. આ થયો 'આપણો ઘડીક સંગ'.

એક મિત્રને નવા વરસને દિવસે સાલમુબારકમાં આ ગીત લખી મોકલ્યું હતું. ત્યારે અલબત્ત મારી પાસે માત્ર ધ્રુવપંક્તિ હતી. પછી બે અંતરા રચીને ગીત પૂરું કર્યું હતું. પાછળથી એક પંક્તિમાં પાઠફેર કર્યો હતો. આ એનું અંતિમ સ્વરૂપ છે.

આ ગીતનો વિષય છે સંગ એટલે કે મિલન એટલે કે મૈત્રી. મૈત્રી ન કરી હોય એવો કોઈ મનુષ્ય હશે? મિત્ર વિનાનો કોઈ મનુષ્ય ક્યાંય ક્યારેય નહોતો, નથી અને નહિ હોય, કોઈ મનુષ્ય 'અજાતમિત્ર' નથી એટલે કે જેનો મિત્ર ન જન્મ્યો હોય એવો મનુષ્ય જન્મ્યો નથી. મૈત્રી એ એક એવો સનાતન સાર્વભૌમ સર્વાનુભવ છે. એ અનુભવનું આ ગીત છે. એમાં મૈત્રીનો મહિમા ગાયો છે. એની પ્રશસ્તિ રચી છે, એનું મહત્ત્વ કર્યું છે.

આ ગીતમાં બે અંતરા છે. પહેલા અંતરામાં મૈત્રીની ક્ષણિકતા ઉપર ભાર મૂકવામાં આવ્યો છે. બીજા અંતરામાં મૈત્રીના વિરોધાભાસ પર ભાર મૂકવામાં આવ્યો છે અને એ દ્વારા એ બેના સરવાળારૂપે ગીત સમગ્રમાં મૈત્રીનું જે રહસ્ય છે, મૈત્રીનો જે આનંદ છે એનો અનુભવ થાય છે.

ગીતની ધ્રુવપંક્તિ લઈએ. એમાં સમગ્ર ગીતનો ભાવ અને વિચારનું બીજ છે.

'કાળની કેડીએ ઘડીક સંગ' - મનુષ્યના જીવનની યાત્રા માત્ર સ્થળમાં જ થતી નથી પણ એક ક્ષણમાંથી બીજી ક્ષણમાં, આજથી કાલમાં એમ કાળમાં પણ થાય છે એથી 'કાળની કેડીએ' એવો શબ્દપ્રયોગ અહીં ગીતના આરંભે જ કર્યો છે અને આ કાળની કેડી પર જ એક મનુષ્યનો બીજા મનુષ્ય સાથે એટલે કે આપણો ઘડીક સંગ થતો હોય છે. સંગ થતો હોય છે પણ ઘડીક. કારણકે આ સંગ કાળની કેડી પર થતો હોય છે. આ કોઈ પણ બે મનુષ્યના સંગનું વાસ્તવ છે. ગીતની પ્રથમ પંક્તિમાં જ આ વાસ્તવનો સ્વીકાર કર્યો છે અને પછી 'આતમને તોય જનમોજનમ લાગી જશે એનો રંગ'- એમાં આ 'કાળની કેડીએ ઘડીક સંગ' હોવા છતાં જનમોજનમ આતમને એટલે કે આત્માને એનો રંગ લાગી જશે એવી ભાવના આ વાસ્તવના સ્વીકાર પછી તરત જ બીજી પંક્તિમાં વ્યક્ત કરી છે, 'તોય' શબ્દપ્રયોગ દ્વારા આ વાસ્તવ અને આ ભાવનાના સંબંધની સંકુલતા સાથે વ્યક્ત કરી છે. આમ અહીં ધ્રુવપંક્તિમાં આ વાસ્તવના સ્વીકારની સાથેસાથે જ આ ભાવના વ્યક્ત કરી છે. કહો કે એકસાથે, એકશ્વાસે વાસ્તવ અને ભાવનાનું ઉચ્ચારણ કર્યું છે અને એનું જ પછીના બે અંતરામાં સ્પષ્ટીકરણ કર્યું છે.

હવે પહેલો અંતરો લઈએ. એમાં મૈત્રીની ક્ષણિકતામાંથી ત્યાગ અને પ્રેમ દ્વારા મૈત્રીની અમરતા અને અનંતતા સિદ્ધ થાય છે.

'ધરતી આંગણ માનવીના આ ઘડીક મિલનમેળા'- ધરતીને અહીં આંગણ કહ્યું છે. સમસ્ત પૃથ્વી એ મનુષ્યજાતિનું માત્ર આંગણ છે તો એનું ઘર તો કેવુંય હશે ? આ આંગણામાં મનુષ્યો મળે છે, રમે છે અને કાળની કેડીએ ભમે છે. મનુષ્યોના આ સંગને અહીં 'માનવીના આ ઘડીક મિલનમેળા' કહ્યા છે. મેળામાં જેવાં ચિત્રવિચિત્ર, રંગબેરંગી, જાતભાતનાં રમકડાં એવા અહીં માનવીઓ ! અને જેવો રમકડાંનો મેળો ઘડીકનો એવો જ આ માનવીનો મેળો પણ ઘડીકનો જ !

'વાટમાં વચ્ચે ક્યારેક નકી આવશે વિદાય વેળા'- વિદાય વેળા એટલે મૃત્યુ. અહીં 'વાટમાં વચ્ચે' એ શબ્દો દ્વારા મૃત્યુ પછી મનુષ્યના જીવનની, અમર જીવનની યાત્રા તો ચાલુ જ રહે છે એવું સૂચન છે પણ 'નકી' શબ્દ દ્વારા આ મૃત્યુ અનિવાર્ય છે એવું સૂચન છે. એમાં મૃત્યુનો સ્વીકાર છે અને એથી મૃત્યુ સાથે મૈત્રીનો અંત આવે છે એટલે મનુષ્યોનો સંગ છે પણ ઘડીક સંગ છે એવો ગીતની પ્રથમ પંક્તિમાં જ સ્વીકાર છે. વિદાય છે જ ! મૃત્યુ છે જ ! હા, પણ મિલન છે માટે જ વિદાય છે. જન્મ છે માટે જ મૃત્યુ છે. જો મિલન અને જન્મ ન હોત તો વિદાય અને મૃત્યુ પણ ન હોત ! છૂટા પડવાનું ન થાય માટે મળવું જ નહિ એ વધુ સારું કે ભલે છૂટા પડવાનું થાય પણ મળવું એ વધુ સારું ? મરવાનું ન થાય માટે જન્મવું જ નહિ એ વધારે સારું કે ભલે મરવાનું થાય પણ જન્મવું એ વધુ સારું ? મનુષ્યોનું જન્મવું અને એકમેકને મળવું એ અકસ્માત આ વિશ્વમાં અદ્ભુત આશ્ચર્ય છે. એક અનન્ય આનંદ છે. એના જેવો બીજો આનંદ એકે નથી. જોકે જન્મ્યા અને એકમેકને મળ્યા પછી જન્મવું વધુ સારું કે ન જન્મવું વધુ સારું, મળવું વધુ સારું કે ન મળવું વધુ સારું એ પ્રશ્ન અને પસંદગી અપ્રસ્તુત અને અર્થહીન છે. જન્મ્યા પછી જન્મનો અને મળ્યા પછી મિલનનો સ્વીકાર અનિવાર્ય છે અને જન્મ પછી જન્મ્યા માટે જ છેવટે ન છૂટકે મરવાના જ, મિલન પછી મળ્યા માટે

જ છેવટે ન છૂટકે છૂટા પડવાના જ, એમ મૃત્યુ અને વિદાયનો સ્વીકાર પણ અનિવાર્ય છે.

'તો કેમ કરીનેય કાળ ભૂલે ના એમ ભમીશું ભેળા'- વિદાય છે જ ! મૃત્યુ છે જ ! આપણે ઘડીક સંગ છે માટે જ જન્મનું અને મિલનનું મૂલ્ય છે, એનું મહત્ત્વ છે, એનો મહિમા છે. તો જન્મનો અને મિલનનો, જન્મ્યાનો અને એકમેકને મળ્યાનો એવો તો રસકસ કાઢવો જોઈએ, એવો તો તીવ્ર અને ઉગ્ર અનુભવ કરવો જોઈએ કે જન્મની અને મિલનની એક ક્ષણ અનંત બની જાય. કેમ કરીનેય કાળ ભૂલે ના એવી મહાકાળના વક્ષસ્થળ પર અંકિત બની જાય. ધ્રુવપંક્તિમાં આત્માને વિશે જે ભાવના છે તે અહીં અંતરામાં કાળને વિશે વ્યક્ત કરી છે.

'હૈયાનો હિમાળો ગાળીગાળીને વહશું હેતની ગંગ'- પથ્થરને પણ હૃદય હોય છે, કોમળ હૃદય હોય છે અને એ દ્રવે છે. ભવ્યમાં ભવ્ય પથ્થર હિમાલય એનું ઉત્તમમાં ઉત્તમ ઉદાહરણ છે. ગંગામાં એનું કોમળ હૃદય દ્રવે છે, સતત દ્રવે છે. એનો પ્રેમ વહે છે, સતત વહે છે. આ પંક્તિમાં 'ગાળીગાળીને' એવું જે પુનરાવર્તન છે તે અત્યંત સૂચક છે, હિમાલયનું કોમળ હૃદય જો સતત ન દ્રવે તો ગંગાનું અસ્તિત્વ જ ન રહે. ગંગા અલોપ થાય અને ગંગા જો સતત ન વહે તો ગંગા જેવી પવિત્ર ગંગા પણ ગંદી બની જાય, ગંધાય. આમ પથ્થરને પણ જો હૃદય હોય છે, કોમળ હૃદય હોય છે અને એ દ્રવે છે, સતત દ્રવે છે તો મનુષ્યનું શું ? એને એના હૃદયનો પથ્થર, હૈયાનો હિમાળો ગાળીગાળીને એમાંથી હેતની ગંગા વહાવવી, સતત વહાવવી !

સૌ મનુષ્યોને સતત પ્રેમ અર્પવો ! આ આપવું, સતત આપવું એ જ જીવન, કારણકે ન આપવું અથવા આપતાં આપતાં અધવચ અટકી જવું એ જ સાચું મૃત્યુ છે. એ સિવાયનું મૃત્યુ એ મૃત્યુ જ નથી. જે આપે છે, સતત આપે છે એને મૃત્યુ જ નથી, એ અમર છે. પ્રેમ એટલે ત્યાગ અને ત્યાગ એટલે અમૃત. આમ, ધ્રુવપંક્તિમાં 'આતમને તોય જનમોજનમ લાગી જશે એનો રંગ'- એમ ગાયું છે એમાં જે રંગ છે તે આ પ્રેમ, આ ત્યાગ ! આગલી પંક્તિમાં 'તો કેમ કરીનેય કાળ ભૂલે ના એમ ભમીશું ભેળા'- એમાં જે અમરતા અને અનંતતા છે એનું રહસ્ય તે આ પ્રેમ, આ ત્યાગ !

આમ, આ પહેલા અંતરાને અંતે ગીતની એક પરાકાષ્ઠા આવે છે. એમાં રંગ, આંગણ, મેળા, વાટમાં વચ્ચે, હિમાળો, ગંગ વગેરે પ્રતીકો દ્વારા સંગની ક્ષણિકતામાંથી ત્યાગ અને પ્રેમ દ્વારા એમની અમરતા અને અનંતતા સિદ્ધ થાય છે.

હવે ગીતનો બીજો અંતરો લઈએ. એમાં મૈત્રીના વિરોધાભાસમાંથી ત્યાગ અને આનંદ દ્વારા મૈત્રીની અમરતા અને અનંતતા સિદ્ધ થાય છે.

'પગલે પગલે પાવક જાગે ત્યાં ઝરશું નેનની ઝારી'- સંગમાં, મૈત્રીમાં એટલે કે કોઈ પણ બે મનુષ્ય વચ્ચેના સંબંધમાં બધું જ સીધું, સાદું ને સરળ, સુંવાળું હોતું જ નથી, એમાં પગલે પગલે પાવક જાગે છે, અણસમજ કે ગેરસમજનો, ત્યાં શું કરવું ? આંસુથી એને હોલવવો, બુઝાવવો. જ્યારે જ્યારે અણસમજ કે ગેરસમજ થાય ત્યારે પ્રાયશ્ચિત્ત દ્વારા, પશ્ચાત્તાપ દ્વારા, ક્ષમા માગીને અને આપીને પરસ્પર સમજ કરવી. સમજવું સતત સમજવું, સમજ્યે જવું એ જ કોઈ પણ સુંદર માનવસંબંધનું રહસ્ય છે.

'કંટકપંથે સ્મિત વેરીને મ્હોરશું ફૂલની ક્યારી'- કોઈ પણ બે મનુષ્યો વચ્ચે સંબંધ થાય, સંગ, મિલન, મૈત્રી, પ્રેમ થાય ત્યારે એમણે ચાલવાનું હોય છે કંટકપંથે. આ કંટક તે પ્રતિકૂળ પરિસ્થિતિના, સાંકડા સંજોગોના, અન્ય મનુષ્યોની ઈર્ષ્યા અને નિંદાના, અન્ય મનુષ્યોના અનાદર અને અસ્વીકારના. ત્યાં શું કરવું ? હસવું. નમ્રતા અને ઉદારતાપૂર્વક હસવું.

આ કંટકપંથ પર સ્મિતનાં ફૂલ બિછાવવાં. કોઈ પણ બે મનુષ્ય વચ્ચે સંબંધ થાય, સંગ, મિલન, મૈત્રી, પ્રેમ થાય ત્યારે એ બે મનુષ્યે એમાંથી જે સાર્થક્ય, જે સામર્થ્ય, જે ઓજસ, જે ઐશ્વર્ય પ્રાપ્ત થાય એ વડે પોતાનાં ચરણોને મઢીને આ કંટકપથ પર ચાલવું.

'એકબીજાને જીતશું, રે ભાઈ, જાતને જાશું હારી'- બે મનુષ્ય વચ્ચે મૈત્રી કે પ્રેમ થાય ત્યારે બંનેનું જીતવું હોય છે. પહેલાને જીતવું છે પણ બીજો હારે નહિ તો પહેલો ક્યાંથી જીતે ? એટલે પહેલાએ જીતવું હોય તો બીજાએ હારવું પડે એટલે બીજાએ જીતવું હોય તો પહેલાએ હારવું પડે. આમ, પહેલો અને બીજો બન્ને ત્યારે જ જીતે કે જ્યારે પહેલો અને બીજો બંને હારે. એટલે કે બંને ત્યારે જ જીતે કે જ્યારે બંને હારે ! આમ મૈત્રીમાં અને પ્રેમમાં બંને જીતે છે અને બંને હારે છે. બંને હારે છે માટે જ બંને જીતે છે. જે જીતે છે તે હારે પણ છે. જે હારે છે તે જીતે પણ છે. પ્રત્યેક જીતે છે અને પ્રત્યેક હારે છે. પ્રત્યેક એકસાથે હારે છે અને જીતે છે. પ્રત્યેક જીતે છે માટે જ પ્રત્યેક હારે છે. પ્રત્યેક હારે છે માટે જ પ્રત્યેક જીતે છે.

મૈત્રીમાં અને પ્રેમમાં પામવું હોય તો આપવું જ પડે, આપ્યા વિના પમાય જ નહિ. ને આપો એટલે પામો જ, પામ્યા વિના રહો જ નહિ. વળી જેટલું પામવું હોય એટલું જ આપવું પડે અને જેટલું આપો એટલું પામો જ. વળી જેમ વધુ આપો તેમ વધુ પામો અને જેમ વધુ પામો તેમ વધુ ને વધુ આપો, જેમ વધુ ને વધુ આપો તેમ વધુ ને વધુ પામો ! આમ, મૈત્રી અને પ્રેમમાં આપવાનો અને પામવાનો, હારનો અને જીતનો અંત જ નથી અને આપવા - પામવાના, હાર-જીતના એટલે કે આ ત્યાગના આનંદને પણ અંત નથી. કારણકે આ ત્યાગ એ અમૃત છે એથી એનો આનંદ પણ અમૃત છે, અમર અને અનંત છે.

'ક્યાંય ન માય રે એટલો આજ તો ઉરને થાય ઉમંગ'- આ આનંદ અનહદ છે. આમ, આ બીજા અંતરાને અંતે ગીતની બીજી પરાકાષ્ઠા આવે છે. એમાં પાવક, નેનની ઝારી, કંટકપથ, સ્મિત, ફૂલની ક્યારી વગેરે પ્રતીકો દ્વારા સંગના વિરોધાભાસમાંથી ત્યાગ અને આનંદ દ્વારા એની અમરતા અને અનંતતા સિદ્ધ થાય છે. ગીતના પહેલા અંતરાના કેન્દ્રમાં છે પ્રેમ અને બીજા અંતરાના કેન્દ્રમાં છે આનંદ. આમ, આ ગીત એ પ્રેમ અને આનંદનું અથવા તો પ્રેમના આનંદનું એટલે પ્રેમાનંદનું ગીત છે.

માનવજીવનમાં શું સૌંદર્ય કે શું સુખ, શું મૈત્રી કે શું પ્રેમ, બધું જ ક્ષણિક છે પણ એનો શોક ન હોય ! એમ કહોને કે એકાદ ક્ષણ કે ક્ષણાર્ધ માટે પણ માનવજીવનમાં સૌંદર્ય, સુખ, મૈત્રી કે પ્રેમ સિદ્ધ થાય છે ! એટલું પણ સિદ્ધ ન થતું હોય તો ! સૌંદર્ય આવ્યું અને ગયું, સુખ આવ્યું અને ગયું, મૈત્રી આવી અને ગઈ, પ્રેમ આવ્યો અને

ગયો. એની ચિંતા ન હોય ! એનો શોક ન હોય ! એકાદ ક્ષણ કે ક્ષણાર્ધ માટે પણ સૌંદર્ય આવ્યું, સુખ આવ્યું, મૈત્રી આવી, પ્રેમ આવ્યો એની ધન્યતા અને કૃતજ્ઞતા જ અનુભવવાની હોય ! એનું આશ્ચર્ય જ અનુભવવાનું હોય એનો આનંદ જ અનુભવવાનો હોય ! એ દ્વારા જીવનમાં એકાદ ક્ષણ કે ક્ષણાર્ધના સૌંદર્ય કે સુખ, મૈત્રી કે પ્રેમની અમરતા અને અનંતતા સિદ્ધ થાય છે.

આ આનંદ જ આ ગીતમાં આદિથી અંત લગી વ્યક્ત થાય છે. કાવ્યમાત્રનો રસ છે આનંદ. શાસ્ત્રમાં અન્ય જે રસ હોય તે, પણ એ સૌ રસોમાં કવિને રસ પડે છે, આનંદ પડે છે અને શોક અને કરુણમાં પણ કવિને તો આનંદ જ પડે છે એથી તો એ કાવ્યનું સર્જન કરે છે. એટલે અંતે તો આનંદ એ જ કાવ્યમાત્રનો રસ છે અને કાવ્યનો એકમાત્ર રસ છે. આ આખુંય ગીત આનંદનું છે. એમાં પછવાડે, અલબત્ત શોક ડોકિયું કરે છે. પ્રથમ પંક્તિમાં જ 'ઘડીક' શબ્દમાં એનું સૂચન છે અને 'વાટમાં વચ્ચે ક્યારેક નકી આવશે વિદાય વેળા'- એ પંક્તિમાં એનો સંપૂર્ણ સ્વીકાર છે અને આમ તો આખાય ગીત પર શોકની છાયા છે પણ મૈત્રી અને પ્રેમ એટલે ત્યાગ અને ત્યાગ એટલે અમૃત. આમ, આ આખાય ગીતમાં ક્ષણિકતાના શોકને આ અમૃતનો આનંદ વ્યાપી વળ્યો છે એટલે તો ધ્રુવપંક્તિમાં 'આપણો ઘડીક સંગ' ગાઈને તરત જ પછીની પંક્તિમાં ગાયું છે 'આતમને તોય જનમોજનમ લાગી જશે એનો રંગ', મૈત્રીમાં અને પ્રેમમાં આ આનંદ દ્વારા જ ક્ષણમાંથી શાશ્વત સિદ્ધ થાય છે અથવા તો આ આનંદને કારણે જ મૈત્રીમાં અને પ્રેમમાં ક્ષણ એ જ શાશ્વત !

(આકાશવાણી, અમદાવાદ પરથી વાર્તાલાપ ૧૯૬૪.)

('સ્વાધ્યાયલોક-૮' પુસ્તકમાંથી)

❑

**દ્રોહ ❑ મદનલાલ અંજારિયા 'ખ્વાબ'**

એક ઘટાદાર વૃક્ષને
સમૂળગું કાપીને
થાકેલા કઠિયારા
આરામ લઈ રહ્યા છે
બીજા એક
ઘટાદાર વૃક્ષની છાયામાં !

❑

**ગાંઠ ▢ વિપિન પરીખ**

ચાલી જનારના પગને
આંસુથી રોકી શકાતા નથી
પગને હૃદય હોતું નથી
પથ્થરના થઈ જાય છે તેઓ
એક હડસેલો મારી
જીવનમાંથી દૂર દૂર નીકળી જાય છે.
કળ વળતાં આપણને ક્યારેક દિવસો, ક્યારેક વરસો લાગે છે.
માંડ માંડ, જેમતેમ
આપણે આપણા પગ પર
પાછાં ઊભા થઈએ છીએ.
પણ ત્યાં સુધીમાં
એક પાકી ગાંઠ મનમાં બંધાઈ જાય છે :
હવે પછી ચાલી જતા કોઈના પણ પગને
રોકવાનો પ્રયત્ન કરીશું નહીં.
માત્ર 'આવજો' કહી
મનને વાળી લઈશું.
આપણા જ હૃદયનો એક હિસ્સો હંમેશ માટે
આમ પથ્થરનો થઈ જાય અને
ત્યાં ફરીથી કોઈ કૂંપળ ફૂટે નહીં
એ આપણને ગમતું નથી
અને છતાં...

▢

**▢ પ્રીતમ લખલાણી**

શિક્ષકે પૂછ્યું
વિશ્વના નકશામાં
ભારત ક્યાં !
વિદ્યાર્થીએ
બારીમાંથી દેખાતી
ફૂટપાથ તરફ આંગળી ચીંધી !

▢

**ભીંત ▫ વિપિન પરીખ**

ચાર ભીંત
એકબીજા સાથે જોડાયેલી
દિશાઓ જુદીજુદી
એકાકી અને ખોવાયેલી

એક ભીંત ટેલિફોનમાં સધિયારો શોધે
રિસિવર ઊંચકે અને મૂકે.
ઘંટડીનો રણકાર એ જ જાણે એના જીવનનો નાદ
બીજીની પાસે ભારેખમ 'બુકશૅલ્ફ'
'બીજા શું સમજે ? એમ બબડી
ચોપડીમાંથી મોં બહાર કાઢે જ નહીં.
ત્રીજીની આંખ ટીવીના પડદા પર,
'એક ચેનલથી બીજી ચેનલ પર
આંટાફેરા મારે
ચોથી ભીંત ઉદાસ અને હતાશ
વારે ઘડીએ બૂમ મારે,
"અરે, મને બહુ એકલું લાગે છે
કોઈ મારી સાથે વાત કરો !"
કોઈ સાંભળતું નથી.
ટેલિફોનની ઘંટડી વાગે છે.
'બુકશૅલ્ફ' પરથી 'સુખને એક અવસર તો આપો'
પુસ્તક નીચે પડે છે.
ટીવી પર જિંગલ વાગે છે.
'Happy Days are here again'
આમ જ ચાલે છે વરસોથી
ચાર ભીંતોથી બંધાયેલો ડ્રોઈંગ રૂમ
કશું બોલી શકે નહીં
માત્ર ચુપચાપ જોયા કરે.

▫

## મૃત જન્મેલું ▫ ડૉન વેસ્ટ ▫ અભિજિત કશ્યપ
(અમેરિકન)

ત્યારે હું એકલવાયી નહોતી, નાનકડા બાળ
હું તને અનુભવતી હતી,
મને તારી લાત અને નખ અંદર વરતાતાં હતાં
અને તારી લાતો મને સભર કરતી હતી.
એટલી ભરી ભરી કે મને થતું
મારું હૃદય
ફાટી પડશે
અને આનંદ
ટપકવા માંડશે
વરસાદનાં ટીપાંની જેમ
એપ્રિલમાં...

એટલે મેં ગીત રચ્યું
ગાવા માટે
સર્જનનું ગીત
ગીત તારાથીય ભર્યું ભર્યું હતું.
એપ્રિલ વાયોલેટનાં ફૂલોથી છલકતો
ફૂલો વેરતો
ને મને થયું આખી દુનિયા
સગર્ભા છે,
છલકાઇ રહી છે.
એ ધબકે છે
જેમ હું ધબકું છું.
તારાથી સભર સભર...

પણ તું નિર્જીવ છે, નાનકડા બાળ,
અને હું ખાલીખમ
અને મારું ગીત ચાલ્યું ગયું છે-
મેં ગાવા માટે રચ્યું હતું એ ગીત
તારાથી એટલું ભર્યું ભર્યું...

▫

**ચાલશે ▫ વજેસિંહ પારગી**

લાગણીઓ છળ હશે તો ચાલશે !
પ્રેમ પણ ફુટકળ હશે તો ચાલશે !

શક્યતા કેવળ હશે તો ચાલશે !
પાંદડે ઝાકળ હશે તો ચાલશે !

આરઝૂ ફૂલો તણી ક્યાં છે હવે,
બાગમાં બાવળ હશે તો ચાલશે.

રોજ રણમાં હોય એવા જીવને
એક ભીની પળ હશે તો ચાલશે.

રૂબરૂ આવી શકે ના જે અહીં,
એમનો કાગળ હશે તો ચાલશે.

વાટ વાદળની હવે જોવી નથી,
આંસુ કે મૃગજળ હશે તો ચાલશે.

હું હૃદય ખોલું અને એમને
બારણે સાંકળ હશે તો ચાલશે.

જિંદગીની વેદનાઓ પણ મને,
મોતથી મંગળ હશે તો ચાલશે.

▫

**▫ અંબર અંજારિયા 'સમય'**

બગીચામાં ઊભા રહી,
કો' વિદ્વાનને મેં
સુગંધનું સરનામું
પૂછ્યું...
ખડખડાટ હસી પડ્યાં
ફૂલો

▫

**ટેલિપથી ▫ ધીરુ મોદી**

ફૂલડું ખર્યું.
સાથે ભેગું ઝાકળ પણ ખર્યું
એવું તે શું થયું !
કોઈને નહિ
પણ
પેલા દૂર... દૂર... ઘૂઘવી રહેલા
દરિયાને
સૌથી પહેલાં ખબર પડી ગઈ !

▫

## કોરું પાનું▫ કે. સચ્ચિદાનંદ▫ સુ. દ.
(મલયાલમ)

જે પુસ્તકમાં એક-બે પાનાં પણ કોરાં અને ખાલીખમ ન હોય એ પુસ્તક નકામાં છે. આ પાનાંમાં તો કેટલી બધી શક્યતાઓ છે. માણસ પોતાનું નામ અને સરનામું લખી શકે અને પુસ્તકને પોતાનું કરી શકે. કેટલાય મિત્રોના ફોન નંબર પણ નોંધી શકે. એકાદ વિશેષણથી પુસ્તકનો જીવ પણ લઈ શકે. એનું ડાયરીમાં દેહાંતર પણ કરી શકે. લખી શકે પ્રેમનો સંદેશો કે એવું કંઇક કે એકાદ કાવ્ય અથવા એને કોરું રાખી શકે. ભવિષ્યની પ્રજાને સોગાદ તરીકે આપી શકે, -આજ લગી ન તાગી શકાયેલી શક્યતાઓ માટે.

## એમિલી ડિકિન્સન▫ દિનેશ દલાલ

કેટલો સુખી છે નાનકડો પથ્થર
કે રસ્તામાં એકલો અટૂલો રખડ્યા કરે છે,
અને પરવા નથી કરતો કારકિર્દીની,
અને તંગીથી કદી પણ ગભરાતો નથી,
પસાર થતા વિશ્વનું
એના પર મૂળભૂત તપખીરિયા રંગનું આવરણ,
અને સૂર્યની જેમ સ્વતંત્ર,
કોઇની સાથે કે એકલો ચમકયા કરે છે.
નિયતિની આજ્ઞાનું સંપૂર્ણપણે
સહજપણે અને સાદાઈથી પાલન કરે છે

## અદશ્ય▫ ડૉન વેસ્ટ▫ અભિજિત કશ્યપ
(અમેરિકન)

અને હું ક્યારેય છૂટો પાડી શકતો નથી
હું ચાહું છું
એ સ્ત્રીના ચહેરાને
સંઘર્ષથી
અને લોકોથી...

હંમેશા અને હંમેશાં
ગમે ત્યાં એ હોય !

❑ મહેશ દવે

## નિવેદન ❑ જેમ્સ લાફલિન

(અમેરિકન)

તેઓ તો કહેવાના: 'તારો તો હજી જન્મ જ નથી થયો
ને તારું સૌંદર્ય ક્યાંય, ક્યારેય નજરે જ નથી પડ્યું;
ને વળી કહેવાના: 'આપણે એકબીજાને પ્રેમ કર્યો છે જ ક્યાં?'
તું જ કહે, જરા-તરા લય-પ્રાસમાં ગાઈ
હું મૂર્ખાઓને થોડો જ મૂંગા કરી શકવાનો!

## તમને જરૂર યાદ હશે ❑ ડાન પાગીસ

(મિસ્ર)

બધાંય ચાલી જાય
પછી કવિતાઓ સાથે હું એકલો રહી જાઉં છું
કેટલીક મારી લખેલી કવિતાઓ, કેટલીક બીજાની
બીજાઓએ લખેલી કવિતાઓ વધારે ગમે છે.
ચૂપચાપ પડ્યો રહું છું
ગળામાં બાઝેલો ડૂમો ધીરેધીરે પીગળે છે
હું રહી જાઉં છું- એકલો.

ઈચ્છું છું બધાંય ચાલ્યાં જાય
આખરે તો, કદાચ, કવિતા લખ્યા કરવી એ જ સારું છે.
ઓરડામાં તમે બેઠા છો, દીવાલો ઊંચી ને ઊંચી વધ્યે જાય છે,
રંગો ઘેરા થતા જાય છે
ભૂરો રૂમાલ ઊંડો કૂવો બની જાય છે

તમને ઈચ્છા થાય છે, બધાં ચાલ્યાં જાય.
ખબર નથી પડતી શું થયું છે તમને
કદાચ તમે કશાકના વિચારે ચડી જશો
પછી બધું વીખરાઈ જશે
અને તમે થઈ જશો ચોખ્ખા કોરા સ્ફટિક જેવા.

તે પછી કરીશું પ્રેમ.
નારસિસ કેટલો બધો પોતાના  જ પ્રેમમાં હતો !
ફક્ત મૂરખાઓ  જ નહીં સમજે કે
એ નદીને પણ ચાહતો હતો.
બેસી રહો છો તમે એકલા
દર્દ થાય છે હૃદયમાં, પણ
એ ભાંગી નહીં પડે
ઝાંખા-પાંખા ઓળા એક પછી એક ધોવાઇ જશે.
ધ્યાનમાં આવશે પછી બધી ગડબડ
સૂર્ય મધરાતે આથમી જાય છે.
અંધકારનાં ફૂલ તમને યાદ આવે છે.

ઇચ્છા થાય છે તમને : મરી ગયા હોત કે જીવતા હોત કે પછી તમે કોઇ અન્ય વ્યક્તિ  જ હોત.
તમે ચાહતા હો તેવો કોઇ દેશ નથી શું ? શબ્દ નથી શું ?
ખચીત  જ તમને યાદ હશે.

સૂરજને ગમે ત્યારે તે આથમે
એવું તો મૂરખ માણસ  જ ચલાવી લે.
તે હંમેશા વહેલો વહેલો પશ્ચિમના ટાપુઓ
તરફ સરકતો જાય છે.

સૂર્ય અને ચંદ્ર, શિયાળા ને ઉનાળા
આવ્યા  જ કરશે તમારા માટે
અનંત ખજાના.

❑

કવિતા : મૌન-વાણી
તંત્રી : સુરેશ દલાલ
વર્ષ : ૩૩ અંક : ૫ જૂન-જુલાઈ-૨૦૦૦
સળંગ અંક : ૧૯૭
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ



# કવિતા



**ખાસ સૂચના :** કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહી. **અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.**

**સૂચના :** વરસમા છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં

વિનતી કે પુરસ્કારમા વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

**લવાજમ : દેશમાં ૧૦૦/- રૂપિયા, પરદેશમાં સીમેલ રૂા. ૧૯૦/-, ઍરમેલ રૂા. ૩૨૦/-, આ અંકના રૂપિયા ૨૦/-.**

બહાર ગામનું લવાજમ "SAURASHTRA TRUST"ના નામથી મનીઓર્ડર/ડ્રાફ્ટ મોકલવા વિનંતી.

**પત્રવ્યવહારનું સરનામું :** સર્ક્યુલેશન મૅનેજર, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.T.P. 2870831, FAX NO. 022-2874097

**મુદ્રક અને પ્રકાશક :** સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ કાર્યાલય, જન્મભૂમિ માર્ગ, કોટ, મુંબઈ-૧.

**મુદ્રણ સ્થળ :** મે. પ્રીન્ટેજ પ્રા. લિ. સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુંબઈ-૪૦૦ ૦૧૩.

## કાનજી ડૉટ કૉમ... ❑ કૃષ્ણ દવે

વાંસલડી ડૉટ કૉમ, મોરપીચ્છ ડૉટ કૉમ, ડૉટ કૉમ વૃંદાવન આખું.
કાનજીની વેબસાઇટ એટલી વિશાળ છે કે ક્યાં ક્યાં નામ એમાં રાખું?

ધારો કે મીરાંબાઇ ડૉટ કૉમ રાખીએ તો રાધા રિસાય એનું શું?
વિરહી ગોપીનું ગીત એન્ટર કરીએ ને ક્યાંક ફ્લોપી ભીંજાય એનું શું?
પ્રેમની આ ડિસ્કમાં તો એવી એવી વાનગી કે કોને છોડું ને કોને ચાખું?

ગીતાજી ડૉટ કૉમ એટલું ઉકેલવામાં ઊકલી ગઇ પંડિતની જાત.
જાત બળી જાય છતાં ખ્યાલ ના રહે ને એ જ માણે આ પૂનમની રાત.
તુલસી, કબીર, સૂર, નરસૈયો થઇએ તો ઊકલે છે કંઇક ઝાંખું ઝાંખું.

એ જ ફક્ત પાસવર્ડ મોકલી શકે છે કે જેના સ્ક્રીન ઉપર નાચે છે શ્યામ.
એને શું વાયરસ ભૂંસી શકવાના જેના ચીર પૂરી આપે ઘનશ્યામ.
ઇન્ટરનેટ ઉપર એ થનગનતો આવે હું કોઇ દિવસ વિન્ડો ના વાખું.

❑

## ❑ પ્રફુલ્લા વોરા

દર્પણની વાત જરા વાંચી શકાય, કેમ સગપણના અક્ષરને વાંચવા?
રે બોલ ! કેમ કરી તાગ એના કાઢવા?

અમથું નાદાન જરા પાંદડું ખરે ને-
પડે છાતીમાં લીલોછમ્મ ધ્રાસકો,
કુંપળ ફૂટ્યાનો પછી અવસર મંડાય
અને મનગમતો ફૂટે છે ટાચકો.

નદીઓનાં વ્હેણ હજુ ખાળી શકાય, કેમ ધસમસતા પૂરને ખાળવા?
રે બોલ ! કેમ કરી તાગ એના કાઢવા?

સૂના આ આંગણમાં ઊઠ્યો કલરવ
અને ચીતરેલાં ચોઘડિયાં વાગ્યાં,
નેજવાંની નીચેના કોરા તળાવમાં
બિલ્લોરી અજવાળાં જાગ્યાં.

ઝરમરતી ધાર કદી આપી શકાય, કેમ આખ્ખાંયે ચોમાસાં આપવાં?
રે બોલ ! કેમ કરી તાગ એના કાઢવા?

❑

## ❑ મનોહર ત્રિવેદી

આડાઅવળા શબ્દો : મેણાંટોણાં - *
હડી કાઢતાં ભરી બજારે અથર્યાં અને અકોણાં
કરે મૌનની વાત કોઈ ત્યાં
પડી જતું બસ વાંકું
તીક્ષ્ણ તર્કનાં તીર : હાથમાં
અર્થનર્થનાં ચાકુ
કદી સૂરના શમિયાણામાં ટપ્ટપ્ ટપકે રોણાં
કા હૈ અપના ઠામ - ઠિકાના
કા હૈ અપના દેસ ?
પોતામાંથી નીકળી પોતે
ભજવે જુદા વેશ
ઉપર - ઉપરથી ભીના ભીના : ભીતર ભેજવિહોણાં
આડાઅવળા શબ્દો : મેણાંટોણાં
હડી કાઢતાં ભરી બજારે અથર્યાં અને અકોણાં

(પ્રથમ પંક્તિ કવિ સુરેશ દલાલની એક અછાંદસ રચના પરથી)

❑

## ઉદાસ મન ❑ શિન સૉક ચોંગ (૧૯૦૭-૧૯૭૪)

(કોરિયન) ❑ **સુશી દલાલ**

સ્વર્ગ અને હું
અને લીલા પહાડ સ્વર્ગની નીચે
બીજું કંઈ નહીં

કોઈ પૃથ્વી નથી, જ્યાં ખીલે છે ફૂલ
કોઈ પૃથ્વી નથી, જ્યાં આવે છે ગાવા એક પક્ષી
કોઈ પૃથ્વી નથી, જ્યાં છલાંગ ભરે છે એક જુવાન મૃગ

કેવળ રાત હોય છે પ્રવાહિત
હોય છે પ્રવાહિત અને પ્રવાહિત અંધકાર રાતનો
કયો તારો દઈ શકે છે ચેન મારા મનને
રાતના આકાશમાં ?

❑

❑ રવીન્દ્ર પારેખ

બંધ આંખમાં આંસુ લાંબો કાળ ટકે ના જેમ
હરિ તમે તો પાક્યું મોતી છીપમાં રહેશો કેમ?
હરિ તમે ના ઇચ્છો તો
એક પાન ન ફરકે ક્યાંય!
અમે ફરકશું તો જ તમારો
અરથ હશે કૈં ત્યાંય!
જનમ-મરણ કબજે રાખીને
દીધો જીવનનો વ્હેમ...
હરિ તમે તો...
હરિ તમારે લીધે છીએ
તે વાત નવી ન કંઇ
છતાં અમારા વગર તમારું
કૈં પણ ઊપજે નંઇ
હરિ અમે ન હશું તો ક્યાંથી
તમેય કુશળક્ષેમ?...
હરિ તમે તો...

❑

❑ દાન વાઘેલા

શું અપ્સરા હશે કે પછી જલપરી હશે?
સુગંધ રૂપે એ જ ફૂલોને વરી હશે!

વ્હેલી સવારે જેમ ઊઘડતો હતો મિજાજ;
ઘૂંઘટ ધરેલ ગઝલ નવી ઊભરી હશે!

❑

## હજી હોઠના પ્રદેશ પર ▫ હરિહર જોશી

હજી હોઠના પ્રદેશ પર વિલુપ્ત ક્ષણની પ્યાસ છે તું આવ પ્હેરીને ચુપકીદી કે સ્તબ્ધ સરતી રાત છે
હું પત્ર છું લખાયલો થીજેલ જળના રૂપમાં ચલ તુંય કંઇ પણ ધારી લે : આ વાત કે આઘાત છે !

તું આવ કે ઘડી બે ઘડી આ ચાંદનીમાં ચાલીએ ને ચંદ્રના પીળા વરખથી અટકળો સજાવીએ
સિંજારવોને વીણતાં જઇએ બરુના રાનમાં કે ઘુવડની આંખમાં હજી જંપતું પ્રભાત છે !

અહીં મૂળ નાખીને વિસ્તરી પીડા સંબંધોની આડમાં, હવે કેદ થઇને જીવીએ ભ્રમણાના બંધ કમાડમાં
ચલ જાળવી લઇએ અદબ આ પારદર્શક ભીડની કે ચોતરફ દિગ્મૂઢ ઊભેલી દર્પણોની જાત છે !

ચલ આવ કે ભીની હવાના આ દુપટ્ટા બાંધીએ ને પ્રેમપત્રોની અવેજીમાં ઉભયને વાંચીએ
હોઠ ફફડે બોલવા એ પળ પછી શું બોલીએ ! એ પળ પછીની પળ, મળેલી રેશમી સોગાદ છે !

તું આવ કે અગ્નિપીડાનો અર્થ સાથે શોધીએ ને તિમિરઘન આભને તમરાં થઇને સેવીએ
નિગૂઢ લયમાં ઠેકતી ચલ આંતરી લઇએ ક્ષણો કે ચંદ્રહેષા સાંભળી ઝબકી ગયેલી રાત છે !

▫

## ▫ રમેશ શાહ

જે ક્ષણે કોઇ ગઝલનો સૂર્ય ઝળહળ નીકળે,
હિમશિલા ત્યાં ઓગળે ને ગંગાનાં જળ નીકળે.

આમ ભીનું ભોર લઇને તું મળે વેરાનમાં,
શક્ય છે, કૂંપળ ફૂટયાની એક-બે પળ નીકળે.

કોઇ દિવસ, કોઇ માઝમ રાતમાં એવું બને,
સ્વપ્ન માન્યું હોય જેને એ જ અટકળ નીકળે.

ત્યારે મારી જિંદગીની પળ બધી મહેકી જતી,
જે ક્ષણે પરબીડિયામાં તારો કાગળ નીકળે.

છે જુઓને ભીતરે આ શબ્દનો દરિયો ગહન,
એટલે આ અર્થની અહીં છોળ ખળભળ નીકળે.

▫

## ❑ દિલીપ મોદી

આ હૃદયની બહુ નિકટની વાત છે
મિત્ર, સાંભળ: છળકપટની વાત છે

જિંદગીભર મેં અદાકારી કરી
તારી સાથે એ જ નટની વાત છે

નિત્ય મેં એને રમાડેલી હતી
વાળની એકાદ લટની વાત છે

આ જગતમાં ખાસ બીજું કંઈ નથી
'ચાહવું' જાણે કે વટની વાત છે!

ચોતરફ છે પાણી, પાણી, પાણી, બસ
જ્યાં નથી પાણી એ પટની વાત છે.

આમ પણ શાને ઉતાવળ તું કરે?
એવી તે કેવીક ઝટની વાત છે!

ઋજુ ચ્હેરો ક્યાં મને દેખાય છે?
માત્ર ઓઢેલા ઘૂંઘટની વાત છે

નામનું હંમેશ કીધું મેં સ્મરણ
છે ગઝલ કે કોઈ રટની વાત છે!

સાંજનું એકાંત વાંચું છું, 'દિલીપ'
એ નદી ને ભગ્ન તટની વાત છે

❑

## હાઇકુ ❑ ફિલિપ કલાર્ક

હું વિચારમાં
કે, વિચાર મારામાં
ચડું વિચારે

❑

### ❑ ભરત ભટ્ટ

બાઈયું કીર્તનો ગાતી રોતી હતી
એક પંડિત હતો એક પોથી હતી

આ તરફ ઝોલું ને તે તરફ જાગરણ
એક પંડિતની હાલત કફોડી હતી

પાર બેડો થયો પાર પામ્યા વગર
માત્ર પોથી હતી, ક્યાં એ હોડી હતી?

ડૂબકીદાવ પંડિત રમ્યો જિંદગીભર
બાઈયું તો બિચારી ને ભોળી હતી

એક પંડિત ઘડોલાડવો થઈ ગયો
એ મીમાંસા હતી મૂળસોતી હતી

❑

### ❑ રજની મહેતા

મારા દિવસોને આમ તો
હું એશો-આરામથી પસાર કરું છું,
પણ અજંપાનો એક ઘુઘવતો સાગર
શાંત કોલાહલ મચાવીને ઊમટ્યા કરે છે.
દર્પણને તો સતત મારી પાસે, મારા ખીસામાં
રાખીને જ ફરવાની મારી આદત છે,
અને એ પણ હકીકત છે કે
મારી લાખ કોશિશ પછી પણ
મારા ચહેરાનું, એમાં ક્યાંય નામો-નિશાન નથી.
લોકો મને એ વાત પર દાદ આપે છે.
કે તમે તમારી યુવાનીને અકબંધ સાચવી છે,
તો પછી એમને હું ક્યા મોઢે
મારા મન પર પડેલી અસંખ્ય કરચલીઓ બતાવી શકું?

❑

## ❑ રિષભ મહેતા

જો ભાળું ગઝલમાં વિકટ કાફિયાઓ
મને લાગે એ શબ્દના માફિયાઓ

કરે સૌએ જુદી જ ભાષામાં વાતો
હવે રાખવા પડશે દુભાષિયાઓ.

સૂરજ - ચંદ્ર એણે બચાવીને રાખ્યા
મને તમને દીધા ફક્ત આગિયાઓ.

બચે કેમ ખેતર હવે આપણું આ
ચણોને ચૂગે છે સ્વયં ચાડિયાઓ.

પ્રથમથી જ કીકીના રૂપે નયનમાં
ચણ્યા ઈશ્વરે સ્વપ્નના પાળિયાઓ.

શબદ એમના ખોળે એકે રમ્યો ના
જનમભર રહ્યા વાંઝણા હાંસિયાઓ.

❑

## ❑ પ્રતિમા પંડ્યા

ઈચ્છારૂપી નગરમાં લાશ સળવળે હજી
જીવનના ખૂણે ક્યાંક આશ ખળભળે હજી.

મારાપણાનું હોવું મને ખૂંચતું હવે
તારાપણું સ્મરણમાં ક્યાંક ટળવળે હજી.

માટીની લિપિ લોક ઉકેલે ફરી ફરી
તારી જ ઝાંખી સ્પષ્ટ બધે ઝળહળે હજી.

ઘટનાના કાટમાળ નીચે વિસ્તરે શહેર
નવા નગરમાં શૂન્યતા ફરી વળે હજી.

જો હસ્તરેખા માનવી બદલી શકે નહીં
તોપણ હૃદયની વારતા આગળ ફળે હજી.

❑

## ❑ પન્ના નાયક

સ્વપ્નમાં ડોલતું નીંદનું વૃક્ષ આ
બોલતું સ્વપ્નમાં, ખોલતું સ્વપ્નમાં રહસ્યને અવનવાં

પર્ણ પર કોઇ એના કદી સ્હેજ પણ પોઢ્યું નહીં
વહી ગઇ આ હવા તોય પણ
સાવ અમથુંય એ
વસ્ત્ર ઝીણું જરી સ્હેજ પણ ઓઢ્યું નહીં.
એકલું એકલું સાવ ચૂપચાપ એ
સ્વપ્નમાં ડોલતું નીંદનું વૃક્ષ આ
બોલતું સ્વપ્નમાં, ખોલતું સ્વપ્નમાં રહસ્યને અવનવાં
તે છતાં કેટલી વાત એની બધી સાવ અકબંધ રહી

મૂળ વિના, ફૂલ વિના, ફળ વિના
સાવ નિષ્ફળ થઇ
સ્વપ્નમાં ડોલતું
નીંદનું વૃક્ષ આ

❑

## ઓફિલિયા ❑ જેમ્સ લાફલિન ❑ મહેશ દવે

(અમેરિકન)

નકામાં તણખલાં ચૂંટી કાઢતી
તે ઘાસના બીડમાં ઘૂમતી રહે છે;
સ્વયં પોતા માટે જ અર્થ ધરાવતાં
ઝીણાં-ઝીણાં ગમગીન ગીત ગણગણતી
તે નેતરના વનમાં ફરતી રહે છે;
પડતી - આખડતી ચાલે, ડગુ-મગુ પગે
તે ઝરણાંમાં થઇ ચાલી જાય છે,
પણ જળમાં સમતુલા જાળવવા તે યત્ન કરતી નથી
કારણકે તેને તો લાગે છે કે જાણે
પોતે ઉપર વાદળોમાં ઊડી રહી છે
જ્યાં હવે કોઇ ઓર મુશ્કેલીનો સામનો કરવાનો નથી.

❑

## ❑ ઉર્વશી મનુપ્રસાદ પંડયા

તમે પણ જરા એક પળ થોભી વિચારો
કેટલી ગર્તા ચિતરાઇ હશે યુગાન્ત સુધી વિસ્તરી પડેલા
મારા- શ્વાસના ફલક પર !
જ્યારે કંઇક બોલવા ધારું ને ત્યાં જ અચાનક ધરતીમાં જ
ગરકી જવા વિશે વિચારી બેસું - એ જ રીતે તમે પણ
જરા એક પળ થોભી વિચારો મારા વિશે.
મારી માફક તમે પણ વિચારશો મારા વિશે
આજ લગીની મારી કવિતા, મારા અક્ષર, મારું હસવું - રડવું,
ગાવું - વાંચવું, ઝઘડવું ને ઊઘડવું. અરે ચાહવું સુદ્ધાંયે બધું જ શાંત થઇ જશે.
મારા બાપ જેવી આછી કથ્થાઇ ઝાંયવાળી મારી કાળી આંખ,
મા જેવા લાંબા કાળા વાળ, નમણો ને કોમળ ચહેરો ને
મારા ભાઇ-બહેન જેવી સારપ કે કુટેવો બધું જ માટીમાં મળી જઇ-
ભુલાઇ જશે મારા વિસ્મરણ માફક.
પણ આ બધું થાય એ પહેલાં અંજળ કમાવા ઢગલે મણ વૈતરાં-
કૂટતી, ચૂલા સળગાવી આંધણ ચઢાવતી, ગરમ શાક ને ફૂલકાં
બનાવી રોજ સબર્બન ટ્રેન બની આવ-જા કરતી, તૂટતી -
સંધાતી મારી જિંદગીએ થાકયા વિના પૂરપાટ -
પૂરપાટ દોડવું પડશે એ વાતનું ભાન છે મને.
કરિયાણા અને ધોબીના હિસાબોની રોજનીશીમાં
નોંધ રાખતા અને
તારીખિયાં પર ચકરડાં કરી દૂધના માપની ગણતરી કરતાં હથેળી-
આંગળીઓના ટેરવે પડેલી કણીઓ પર -
સ્મશાનના એક ખૂણે પડી રહેલાં લાકડાંની રેખાઓ ફૂટવા માંડી છે.
બાળક જેવા મારા રોષ અને આક્રંદને યાદ કરી કદાચ તમે પીડાશો.
પણ તેવે વખતે મારા સિવાય બધું જ હશે તમારા આકાશ તળે,
તમારી છત તળે યથાવત્.
જાણે મારું કદીયે નામનિશાન જ નહોતું એમ
તમારા હાથની ઉષ્મા આંખનો ભેજ અકબંધ ને અક્ષુણ્ણ રહેશે.
બસ તમે પણ જરા એક પળ થોભી વિચારો મારા વિશે હું વિચારું છું એમ જ.
'સ્વ' કે 'સ્વજન' કોઇનાંયે મૂલનું કદી ભાન નથી રહ્યું

એવી હું સ્નેહથી યાચું છું તમારામાં મારો કાયમી વાસ.
આ બધું માગું છું તમારા પ્રતિ કદીયે ન બજાવેલી ફરજો છતાં
મેં માની લીધેલા મારા જન્મજાત હક્કને માટે,
જેના સિવાય મને કંઇ જ મળ્યું નથી કે મળવાનું નથી.
મારા સાચા કે ખોટા નિર્ણયો બદલ અને મારાં ત્રીસ વર્ષની
ભયાનક કુરૂપતા બદલ તમે હું માગું તે બધું આપી
શકશો, તમને મેં કંઇ જ ન આપ્યું હોવા છતાં,
જો તમે પણ જરા એક પળ થોભી વિચારો મારા વિશે-
હું વિચારું છું એમ જ.
જીવનનાં બધાં જ વાનાં કરતાં મારા નિ:સીમ એકાકી, કોરા-
દિવસ-રાતનાં કાળચક્રો પૂરાં થશે ને
પૂરી થશે મારી યાતનાના સાક્ષી થવાની પીડાય એના ભેગી
એ પહેલાં જેના માથા પરનાં બધાં છત્ર ઊઠી ગયાં છે એવી હું
શ્રદ્ધાથી યાચું છું બળતા માથે પાણીની ધાર.
એ ટાઢક માંગું છું મારા અપરાધોની ક્ષમા માટે.

મારા મૃત્યુ વખતની શાંતિ માટે,
મારી અતૃપ્ત કામના, અપાર ઝંખના અને પ્રેમનો અતિરેક
છાતી પર રાખી સળગી શકું તે માટે.
તમને મેં ક્યારેય ન્યાય નથી કર્યો છતાં અસંખ્ય દુષ્કર્મોથી-
અભડાયેલા દેહનો તમારા ખભાને ભાર નહીં લાગે.
બસ તમે પણ જરા એક પળ થોભી જઇ વિચારો મારા વિશે-
એકલા... સાવ એકલા... કોઇના માયાળુ બોલ કે કાળજી ભર્યા-
પડઘા વિના જીવવાની ને
કોઇનાયે હાયકારા વિના એકલા જ મરવાની જેની નિયતિ છે-
એવી હું જોવા ઇચ્છું છું તમારી રવેશમાં મારા હાથ - પગનાં-
આંગળાંની અમીટ છાપ,
મારી નિતાંત એકલતાને પચાવવા માટે.
બધાં જ ઘટનાચક્રો તેજ ગતિએ ફરી જાય અને આ અવદશામાંથી છુટકારો
પામું તે માટે,
મારા સત્ય માટે
મારી વાંચ્છના માટે, જીવતે જીવ કોઇનેય સમજાવી ન શકેલી

હકીકત મારા પ્રસ્થાન પૂર્વે તમે માન્ય રાખી મારા
મરણનાય સાક્ષી થઈ શકો તે માટે જ -
તમે કદી પણ મને પ્રેમ કરવાનું ન છોડતાં -
બસ એક જ પળ તમે પણ જરા થોભી વિચારશો મારા વિશે -
હું વિચારું છું એમ જ તો -
મારા પ્રેમ, સત્ય, કામના અને દુષ્કૃત્યો બધાંને માટે તમે
મને માફ કરી શકશો ને.

❑

**બે ગીત ❑ અશરફ ડબાવાલા**

હીંચકે ખૂબ ઝૂલ્યા ઝૂલણજી! હસતાં ખમી લેજો હડદોલો.

કાળજથી પણ કૂણાં કોડ ને એને રસ્તે રેઢાં મેલ્યાં,
પગને લાગ્યા એવા શાપ કે પગલે પગલાંએ હડસેલ્યા,
ભડભડ લાગી ભવમાં ઝાળ તે ભીતર પડી ગયો ફરફોલો.

મનમાં માય નહીં મનગમતો, એની છોળ ઊડે પાંપણમાં,
ભીના એમ થયાં છે શમણાં જાણે વાદળ હો શ્રાવણમાં,
ઝાઝો હરખ નહીં જીરવાય, બહુ બહુ જીરવો તો બસ તોલો.

❑

ગજ ગજ ફૂલ્યા છે ગંજેરી એને સમજાવો તો કેમ?

પરપોટામાં મેઘધનુષે ઝૂલે જીવ્યાનો આભાસ,
એની ફરતે પલળી બેઠો અસ્સલ અંદરનો અજવાસ,
એવા વઠક્યા દોર-દમામ, તૂટી મરજાદો ને નેમ.
...ગજ ગજ ફૂલ્યા છે ગંજેરી.

લગની ગુસિયલ ને ગુણવાન, એને સાત ખોટની પીડા,
તો યે વગર વિચાર્યે ઝડપ્યાં કોણે સુખી થવાનાં બીડાં,
અણધડ આછકલી એક ફૂંકે પીગળ્યાં હિમાળા ને હેમ.
...ગજ ગજ ફૂલ્યા છે ગંજેરી.

❑

## પ્રતીક્ષા છે ▢ હર્ષદ ચંદારાણા

ઘણણણણણણ વરસનારી ઘટાઓની પ્રતીક્ષા છે
ઉખાડે ઘરમૂળથી એવી હવાઓની પ્રતીક્ષા છે

હૃદયને વીંધતી તાજી વ્યથાઓની પ્રતીક્ષા છે
બધા પોતાની માને એ કથાઓની પ્રતીક્ષા છે

દિવસ ને રાત, હરપળ માત્ર તારું નામ રટવા કાજ
હવે ફરમાવ તું જલદી, સજાઓની પ્રતીક્ષા છે

ગવાયું હોય કૈં પણ નૈં, ન કૈં પણ હોય બોલાયું
છતાં સમજાઇ જાયે, એ સભાઓની પ્રતીક્ષા છે

ધરા, છુટ્ટાછવાયા વૃક્ષ ઓઢી અંગ ઢાંકે છે
આ નિર્ધન નાર પાસેથી છટાઓની પ્રતીક્ષા છે

▢

## બે જણ ▢ હ્યુગો વૉન હૉફમેન્સ્થૉલ ▢ મહેશ દવે

(જર્મન)

સુંદરીના હાથમાં જામ હતો
તેની ચિબુક ને મોંફાડ જામની ધાર જેવા હતા
તેની ચાલમાં હળવાશ ને મક્કમતા હતી
જામમાંથી એક ટીપુંય છલકાતું નહોતું

અસવારના હાથ હળવા ને મક્કમ હતા
જુવાન વછેરા પર તે સવાર હતો
અમથી અછડતી ચેષ્ટામાત્રથી
તેણે અશ્વને અચાનક રોકી લીધો

પણ જયારે સુંદરીના હાથમાંથી
નાજુક એવો જામ અસવાર લેવા ગયો
ત્યારે એવી તો મુશ્કેલી થઇ...
કે બન્નેના હાથ કંપ્યા
અને શ્યામરંગી શરાબ જમીન પર ઢોળાઇ ગયો.

▢

## ચીસ ❑ હરેશ 'તથાગત'

તર્કમાં ઊંડે જવા જેવું નથી,
દર્પમાં ઊંડે જવા જેવું નથી.

તૂટતી પીંછી કહે છે : કાન દ્યો-
"વર્ણમાં ઊંડે જવા જેવું નથી."

હાથ આવે ચીસ કૂંતીકૂખની,
કર્ણમાં ઊંડે જવા જેવું નથી !

ઊખડતાં મંડપ વધારે ગમગીની,
પર્વમાં ઊંડે જવા જેવું નથી.

જઇ શકો તો જાવ પોતામાં સદા,
ધર્મમાં ઊંડે જવા જેવું નથી.

❑

## ❑ સુ. દ.

૬૮ વરસનું એક બગાસું, ૬૦ વરસની ખાંસી
૫૬ વરસની છીંક તો મારી રોજ ઉડાવે હાંસી

શરદીએ તો લીવ-લાઇસન્સ પર ફ્લૅટ લીધો છે મારો
તાવ આવે તો એવો આવે જાણે હોય અંગારો
મુંબઇ, પેરિસ, લંડન છોડી છેલ્લું આવે કાશી
૬૮ વરસનું એક બગાસું, ૬૦ વરસની ખાંસી

૧૩ વરસનો હતો ત્યારથી શરીર સાથે વેર
ઇમારત બંધાય એ પહેલાં થઇ ગઇ ખંડેર
ભોંયતળિયું તો ભાંગેલું ને ગળતી રહે અગાશી
૬૮ વરસનું એક બગાસું, ૬૦ વરસની ખાંસી

ઘૂંટણ દુઃખે છે, પગ તૂટે છે, કમ્મરમાં તો સણકા
જૂનો ધાગો તૂટવા લાગ્યો ને વેરવિખર થાય મણકા
આવું તો ભૈ થાય એમાં નહીં જવાનું ત્રાસી
૬૮ વરસનું એક બગાસું, ૬૦ વરસની ખાંસી

❑

## પહેલા વરસાદનું ગીત ❑ ગિરીશ ભટ્ટ

મોસમના પહેલા વરસાદે ભીંજાયેલી
માટીની ફોરમ ને તું !
એક નવું વિસ્મય ને હું !

હમણાં સુધી ઓરડાઓ પ્રસ્વેદે ન્હાતા'તા
ઉંબર બહાર હતી લૂ;
અકળાતી ગ્રીષ્માની પાસ હતું પાથરવા
ટહુકા સિવાય બીજું શું ?

ક્ષિતિજો લગીની સાવ ધખધખતી ધરા જોઇ
થાકે અકળાય – નેજવું !
એક નવું વિસ્મય ને હું !

ઓચિંતા શ્યામ ઘન ઊમટયાં આકાશમાં ને
જળધારા વરસી જેમ વ્હાલ !
ગામ, સીમ, શેરી ને ફળિયું તરબોળ, એમાં
કોણ જુએ, કેટલી તું ન્યાલ ?

એક પળે બની જાતી તું ખુદ ચોમાસું ને
બીજી પળે હોય તું ને તું !
એક નવું વિસ્મય ને હું !

❑

## ગમ્મત ❑ રેખા સરવૈયા

એક જૂના શંખને
ગમ્મત ખાતર કાને રાખતાં
હૂ... હૂ કરતો એક દરિયો
સાવ અજાણતાં
ઊતરી ગયો મારી છાતીમાં !

❑

**અલવિદા □ નુનો ફર્નાન્ડિસ ટોરેનિયોલ □ મહેશ દવે**
(ગ્યેસિયન-૧૩મી સદી)

સવાર સુધી સૂઇ રહેલા, મારા પ્રિયતમ,
જાગ, ટહુકા કરી કરી જગતભરનાં પંખીડાં ઊડી ગયાં છે
હું આનંદમાં નહાઉં છું

મોડી સવાર સુધી સૂઇ રહેલા, મારા પ્રિયતમ
ઊઠ, તારા ને મારા પ્રેમ વિશે પંખીડાંએ ટહુકા કર્યા છે
હું આનંદમાં નહાઉં છું

જગતભરનાં પંખીડાં કરી રહ્યાં છે તારા ને મારા પ્રેમની વાત
મારા ને તારા પ્રેમની કિલકારીઓ કરતાં ઊડયાં તે આકાશમાં
હું આનંદમાં નહાઉં છું

જગતભરનાં પંખીડાં દિવસ આખો ગાઇ રહ્યાં છે
એ મારા ને તારા પ્રેમનું છે ગીત એમ તેઓ કહે છે
હું આનંદમાં ગાઉં છું

મારા ને તારા પ્રેમ થકી બન્યું છે તેમનું ગીત
લાંબો સમય તેઓ વળગી રહ્યાં હતાં તે ડાળીઓ તું કાપી રહ્યો છે
હું આનંદમાં નહાઉં છું

તેમના કિલકારમાં હતો તારો ને મારો પ્રેમ
તેઓ ઊડતાં હતાં તે ડાળીઓ તું કાપી રહ્યો છે
હું આનંદમાં નહાઉં છું

જે ડાળીઓ પર તેઓ ગાતાં હતાં તે ડાળીઓ તું કાપી રહ્યો છે
જે ઝરણાંમાંથી તેઓ પાણી પીતાં હતાં તેને તું સૂકવી રહ્યો છે
હું આનંદમાં નહાઉં છું

તેઓએ માળા બાંધ્યાં હતાં તે ડાળીઓ તું કાપી રહ્યો છે
અને તેઓ રમવા આવતાં હતાં તે જળાશય તું સૂકવી રહ્યો છે
ને હું આનંદથી જાઉં છું

□

## ❑ ભરત વિંઝુડા

હજી તમારાં સ્મરણ વિસ્મરણની વચ્ચે છું
અનંત કાળથી જીવન મરણની વચ્ચે છું

પ્રવાસમાં હું પહોંચ્યો છું ક્યાંથી ક્યાંય સુધી
અને છતાંય હજી બે ચરણની વચ્ચે છું

ચરણ નજીક ઊડી આવ્યા રેત કણ એમ જ
ન રણ તરફ હું ગયો તોય રણની વચ્ચે છું

ભીંસાઈ જાય છે તું ભીડની વચોવચ ને
હું જેલ જેવાં કોઈ એક જણની વચ્ચે છું

સમયની વચ્ચે અને સાલ, માસ, દિવસની
હું બેઉ બાજુ રહીનેય ક્ષણની વચ્ચે છું

અહીંથી અન્ય દિશામાં વહી શકાય નહીં
છું જળનું એક ટીપું ને ઝરણની વચ્ચે છું

❑

## આપૂર્યમાણમ્ ❑ ધીરુ મોદી

પૂનમ નથી તો શું થયું ?
સંધ્યાના આછા ગુલાબી પ્રકાશમાં
બીજની ચંદ્રકલા
કેટલી બધી રમણીય લાગે છે !

વિસ્મયની કોઈક અપૂર્વ સુવર્ણરેખ
ચિત્તમાં ચમકી જાય :
– શું પ્રકૃતિમાં ક્યાંય પણ કદી કોઈ
ખંડેર હોય છે ખરું !

❑

## સ્હેજ પણ સ્હેલું નથી ❑ નીતિન વડગામા

આવવાનું કે જવાનું સ્હેજ પણ સ્હેલું નથી,
આંગણું અજવાળવાનું સ્હેજ પણ સ્હેલું નથી.

વેદના વાચા વડે વહેતી ભલે ના મૂકીએ,
આંખ કોરી રાખવાનું સ્હેજ પણ સ્હેલું નથી.

પ્રેમનો જીવંત દસ્તાવેજ તો છે દોહ્યલો,
છૂંદણાં છૂંદાવવાનું સ્હેજ પણ સ્હેલું નથી.

વાદળોની વ્યર્થ લાગે છે મથામણ એ બધી,
સૂર્યને સંતાડવાનું સ્હેજ પણ સ્હેલું નથી.

જીવ, તું ધૂણી ધખાવીને અહર્નિશ બેસજે,
જાતને જગાડવાનું સ્હેજ પણ સ્હેલું નથી.

એક ટચલી આંગળીથી ઊપડે પર્વત પરંતુ
આ કલમ ઉપાડવાનું સ્હેજ પણ સ્હેલું નથી.

❑

## ❑ સ્નેહલ જોષી

પૂછમા શું એમનો ભૂતકાળ હોય છે
છોકરીઓ જન્મથી શરમાળ હોય છે.

એક તારા ગામમાં લીલોતરી હતી;
દેશ આખામાં અહીં દુષ્કાળ હોય છે.

ને ભરોસો એમનો કરવો નહીં કદી;
મૌસમી પવનો ઘણા નખરાળ હોય છે.

છે ખબર કે ઊતરે છે ફૂલ લઈને એ;
કોને ખબર ક્યાં સુધીનો ઢાળ હોય છે?

એ તરફનો માર્ગ છે ફૂલોસભર હજી;
આ તરફનો માર્ગ તો પથરાળ હોય છે.

❑

## ❑ જગદીશ ત્રિવેદી

### (૧) સમન્વય

કેટકેટલાં ઘર બદલ્યાં પછી
મન ઠર્યું હતું આ ઘર મહીં.
કેટકેટલી ઉમ્મીદોથી
ને કેટકેટલા પરિશ્રમથી
સજાવ્યું હતું ઘર.

આજે હવે
ગમતું નથી આ ઘર,
ઠરતું નથી મન.

ઝાંખાં થવા માંડયાં છે રંગરોગાન,
ખરવા માંડયા છે પોપડા ક્યાંક ક્યાંક,
બેવડ વળવા માંડી છે દીવાલ.
અને મને કહે છે :

ભલે પડી જાય ઘર.
ઘર નો'તું ત્યારે
ધરતીના કણેકણ સાથે
સધાતો હતો કેવો સમન્વય.

## ❑ ધવલ ત્રિપાઠી

ફૂટપાથ પર
લાકડીને ટેકે ટેકે જતા
એક વૃદ્ધની નજર
પસાર થતી પોતાના સંતાનની
ગાડી પર અચાનક-પડી
અને એક ક્ષણ
એ ઊભો રહી ગયો
ફૂટપાથ પર
❑

### (૨) મારું કશુંક

અહીં ક્યાંક
ઘરમાં જ
ખોવાઈ ગયું છે મારું કશુંક.

છે તો ઘરમાં જ ક્યાંક,
મુકાઈ ગયું હશે આડુંઅવળું.
ઘરબા'ર લઈને તો
નીકળ્યો જ નથી.
ખાતરીપૂર્વક કહું છું
છે તો ઘરમાં જ.

ખૂણેખૂણો ફંફોસી વળ્યો ઘરનો,
જૂજવાજ ઘરવખરી
ફેંદી - ફંફોસી વળ્યો,
પણ -

હારીથાકી
મનને બીજે વાળવા
અધૂરું પુસ્તક લીધું આગળ વાંચવા.
ઉઘાડયું જ્યાં પુસ્તકપૃષ્ઠ-
કોઈએક શબ્દ - શબનમમાં સંતાઈને
આછું મર્માળું હાસ્ય કરતું હતું એ મારું કશુંક.
❑

## વેલ્શની પ્રાચીન પ્રાર્થના ❑ સુ.દ.

હું સમુદ્ર પર શ્વાસ લેતો પવન,
સમુદ્રનું મોજું, પર્ણ-મર્મર,
સૂર્યનું કિરણ, ચંદ્ર અને તારાનો પ્રકાશ,
વિકસતાં વૃક્ષોની શક્તિ, ફૂલમાં ફળતી કળી,
તરતી માછલીની ગતિ, ત્રાટકતા જંગલી રીંછની હિંમત,
દોડતા હરણનો વેગ, હળ ખેંચતા બળદનું બળ,
કોઈક વિરાટ વૃક્ષનો આકાર,
અને જે મારા સૌંદર્યની અને કૃપાની
સ્તુતિ કરે છે એ સર્વ લોકોના વિચારો

❑

## સીધો સાક્ષાત્કાર ❑ ભગવતીકુમાર શર્મા

હરિવર ઊતરી આવ્યા નભથી ગાતા મેઘમલ્હાર;
જળ વરસ્યું ને થયો હરિનો સીધો સાક્ષાત્કાર...

ફૂંક હરિએ હળવી મારી, ગાયબ બળબળ લૂ;
શ્વાસ હરિના પ્રસર્યા, માટી સ્વયં બની ખૂશબૂ.
ખોંખારો હરિએ ખાધો ને વાદળ ગરજ્યાં ઘોર;
સ્હેજ વાંસળી હોઠ અડાડી, ટહુકયા મનભર મોર.

ત્રિભુવનમોહન નેત્રપલક ને ઝળળ વીજ-ચમત્કાર;
જળ વરસ્યું ને થયો હરિનો સીધો સાક્ષાત્કાર...

વાદળમાં ધોળાયો હરિનો રંગ સભર ઘનશ્યામ;
હરિ-પગલે આ ગલી બની શ્રાવણનું ગોકુળગામ.
પ્રેમઅમલરસ હરિને હૈયે તેનું આ ચોમાસું;
નામસ્મરણને શબ્દે નભને નેણથી વહેતાં આંસુ.

મેઘધનુમાં મોરપિચ્છના સર્વ રંગ સાકાર;
જળ વરસ્યું ને થયો હરિનો સીધો સાક્ષાત્કાર...

❑

## પક્ષી ❑ પાર્ક નામ સુ ❑ સુશી દલાલ

(કોરિયન) (૧૯૧૮)

(૧)

હવાની જાળમાં
આકાશને મથતાં
વૃક્ષોની છાયામાં
ગુંજે છે કલરવ કરે છે
ગાય છે પક્ષી

તેઓ જાણતાં નથી કે પોતે ગાય છે
તેઓ જાણતા નથી કે તેઓ પ્રેમ કરે છે
એક પક્ષીયુગલ -
ચાંચમાં ચાંચ પરોવીને
પાંખમાં પાંખ ગૂંથીને
ખુશ છે શરીરની ઉષ્માને વહેંચતાં

(૨)

પક્ષી નથી ગાતાં ગીત
અર્થને માટે
પક્ષી નથી કરતાં પ્રેમ
અધિકાર માટે
દારૂગોળો ભરીને શિકારી નિશાન તાકે છે
પક્ષીઓના તત્ત્વ પર
પણ શું મળશે એને એની હત્યા કરીને
સિવાય કે લોહીથી લથબથ
એક લાશ ?

❑



**Sylvia Plath**
(At Cambridge, 1957)



**Sylvia Plath and Ted Hughes**
(At Boston, 1959)



**Sir John Betjeman (British Poet)**
(1906-1984)

## निवाला □ अली सरदार जाफ़री

माँ है रेशम के कारख़ाने में
बाप मसरूफ़ सूती मिल में है
कोख से माँ की जब से निकला है
बच्चा खोली के काले दिल में है
जब यहाँ से निकल के जाएगा
कारख़ानों के काम आएगा
अपने मजबूर पेट की ख़ातिर
भूक सरमाये की बढ़ायेगा
हाथ सोने के फूल उगलेंगे
जिस्म चाँदी का धन लुटाएगा
खिड़कियाँ होंगी बैंक की रौशन
ख़ून उसका दिये जलाएगा
यह जो नन्हा है भोला-भाला है
सिर्फ़ सरमाये का निवाला है
पूछती है यह उसकी ख़ामोशी
कोई मुझको बचाने वाला है

□

## આશીર્વાદ □ પ્રીતમ લખલાણી

દીવો અગરબત્તી કરી
રામાયણ વાંચતી
બા,
રોજ સવારે પ્રાર્થના કરતી.
હે ! કરુણાનિધિ !
તમારા વનવાસનો પડછાયો
કદી મારા દીકરા પર ન પડે !
સાચા હૃદયથી
થયેલ પ્રાર્થના રામે સાંભળી !
નહીંતર આટલું લાંબું જીવન
પરદેશમાં
હું
કઇ રીતે જીવી શકયો હોત !

□

## મિલેનિયમ રાધાનું ગીત ▫ અશોક ચાવડા "બેદિલ"

રાધાએ સાડીને કપબર્ડમાં મૂકી
ને પહેરવા માંડયુ છે હવે પેન્ટ
હવે સમજાયું વ્હાય શ્યામ વેન્ટ

બિચારો શ્યામ ઘણો કનફ્યૂઝ થયો છે
એને રાધાની લાગ્યા કરે બીક
કે વાંસળીનાં સૂરથી ન રાધા રોકાય
એને વાંસળીથી આવે છે છીંક
રાધા તો પ્લાસ્ટિકનાં ફૂલ ગૂંથે કેશમાં
ને ઉપર લગાવે છે સેન્ટ
હવે સમજાયું વ્હાય શ્યામ વેન્ટ

રાધા કહે શ્યામ તમે માખણનાં બદલામાં
ચોરી લાવો હીરાનો હાર
વળી ગાય ઉપર બેસવાનું ફાવે નહીં શ્યામ
તમે લઈ આવો મારુતિ કાર
રે'વાને ફ્લેટ મારે જોશે ઓ શ્યામ
મને ફાવે નહીં તારો આ ટેન્ટ
હવે સમજાયું વ્હાય શ્યામ વેન્ટ

વૃંદાવને શ્યામ મને મળવું ગમે નહીં
તું મળવાને હોટલમાં આવ
મારી સહેલીઓને ઇમ્પ્રેસ કરવાને
તું હાથોમાં સેલ્યુલર લાવ
રાધા તો ઠીક ઓલી ગોપીઓય આજકાલ
શ્યામની કરે છે કોમેન્ટ
હવે સમજાયું વ્હાય શ્યામ વેન્ટ

▫

## અનુસ્વાર ❑ ઉદયન ઠક્કર

કેમ શંકરના જટાળા મસ્તકે
ચંદ્રમાનું ચમકતું ટપકું હશે?
ઓસબિંદુ છાનુંમાનું શીદને
પાંદડા ઉપર જઇ બેઠું હશે?

કેમ આ ભમરાનું ગુંજન સાંભળી
પાંખડી ઝૂકી જતી આભારમાં?
જે આ સંસારે અધૂરાં હોય છે
પામતાં શું પૂર્ણતા, અનુસ્વારમાં?

❑

નાસિકાના દંડનો આધાર લઇ
ભમરના નીચે મૂકી માત્રામરોડ
પેલી જગ્યાએ જ ઘૂંટાવાના કોડ
ગૂંજતા રહેવાય જ્યાં અનુસ્વાર થઇ

શ્યામવનમાં સાંકડી કેડી મળે
રાવટી રોપીને જ્યાં અટકી શકું
ઊના ઊના વાયરાઓ સળવળે
છાકટી એ છોળથી છટકી શકું

બોલ, તવ પ્રતિબિંબની ચૂકવી નજર
કંકુપગલે કેશમાં ઓળાઉં કે?
સ્વપ્નમાં સળ જેવું પાડી, રાતભર
સૂતાં ઝરણાઓમાં ઝબકોળાઉં કે?

જોઇ કોરા કેશ ને કોરું કપાળ
છાનેખૂણે આંખ ભીની થાય છે?
સેંથી પર અનુસ્વાર મૂકવો જોઇએ?
સાચું કહેજે, તારો શો અભિપ્રાય છે?

❑

**અઢળક ને અઢીમાં ફેર નહીં કાંઇ ! □ રમેશ પારેખ**

કંઠી બાંધી છે તારા નામની
અઢળક ને અઢીમાં ફેર નહીં કાંઇ એવી લાગી મમત તારા ગામની.

માગ્યું મળે ને મન છલકાતું હોય ત્યારે કાંઠાનું ભાન રહે કેમ ?
કેટલા કોરા ને અમે કેટલા ભીંજાણા ઈ પૂછો ના મે'તાજી જેમ.
સાચું પૂછો તો એક જણને મળ્યા અને જાતરા ગણો તો ચાર ધામની
...કંઠી બાંધી છે તારા નામની.

કેડીથી આડી ફંટાઇ મારી ઘેલછા કાંડું પકડીને મને દોરે:
ચરણો ને ચાલની તો વાત જ શું કરવી ? હું ચાલું છું કોઇના જોરે;
મોજડીની સાથ મોજ રસ્તે ઉતારી, હવે મારે નથી કોઇ કામની
...કંઠી બાંધી છે તારા નામની.

– અશરફ ડબાવાલા

કોઇની કંઠી બાંધવી એનો સંત પરંપરામાં લાક્ષણિક અર્થ એવો થાય કે જેની કંઠી બાંધી તેને સર્વાત્મભાવે સમર્પિત થઇ જવું. કવિ અશરફ ડબાવાલાને પણ કદાચ એવો અર્થ જ અભિપ્રેત હશે. એના કાવ્યનાયકે જે વ્યક્તિના નામની કંઠી બાંધી છે તે વ્યક્તિને જ તે ઊલટપૂર્વક ઉદ્‌બોધે છે કે હે ! તારા નામની કંઠી બાંધતાં મારું પોતીકું કશું જ ન રહ્યું. તું વસે છે એ સ્થળની, એ ગામની સાથે મારું અસ્તિત્વ જોડાઇ ગયું, અને મને તારી જ લ્હે લાગી ગઇ. લ્હે એવી કે મોલતોલની સ્થૂળ દુન્યવી માયા મનમાંથી ભૂંસાઇ ગઇ. અઢળક અને અઢી વચ્ચે કશો ફરક જ ન રહ્યો. એક તરફ અઢી અક્ષરનો પ્રેમ-શબ્દ અઢળક થઇને દિગ્દિગંતમાં વ્યાપી ગયો હોય તેવો અમાપ સભરતાનો અનુભવ થયો તો બીજી બાજુ થયો નર્યોશૂન્યતાનો અનુભવ. સંતો આવા દિવ્ય અનુભવને બાવનની બહારની કોટિનો કહે છે.

કંઠી બાંધતાં જ કંઠ પણ કૃતજ્ઞતાથી અભિભૂત બની બંધાઇ ગયો હોય, રૂંધાઇ ગયો હોય એમ કાવ્યનાયક મૂંઝવણવશ આટલું જ કહી શકે છે :

માગ્યું મળે ને મન છલકાતું હોય
ત્યારે કાંઠાનું ભાન રહે એમ ?

એક કંઠીનો આશ્રય પામતાંવેંત જાણે તે આશ્રય કલ્પવૃક્ષ મળ્યાના અને ફળ્યાના અનુભવમાં ફેરવાઇ ગયો ! કાવ્યનાયકને સર્વ આરદા ફળ્યાનો પરમ પરિતોષ થાય છે ને પરિણામે આનંદ પણ. મનમાં એ આનંદના ઓઘ એટલા ધસમસાટ વહી રહ્યા છે કે કાંઠા જેવી કોઇ સંકડાશ કે સીમાનું કશું ભાન રહ્યું નથી. સર્વ મર્યાદાઓ તૂટી જતાં કશા અપરિમેય અને અનંત સખ્યનો વિરલ સ્પર્શ અનુભવાય છે. સર્વ દ્વન્દ્વ અને દ્વૈત

ભૂંસાઈ જવાની ઘટના બને છે. આ પંક્તિ પછીની કડીઓ વાંચીએ :

કેટલા કોરા ને અમે કેટલા ભીંજાણા
ઈ પૂછોના મે'તાજી જેમ

આ કાવ્યપંક્તિઓ વાંચતાં મનમાં પ્રશ્ન ઉદ્‌ભવે છે કે આ વાત કાવ્યનાયકે કોને કહી છે? જેના નામની કંઠી બાંધી છે તે પ્રિયતમાને? જો ખરેખર એને જ કાવ્યનાયક પૂછતો હોય તો તેને 'મે'તાજી' કહેવાથી દ્વિતીય પુરુષ એકવચનનું અવમાન થાય છે. વાસ્તવમાં કાવ્યનાયક પ્રિયતમા તરફથી મુખ ફેરવી, પ્રિયતમા સિવાયના શેષ જગતને સંબોધીને કહે છે :

કેટલા કોરા ને અમે કેટલા ભીંજાણા
ઈ પૂછોના મે'તાજી જેમ

અહીં ભાષાનું શિલ્પ બેડોળ બન્યું છે. પ્રિયતમાને ઉદ્‌બોધન કરતાં કરતાં (તેને પડતી મૂકીને) કાવ્યનાયક ત્રીજા પુરુષ એકવચન ભણી અભિમુખ થાય છે તેથી રસભંગ, તર્કભંગ અને કાવ્યની શિસ્તનો ભંગ પણ સર્જાય છે તે તરફ કવિનું ધ્યાન કેમ નહીં ગયું હોય? પછીની પંક્તિમાં પણ એવી વિસંવાદિતા સર્જાય છે :

સાચું પૂછો તો એક જણને મળ્યા
અને જાતરા ગણો તો ચાર ધામની

અહીં પણ અગાઉ જણાવેલ તર્કદોષ અને શિસ્તભંગ છે જ પણ તેને કોરાણે મૂકીને કાવ્યાસ્વાદ કરવો રહ્યો. કાવ્યનાયકને એક જણને મળ્યાનું મહત્ત્વ એટલું બધું છે કે તેની તુલનામાં ચાર ધામની યાત્રામાં મળેલા સહપંથીઓના સંગ-સત્સંગ અને તેને કારણે મળેલા પુણ્ય અને આનંદ પણ કદાચ ઓછાં છે. અહીં ઉપમેય અને ઉપમાન વચ્ચે સંતુલન જળવાતું નથી. એક તરફ જેની કંઠી બાંધી છે તે વ્યક્તિ છે તેની સામે ચાર ધામની યાત્રા મુકાઈ છે. છતાં આપણે એમ ગણી લઈએ કે માત્ર એક જ વ્યક્તિને એટલે કે તીર્થરૂપ પ્રિયતમાને મળવામાં કાવ્યનાયકને ચાર ધામની યાત્રા કર્યાની કૃતાર્થતા અને પરિણામે સંતૃપ્તિ અને આનંદ સાંપડયાં છે.

પ્રસ્તુત ગીતના પૂર્વાર્ધમાં પ્રવર્તતુ કાવ્યઘાટનું શૈથિલ્ય ગીતના ઉત્તરાર્ધમાં નથી, તેમ છતાં કાવ્યભાવનમાં વ્યવધાનરૂપ પ્રશ્નો તો ખડા થાય જ છે, જેમકે કવિ લખે છે :

કેડીથી આડી ફંટાઈ મારી ઘેલછા
કાંડું પકડીને મને દોરે...

ગીતના પૂર્વાર્ધમાં કાવ્યનાયકે ચારે ધામની યાત્રાની ફળશ્રુતિ પ્રાપ્ત થયાનું કહ્યું તો પછી કાવ્યનાયકની ઘેલછા કાવ્યનાયકનું કાંડું પકડીને ક્યાં દોરી જાય છે? અને કાવ્યનાયકને જાગૃતિપૂર્વકની પ્રતીતિ છે કે આમ કેડીથી આડા ફંટાઈ જવું એ નરી ઘેલછા છે તો તે શા માટે દોરવાઈ જાય છે? ચારે ધામની યાત્રાનું પુણ્ય પ્રાપ્ત કર્યા પછી વળી ક્યાં જવાનું હોય? બહારનું આવાગમન ટળ્યા પછી પ્રિયતમાની સમક્ષ અંતર્મુખ થવાનું ન હોય? પણ અહીં કાવ્યનાયક પોતાની ઘેલછા વડે દોરવાઈને વળી કોઈક યાત્રા આરંભે

છે; અને કહે છે :

ચરણો ને ચાલની તો વાત જ શું કરવી ?
હું ચાલુ છું કોઈકના જોરે

ચાર ધામની યાત્રાના અનુભવ પછી પણ કાવ્યનાયકની સફરનો અંત નથી આવ્યો તે વાત અગાઉ તેણે અઢળક અને અઢીમાં કશો ફેર કળાતો નથી તેવા પરાકોટિના અનુભવની વાત સાથે સુસંગત લાગતી નથી. એ બેઉ ઉદ્દગારો સાથે વાંચતા વદ્તોવ્યાઘાત વર્તાય છે. જે કૃતિમાં આમ ડગલે ને પગલે રસક્ષતિ થતી અનુભવાય તે કૃતિની ગુણવત્તા વિશે શું કહીશું ? નાયકે એમ કહ્યું કે 'તારા નામની કંઠી બાંધતાં તારા ગામની મમત લાગી ગઈ' પછી કહ્યું કે "હું ચાલું છું કોઈકના જોરે." તો આ કોઈક તે કોણ ? એવો પ્રશ્ન ભાવકના મનમાં ન જાગે ? પ્રસ્તુત કાવ્યના આસ્વાદમાં અનેક વિઘ્નોનો અનુભવ કરનાર ભાવકને કૃતિની અંતિમ કાવ્યપંક્તિ ગીતતત્ત્વની હાજરીની અહેસાસ કરાવશે :

મોજડીની સાથ મોજ રસ્તે ઉતારી
હવે મારે નથી કોઈ કામની

મોજડી તો પગનું રક્ષણ કરવા માટે પહેરાય છે. પણ એનો નાયકને ખપ નથી રહ્યો, કેમકે રસ્તો ઉબડખાબડ નથી, રસ્તામાં ઠેસ કે કાંટાકંકરનાં વિઘ્નો નથી. મોજડી પગ માટે નિરર્થક અને ભારરૂપ બની ચરણની ગતિને નડી રહી છે તેથી તેને ઉતારીને ફેંકવી જ ભલી ! મોજડીની વાતને તો જાણે સમજપા પણ નાયક મોજડીની સાથે મોજને પણ મનમાંથી અળગી કરીને ત્યજે છે ને કહે છે- મોજ પણ મારે હવે કશા કામની નથી, કેમકે સભરતાનો કંઈક જુદો જ આનંદાનુભવ થયો છે. એ આનંદાનુભવ તારા નામની કંઠી બાંધી તેના કારણે છે. માત્ર કંઠ જ નહીં સમગ્ર અસ્તિત્વનું આભૂષણ બની ગઈ છે કંઠી. કંઠી સતગુરુના નામની હોય કે પ્રિયતામાના નામની કિંતુ નાયકને તારસ્વરે એટલું જ કહેવું છે કે સમગ્ર અસ્તિત્વ ઐક્યથી રસાઈ ગયું છે. કંઠી બાંધવાની વાતમાં સૂક્ષ્મસ્તરે પ્રેમનો અનુભવ થયાની વાત છે. કોઈ કબીર, કોઈ મીરાં, કોઈ નરસૈયાના કંઠેથી સરી હોય એવી પ્રેમલક્ષણા ભક્તિથી રસાયેલી પ્રસ્તુત ગીતની ઉપાડની પંક્તિ વાગોળી કાવ્યાનુભવ કરીએ :

કંઠી બાંધી છે તારા નામની
અઢળક ને અઢીમાં ફેર નહીં કાંઈ
એવી લાગી મમત તારા ગામની...



## ડુંગર કેરી ખીણમાં ▫ ચંદ્રકાંત શાહ

ખંતીલા એક ખેડૂત, નામે પટેલ બેચર ભૈ
બેચર ભૈને બ્લૂ જીન્સ સાથે લેવા દેવા નૈં

માદરપાટનું મેલું ચોયણું અને કેડિયું સાવ કધોણું
બેચર ભૈના વૉર્ડરોબમાં કપડાંનું આ એક  જ જોડું
જીન્સ ઉપર પણ શોભે એવા જેન્યુઇન લેધરના બૂટ્સ
બ્લૂ જીન્સ કરતાં લાંબા ઊંડા બેચર ભૈનાં રૂટ્સ

સ્ટોનવૉશ છે કાયા, માયા રાજકોટના સ્ટેશનની
પેરિસ બેરિસ મા પૈણતા, કોણ કૂટે લડ ફેશનની
ધરતીમાંથી મેઇડ ઇન પોતે, ટોટલ નેટિવ સ્ટાઇલ
થવા કાળ સૌ ફેઇડ થવાનાં, જીવવું ફોર અ વ્હાઇલ

બેચર ભૈ ના સમજે આથી વિશેષ બીજું કૈં
બેચર ભૈને બ્લૂ જીન્સ સાથે લેવા દેવાં નૈં

એક બિયારણ, બીજું ખાતર, ત્રીજું બ્લૂ આકાશ
કીચુડ બોલે કોસ, પડે ખેતરમાં ઊભા ચાસ
ખેડ કરીને રગેડ થ્યાં છે, આંખો, રુદિયો, માંહ્યલો
પેરિસમાં પણ પોપ્યુલર બેચર ભૈ જેવી નેટિવ સ્ટાઇલો

અઢી રોટલા શિરામણમાં, રોંઢે કોરી પટલાણી
જાઝબાઝના જલસા છોડો, બેચર ભૈની ભેંસ વિયાણી
ચલમ ધુમાડે ડિપ્રેશન ગ્યાં, બધી દુવિધા ગઇ ગઇ તે ગઇ
ખેતરથી જે છૂટી પડી છે, એ જનતાની જોવા જેવી થઇ

Slimfit, Loose, Classic જેવા શબ્દો પર છે બેચર ભૈની સહી
બેચર ભૈને બ્લૂ જીન્સ સાથે લેવા દેવા નૈં

Volvo કરતા safe અને accident free છે બેચર ભૈનું ગાડું
પટલાણી સાથેનું સગપણ પેટીપેક, ડેનિમ કરતાં જાડું
લગનસરાની મોસમમાં બેચર ભૈ ઘરમાં બેસાડે છે દરજી
ખિસ્સા જેટલું ખૂટી પડે તો એને પૂરું પાડે છે હરિહરજી

અવસરિયાં તો તંગ ફિટોફિટ, રોજિંદુ જીવન બહુ બૅગી
મેન્યુફેક્ચરરે પણ કઠણાઇ અને comfort મૂકી છે ભેગાભેગી
'ઓણ સાલ ઊપજ થાવાના' થીગડાંઓથી શોભે જીન્સ
બેચર ભૈનાં જીન્સ આમ તો સાત પેઢીએ ડેનિમનાં કઝિન્સ

બોલો બ્રૂક શીલ્ડ્સની જૈ અને મા ચામુંડાની જૈ
બેચર ભૈને બ્લૂ જીન્સ સાથે લેવા દેવા નૈં

□

**ફોરાં □ જયંત પાઠક**

આ ગરજતાં વાદળ
ચમકતી વીજળી
વરસતો વરસાદ
શેરી વીંધી ગામ બહાર
નીકળી જતો રેલો- માટીમેલો
જોઇ લેવા દે જરા
ક્યાંક હું તો નથીને - પાણીઘેલો !

□

સામી ડાળે
મૂગું મૂગું પલળતું પંખી
પવનમાં ઊઘડી જતી પાંખોને
સંકેલ્યા કરે છે વારેવારે-
રખેને
છેક નીચે આવી ગયેલા
આકાશ સાથે અથડાઇ જવાય !

□

વીજળીમાં
આ કોની આંખો અજંપ
ઉઘાડ-મીંચ કરે છે !
વાદળમાં
આ કોના અંગનું ઉત્તરીય
અવળું-સવળું ફરકે છે !

□

## છોકરીનું હૃદય ❑ હ્યાંગ સૉંગ ❑ સુશી દલાલ

(કોરિયન) (૧૮૯૫-૧૯૫૮)

વસંતની હરિયાળી છે છોકરીનું હૃદય
જો ચાલીએ તો તૂટે છે
ઉત્તેજિત કરીએ તો બળે છે

કાચની ઘંટડી છે છોકરીનું હૃદય
હવા સ્પર્શે તો વ્યાકુળ થાય છે
જો ઉછાળીએ તો ટુકડેટુકડા થઇ જાય છે

આદરણીય સુરેશભાઇ,

કવિતાનો જૂન-જૂલાઇનો અંક વાંચ્યો. બધી જ કવિતાઓ ગમી, પણ એક જરા વધુ ગમી ગઇ. વિપિન પરીખે વાળેલી ગાંઠ સ્પર્શી ગઇ. કવિને શું અભિપ્રેત છે તે નથી જાણતો પણ એ કવિતા વાંચીને મેં જે અનુભવ્યું તે આ રહ્યું -

સ્નેહની ચરિતાર્થતા ખેંચતાણના અભાવમાં છે. આંસુનો અર્ઘ્ય જે પગને જતાં ન રોકી શકે એવા હૃદયવિહોણા પગને જવા દેવામાં જ સ્નેહનું ગૌરવ છે. દુઃખ તો થાય છે, આપણા જ હૃદયનો એક હિસ્સો હંમેશ માટે આમ પથ્થરનો થઇ જાય તો દુઃખ તો થાય જ. આઘાતની કળ વળતાં ક્યારેક દિવસો, ક્યારેક વરસો લાગે છે; પણ એ દુઃખ કરતાંય દશાંગુલ ઊંચે વિરાજે છે આત્મસન્માન. સ્વમાની મન ગાંઠ વાળે છે. 'હવે પછી ચાલી જતા કોઇના પણ પગને રોકવાનો પ્રયત્ન કરીશું નહીં. માત્ર 'આવજો' કહીને મનને વાળી લઇશું.'

ગૌરવમંડિત મૌન ધારણ કરી, હોઠના ખૂણાને દાંતથી સ્હેજ દબાવી, બધી વ્યથા એક ઘૂંટડે ગળાની નીચે ઉતારી, જનાર સામે તાક્યા કરવા કરતાં, પળવારમાં પીઠ ફેરવી લઇ, પાછા વળીને જોવાનીય દરકાર કર્યા વગર ચૂપચાપ ચાલી નીકળવામાં જ શ્રેય છે. આપણું મર્માંતિક દુઃખ જો કોઇ ન સમજે તો ફરિયાદ ક્યાં જઇ કરવી ? જનાર આપણને હડસેલો મારીને જાય એના કરતાં, સ્હેજ આઘા ખસી જઇ એનો જવાનો માર્ગ મોકળો કરી આપવાનો. શી ખબર, જનારની પણ કોઇ મજબૂરી હોય ! ફરીથી કૂંપળ ફૂટવાની શક્યતા જ ન હોય તો પછી અસુંવન જલ સીંચવાના કશો અર્થ નથી. ઉષ્માવિહોણા સંબંધનો બોજો વેંઢારવા કરતાં ઝંખના અને ઝુરાપા સાથે દોસ્તી કરી લેવામાં જ ડહાપણ છે. પ્રેમનું પ્રાણવાન માધુર્ય જે પળે એની આર્દ્રતા ગુમાવે, રસહીન થાય તે જ પળે સંપૂર્ણ વિચ્છેદ નોતરી લઇ નિઃશબ્દ વિદાયમાં જ પ્રેમનું ગૌરવ છે.

સુરેન ઠાકર (મેહુલ)

## બે કાવ્યો ▫ વિપિન પરીખ

### દૃષ્ટિ

મારી આંખોને જોવા માટે
સાત સાત સૂરજ ઓછા પડે !
જ્યોતિષીઓ કહે છે :
તમારી કુંડળીમાં સૂર્ય નીચનો અને નિર્બળ છે
અને વળી તેના પર શનિની પાપદૃષ્ટિ પડી છે
સૂર્યને એક રાશીમાંથી બીજી રાશીમાં-
-હું ખસેડી શકતો નથી
હું શનિને ધક્કો મારી કુંડળીની બહાર હડસેલી શકતો નથી.
શંકા-કુશંકાના વાદળોથી ઘેરાયેલો હું હતાશ થાઉં છું
પણ પછી
કુંડળી સાથે ભૂત, વર્તમાન, ભવિષ્ય, ગ્રહો અને
મારી સઘળી ચિંતા, વ્યથા, શંકા-કુશંકાનું પિલ્લુ કરી
વિઠોબાના ચરણોમાં મૂકી
તેની કૃપાદૃષ્ટિની પ્રાર્થના કરી
નચિંત અને હળવો થઇ-
-ઘરભણી પાછો વળું છું.

### ચાલી ગયેલો

તે આવ્યો
સામેના ટેબલ પર બેઠો
કૉફી પીધી અને ઊઠયો.
આજુબાજુ જોયા વિના અને કશું બોલ્યા વિના ચાલ્યો ગયો.
કૉફીનો ઘૂંટ
મારા ગળામાં ડૂમો થઇને અટકી ગયો.
તે એક સમયનો
મારો લંગોટિયો દોસ્ત હતો !

▫

## ❑ મુકેશ જોશી

કોઈ વાર એવું પણ થાય
આપણને સિતારાઓ શોધતા હોઈએ ને
મસ્તી ને મસ્તીમાં ચાંદ જડી જાય....

આપણે વખોડીએ ઝાકળનાં ટીપાં પર
સૂરજનાં કિરણોના ભૂસકાં
આપણે અત્તરની શીશીને ખોલીએ ને
ફૂલોના નીકળે ડૂસકાં
આપણી ખુશ્બુની વાહવાહ કરવામાં
ફૂલોને ચોપડે ગુના નોંધાય...

કોઈ વાર આપણે ખુદના આકાશમાં
પિત્તળનો સૂરજ લટકાવીએ
આપણી જ રોશની ઓછી થઈ જાય
એમ ઠેરઠેર અંધારું વાવીએ
આપણી અંદર જે ઈશ્વરને ખૂબ ગમે
એ જ ભાગ કોઈ દિવસ ચોરી થઈ જાય

કોઈ વાર આપણી હથેળી જ આપણી
હોય નહીં તે રીતે વર્તે
એક વાર કોઈના હાથમાં મુકાય
પછી જીવે એ બીજાની શર્તે
આપણે જ આપણી અંદરથી ગુમ
અને આપણામાં ટોળાના ટોળા દેખાય
કોઈ વાર એવું પણ થાય

❑

**જીવવું અમથું અમથું ▫ લાલજી કાનપરિયા**

આ જર્જર જૂની વાત પુરાણી, જીવવું અમથું અમથું
છે સૌને સૌના અંજળપાણી, જીવવું અમથું અમથું.

કો' દરિયો દેખી રાજીરાજી, કો' મૃગજળમાં મ્હાલે
માંડ કરીને મુકાવો ત્યાં વળગણ બીજું ઝાલે !

આ જુગજુગ જૂની રામકહાણી, જીવવું અમથું અમથું
આ જર્જર જૂની વાત પુરાણી, જીવવું અમથું અમથું

આ ગામ વિનાનું ગામતરું ને ચરણ વિના વિચરવું
આ લખચોરાસી ફેરા વચ્ચે ફરીફરી અવતરવું.

છે ઇચ્છાઓ અધવચ અટવાણી, જીવવું અમથું અમથું
આ જર્જર જૂની વાત પુરાણી, જીવવું અમથું અમથું

આ ઝાકળ જેવી લૈ ઝંખના સૂરજ સાથે મળવું
આ લાગણીઓની ગઠરી બાંધી અંદરઅંદર બળવું.

લ્યો, પંડિતજીએ વાત પ્રમાણી, જીવવું અમથુંઅમથું
આ જર્જર જૂની વાત પુરાણી, જીવવું અમથુંઅમથું.

▫

**▫ રમેશ પટેલ**

સ્વપ્નમાં વરસાદ વરસ્યો
સવારે જાગીને જોઉં તો-
પથારીમાં
લીલુંછમ ઘાસ !

▫

## ❑ કેદારનાથ અગ્રવાલ ❑ અભિજિત કશ્યપ

(૧)

દિવસ છે
　　કોઈક બીજાનો
　　સોનાનું હરણ
મારો છે
ભેંસની ચામડીનો
મરેલો દિવસ
આમ જ કહે છે
　　વૃદ્ધ રામદહિન :
　　આમ જ કહે છે
એની ઘરવાળી :
જયારથી
　　ચાલ્યો ગયો છે
　　એમનો લાડલો

(૨)

બળી રહ્યું છે
　　જુવાન થઈને ગુલાબ
ખોલીને હોઠ
　　જાણે આગ
ગાઈ રહી છે ફાગ

❑

## ❑ પ્રીતમ લખલાણી

ફળિયે
બાહુ ફેલાવીને
બથ ભરવા
ઊભેલ વૃક્ષને.
જો
ચરણ ફૂટે તો !
નક્કી
તે
મોજડીને બદલે
ઝાંઝર પહેરે !

❑

## બાવનની બહાર □ સરૂપ ધ્રુવ

(૧૯મી જૂને બાવનમું પૂરું કરી, ત્રેપનમાં વર્ષમાં પ્રવેશ કર્યો તેના માનમાં)

છોને પળિયાં પાકિયાં
છોને વનમાં પ્રવેશ
રાચે થનગન માંહ્યલો
સદાય બાળેવેશ
ભાષા, વેશ ને કેશ તો બદલાવ્યે બદલાય
પણ ડરતું ડરતું કોક કહે : બદલ્યે બગડી જાય !
(પણ આપણું તો તમે જાણો છો ને ?!...)
જેવી ઊઘડી આંખ તો મોતીભીંજ્યો ચોક
આજે વાળી ગાંઠ એકે કાલ ગઇ... તે ફોક
એમ નથી કે આજ લગ્ગ
કહ્યું - લહ્યું તે ફોક
પણ આજે ઊગ્યું મન વિશે
હવે જાણવું લોક
પંથ ચાતર્યા, વાટ વછૂટી, ડાબે મેલી ભોમ
છેટા મેલ્યા છાંયડા, માથે ધખતા ધોમ
કવિતા-કેડી સંચર્યાં એકલપંથી નાર
પોંખાયા પ્હેલાંક તો પછી તગેડયાં બ્હાર
એકલ કલમે બહુ દીઠા જગત તમાશા રોજ
શું કરિયેં તો જીતિયેં, ચાલી એવી ખોજ

એકલ લડવા નીસર્યાં
તો લખ્યે શિખ્યે લાચાર
જગની સાથે ઝૂઝિયાં
તેદિ' અક્ષર થ્યા હથિયાર
હાથે એ હથિયાર લઇ, થઇ ભેરુની સાથ
હમકદમ નીકળી પડયાં, જગને ભરવા બાથ
શબ્દ લીધા'તા મ્યાનમાં
ને બખ્તર પ્હેર્યાં ગીત
રંગ કસુંબલ નીતરે
(એવી) રણમોઝારી પ્રીત.

અસલ જંગમાં ઊતર્યાં, ને લડતાં જોયાં લોક
જણજણ બોલે જોરૂકાં ને મરતાંયે તે કોક
ટપારિયા, ટહૌકા દીધા, ગુણીજન થોકેથોક
મારગ ચિંધી વહી ગયા, (હવે) ઝળહળ આખો ચોક
લાધ્યો'તો જે લોકથી
અડધી સદી અજવાશ
પાછો વાળું પ્રેમથી
એ જ એક છે આશ
ઈચ્છા નામે દેડકી, કુંવરી થઇ ફુલાય
દેશું એને વનવટો, છોને એ અકળાય
જનપ્રવેશ કરવા સમે
આંખફરક ને ટોક ?
હડી કાઢતું મન કહે :
'રોક સકે તો રોક !'
ઓ જાતું... ઓ જાય છે... બાવન બ્હારને દેશ
ત્રેપ્પનમે તાક્યું હવે સઘળા બાળું વેશ

❑

## ❑ અબ્દુલ ગફાર કાઝી

કેટલાંક વર્ષોથી
ખોવાઈ ગયું છે
તારું સ્મિત,
મારાં આંસુના પાદરમાં...

❑

## અસર ❑ પરાગ એમ. ત્રિવેદી

સ્થળની
આટલી બધી અસર થતી હશે ?
દ્વારિકામાં...
રાત્રે...

નાનકડી નાળિયેરીનું
પાન
પડછાયામાં
લાગે છે
મો
ર
પિ
ચ્છ !

## તે દિવસો ▢ પ્રાણજીવન મહેતા

વાળુ કરી વેળ મળતાં
માએ હેત કરી પડખે બેસાડયો.
ત્યાં બાપુ બરાડયા.
: ગણેશ માફક શું બેઠો, ગધેડા,
લે પાટીપેન ને માંડ ઘરલેશન ઘસડવા :

માએ માથે હાથ ફેરવી
પાટીમાં લેશન કરાવતી ગઈ.
આંકપાડા માંડ કરી પૂરા થયા.
ત્યાં સુંદરલેખન શરૂ થયું.
આંખોમાં અધમણ ઊંઘ ભરાઈ બેઠી.
ઝોલાં જોખતાં અક્ષર વાંકાચૂંકા ચાલે.
માંડ પૂરું થયું ને માથું પાટી પર.
મા પથારીમાં મને પાથરી ગોદડી ઓઢાડી.

સવારે અરધી ઊંઘ ભરેલી આંખે
પાટી જોઉં તો અક્ષરો ઉપર
હનુમાજીના તેલ લપેડા નકરા ભાળું.
માથામાં નાખેલું થોડું તેલ
રાતે અક્ષરો ગટગટાવી ગયેલા.
ઝાંખુંપાંખું કંઈ દેખાયું
તે પછી દોટ મૂકી નિશાળ મેર.

આજ તો હરખનો દહાડો.
ઘરલેશન પૂરું પાટીમાં પુરાયેલ.
વારો આવતાં માસ્તર કને પાટી ધરી.
માસ્તર ઘડીવેળ મને ટીકી રહ્યા.
પછી પાટીમાં ડોક પરોવી.
હાથમાં પાટી લઈ કંઈક ઘસડી કાઢયું પાટી માંહે.
છણકો કરતાં પાટી મારા હાથમાં પધરાવી.

પાટીમાં ડોકિયું કરી જોયું
તો કંઈ જ ઊકલે નહીં.

એવું તે શું વણઉકેલ તેવું માસ્તરે
પાટીમાં ઘસડી મેલ્યું હશે ?
હું મૂંઝાયો. ગયો પાછો માસ્તર કને
થોડી હામ ભેળી કરી.
પૂછયું : સાહેબ, આ ઊકલે નહીં મને તો.
માસ્તર તાડુકયા.

તાડુકવું વાતવાતમાં એ એમની નેમ.
વણતાડુકયે એમનું તાળવું ખૂલે નહીં કેમેય
એની સહુ ભેરુને જાણ.
સહુ ટેવાયેલા એમના તાડુકવાથી
એટલે કોઈની ઉપર એની ઝાઝી અસર થાય નહીં.

હું તો પાછો ત્યાં જ ઊભો રહ્યો.
એટલે માસ્તર પ્રાર્થનાના શ્લોક
બોલતા હોય તેમ ઊંચે સાદે બોલ્યા.
: જા, પણે બેસ.
પહેલાં વાંચતાં શીખ જરી.
પછી મારા અક્ષર ઉકેલનો પ્રશ્ન કર મને :

હું પાછો મૂંઝાયો.
મને મનમાં થયું
પહેલાં અક્ષરવાચન કે પહેલાં અક્ષરઉકેલ ?
માથું ખંજવાળતો
ધૂળમાં અક્ષર માંડતો છેકતો
બેસી રહ્યો પટમાં.

□

**હાસ્યહીન □ એરિક ફ્રીડ □ સુ. દ.**

છોકરાઓ મજાકમાં દેડકાઓ પર પથ્થર ફેંકે છે

દેડકાઓ પૂર્ણગંભીરતાથી મરણ પામે છે

□

# મરાઠી કવિતાનો આગવો અવાજ ☐ ઇન્દિરા સંત ☐ જયા મહેતા

'મારો સ્પષ્ટ મત છે કે સમાજના બંધારણમાં ઈંટ-પથ્થર ઊંચકવાનું કામ કવિતાનું નથી. સમાજને ઘડતાં મૂલ્યો કવિતાથી નિરાળાં છે. કવિતા એ સમાજનું લક્ષણ છે, અનુમાન નહીં.' - ઇન્દિરા સંત.

ઇન્દિરા સંત (૪-૬-૧૯૧૪ - ૧૩-૭-૨૦૦૦) મરાઠી કવિતાનો એક આગવો અવાજ છે. નાનપણથી જ એ કવિતા કરતાં. એમના ઘરનું સાહિત્યિક વાતાવરણ એમની સંવેદનશીલતા અને કાવ્યકલાને પોષક ઠર્યું. ઇ.સ. ૧૯૪૦માં એમનો પહેલો કાવ્યસંગ્રહ 'સહવાસ' (સંતદંપતીનો સંયુક્ત કાવ્યસંગ્રહ) પ્રગટ થયો. એ પહેલાંથી આરંભાયેલી એમની કવિતા રચનાની પ્રવૃત્તિ ઇ.સ. ૧૮૮૯માં એમનો 'ચિત્કળા' કાવ્યસંગ્રહ પ્રગટ થયો ત્યાં સુધી એકધારી ચાલુ રહી. ઇ.સ. ૧૯૮૧ સુધીની એમની સમસ્ત કવિતાનો સંચય 'મૃણ્મયી' (સન ૧૯૮૧) પ્રગટ થયો. એમના દશેક કાવ્યસંગ્રહો. એ ઉપરાંત એમણે એક વાર્તાસંગ્રહ 'ચૈતુ' (સન ૧૯૫૭) આપ્યો તેમ જ આત્મકથનાત્મક લેખનનું પુસ્તક 'મૃદગંધ' (સન ૧૯૮૬) આપ્યું પણ એમનો પિંડ તો કવિનો જ.

ઇન્દિરાની આરંભની કવિતામાં અભિવ્યક્તિની નજાકત હતી પણ સૂક્ષ્મતા નહોતી. સ્ત્રીગીતોનોય પ્રભાવ હતો; પણ તેઓ એને જ વળગી રહ્યાં નહીં. એમણે એનું એ જ ઘૂંટયા કર્યું નહીં. એમની પછીની કવિતા ઘણી પરિપક્વ છે. તેમાં અનુભૂતિની સૂક્ષ્મતા છે. અભિવ્યક્તિની કલા છે.

એમની કવિતા આત્મલક્ષી છે. આરંભથી છેવટ સુધી એ આત્મલક્ષી કવિતા જ લખતાં રહ્યાં, એ સજાગપણે પ્રયોગશીલ પણ રહ્યાં નથી. આમ છતાં એમની કવિતા કુંઠિત થઈ નથી તેમ જ પોતાના પુરોગામી અને સમકાલીન ખ્યાતનામ કવિઓની વચ્ચેય એમણે પોતાનો આગવો સૂર દાયકાઓ સુધી જાળવ્યો છે. એમણે હંમેશાં સહજ અનુભૂતિથી જ લખ્યું છે. એ કહે છે :

'અનુભવોમાંથી પસાર થતાં કેટલીક વિશિષ્ટ અનુભૂતિઓ મનને પ્રતીત થાય છે. એ.... મનની એક વિશિષ્ટ અવસ્થામાં યોગ્ય કલ્પનો દ્વારા સાકાર થતી હશે...

સભાનપણે કવિતા લખાતી હોય ત્યારે એટલે કે અનુભૂતિ શબ્દબદ્ધ કરતી વખતે નિર્લેપપણે, બાહ્ય અનુભૂતિ વીસરીને, મનના બીજા ભાવભાવના વિચારોને દૂર કરીને, તે અનુભૂતિને વળગી રહે એટલે તે અનુભૂતિ વિશુદ્ધ સ્વરૂપમાં કલ્પનો દ્વારા પ્રગટ થાય. શુદ્ધ કવિતા તે આ જ. મને લાગે છે કે કવિતામાં આત્મનિષ્ઠા તે આ જ. અનુભૂતિનું આ વિશુદ્ધ સ્વરૂપ જ કલ્પનમાં જીવંતપણું આણે છે અને શબ્દને સામર્થ્ય આપે છે. આમ હોવા માટે મન 'પ્રિમિટિવ' હોવું જોઈએ - એટલે કે મન સંસ્કારાતીત રહેવું જોઈએ.'

'સહવાસ' સંતદંપતીનો સંયુક્ત કાવ્યસંગ્રહ પણ જીવનમાં એમનો સહવાસ ઝાઝો ટક્યો નહીં. સંત ૧૯૪૬માં જ સંતનું અવસાન થયું. એ પછીનો લાંબો જીવનપ્રવાસ એમણે એકલાં જ ખેડ્યો. આની છાયા એમની કવિતામાં વર્તાય છે. વ્યથા અને વેદના

જાણે એમની કવિતાનો સ્થાયી ભાવ છે. લાગણીવેડામાં સરી ગયાં વગર એ સચોટપણે ને માર્મિકતાથી અભિવ્યક્તિ સિદ્ધ કરે છે. કવિતાના સનાતન વિષય પ્રેમ અને પ્રકૃતિનાં કાવ્યો પણ એમણે લખ્યાં છે. એમની નિજી કલ્પનસૃષ્ટિ છે ને તેમાં પણ પ્રકૃતિ રમતી રહી છે. સ્ત્રીસહજ કલ્પનો એમનું આગવાપણું છે.

ચાર ચાર દાયકા સુધી પોતાનો આગવો અવાજ અને આત્મકેન્દ્રી થયા વગર આત્મનિષ્ઠા જાળવી શકનાર ઇન્દિરા સંતની કવિતાના પોતાની પરના પ્રભાવ વિશે લબ્ધપ્રતિષ્ઠ કવિ મંગેશ પાડગાંવકરનો આ એકરાર મનનીય છે :

"…. આત્મનિષ્ઠાની બાબતમાં કોઇ તડજોડ કર્યા વગર વિકાસશીલ રહેવાનું ભાગ્ય કવચિત જ કોઇના ભાગે આવે છે. બજારુ કીર્તિના મોહમાં પડીને જયારે જયારે મારા પગ ડગમગ્યા છે ત્યારે ત્યારે ઇન્દિરાબાઇની કવિતાએ મને બળ આપ્યું છે, આંતરિક આધાર આપ્યો છે."

ઇન્દિરાની કવિતાની ઉક્ત સર્વ લાક્ષણિકતાઓ આ બે કૃતિઓમાં પણ પ્રતીત થાય છે :

## ડુંગરધારે

એક ક્ષણની ડુંગરધારે, સામે,
દૂર સુધી, ઊંડે નીચે વાંકું વળતું આકાશ.
આગળ પગ પાસે, ઉપર આવી રહેલા ગાઢ ધુમ્મસના ઊભરા
બાજુમાં …. કેવળ અવકાશ
અને પાછળ -
પાછળથી ડાબા ખભા પર તારા હાથનો સ્પર્શ
આભાસ છે કે ખરેખરો તું જ છે ?
સોબત છે કે સાથી છે ?
ક્ષણેક્ષણે કેટલો મોટો ભય
અને કેટલો નિશ્ચિત વિશ્વાસ !

## મિત્રો-સખીઓ મળે છે ત્યારે…

મિત્રો-સખીઓ મળે છે ત્યારે
પારિજાત ફૂલ ઝરે, તેમ ઝરે છે
સંસારની ગુજગોષ્ઠીઓ… સુખની, દુઃખની
ગૌરવની, ત્યાગની, તેના અને મારા પણ…
બધાં ચાલ્યાં જાય છે અને ખાલી ખાલી
થયેલું પારિજાત એકદમ સ્તબ્ધ ઊભું હોય છે
બાકી રહેલી મનગોષ્ઠીઓની સભાનતાથી
એ શબ્દોમાં ઊતરતી નથી આંસુમાં ઓગળતી નથી

એ હોય છે કાળજા પરના ડામ જેવી... એણે જ સહેલા
હવે હોય છે ફક્ત વ્રણ

પણ આમ ફૂલો ઝરી જાય એટલે તેમનો
કડવો ઝેર રસ ડાળીએ ડાળીએ અનુભવાય છે
અને પારિજાત એકદમ સ્તબ્ધ થઈ જાય છે

❑

## ડિપ્રેશન ❑ હિતેન આનંદપરા

રક્તિમ દીવાલો પર
વિલીન થયેલી આંગળાની છાપ
પંખાનો અણીદાર પડછાયો
તીવ્ર વેગે વીંઝાય મારા દેહની આરપાર
ઉજાસ ઓસરતો ઓસરતો ક્ષીણ થાય
અંધકાર ફરી વળે આદિમ પ્રબળતાથી
આખાયે ઓરડામાં

સમગ્ર અસ્તિત્વ પર સૂનકાર
છોભીલી પડેલી ઇચ્છાઓનું આક્રંદ
પડઘાય સૂનમૂન આકાશમાં
બટકવાની અણી પર ડાળી-
પવનના ધક્કાની રાહ જોતી સ્થિર
ભીડ ભરેલા આકાશથી ખરી પડતો તારો
સળગતો સળગતો
સીધો મારી આંખમાં ખૂંપી જાય
પ્રકાશપૂંજમાં સળગી ઊઠતી કીકીઓ
વ્હાલસોયા દશ્યોની પૂંજીને અગ્નિદાહ આપે
નિરંકુશ અંધકારનો બોજ
દેહને કાળો ભમ્મર બનાવે
ને સમીકરણ માંડે
દેહ
અંધકાર
એકાકાર

❑

કવિતા : યાત્રા - આંતરપ્રદેશની
તંત્રી : સુરેશ દલાલ
વર્ષ : ૩૩ અંક : ૬ ઑગસ્ટ-સપ્ટે.-૨૦૦૦
સળંગ અંક : ૧૯૮
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ



# કવિતા



**ખાસ સૂચના : કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહીં. અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.**

**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેના પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

***લવાજમ : દેશમાં ૧૦૦/- રૂપિયા, પરદેશમાં સીમેલ રૂા. ૧૯૦/-, ઍરમેલ રૂા. ૩૨૦/-, આ અંકના રૂપિયા ૨૦/-.***

બહાર ગામનું લવાજમ "SAURASHTRA TRUST"ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટ મોકલવા વિનંતી.

**પત્રવ્યવહારનું સરનામું :** સર્ક્યુલેશન મૅનેજર, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ ઑફિસ નં. ૬૨, મુંબઈ-૧.T.P. 2870831, FAX NO. 022-2874097

**મુદ્રક અને પ્રકાશક :** સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ કાર્યાલય, જન્મભૂમિ માર્ગ, કોટ, મુંબઈ-૧.

**મુદ્રણ સ્થળ :** મે. પ્રીન્ટેજ પ્રા. લિ. સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુંબઈ-૪૦૦ ૦૧૩.




**HILDE DOMIN**
(German poet)

# દસ કવિઓ - એક મનોમુદ્રા □ સુ.દ.

આ વર્ષે 'કવિતા' દિવાળી ઊજવે છે દસ કવિઓનાં કાવ્યોથી. આ પહેલાં પણ દિવાળી અંકોમાં સામાન્ય રીતે પાંચેક કવિઓ રહેતા અને ગુજરાતી કવિઓની સાથે એકાદ પરદેશી કવિની પણ કવિતાઓ રહેતી. આ રીતે કવિઓનાં એકીસાથે કાવ્યો મૂકવાનો હેતુ એ જ રહ્યો કે એકસાથે કવિની અનેક રચનાઓ ભાવક વાંચે તો ભાવકને પણ કવિની કલમની ગતિનો આછો-અમથો પણ ગ્રાફ મળી રહે. એવું નથી કે હંમેશા પ્રસિદ્ધ કવિઓની જ રચના છાપી છે. અલ્પપ્રસિદ્ધ કે લગભગ અપ્રસિદ્ધ - એવા કવિઓની કવિતા પણ દિવાળી અંકમાં છપાઇ છે. અહીં ગ્રંથસ્થ ગુજરાતી કવિઓ ત્રણ જ છે. બાકીના કવિઓ ગ્રંથસ્થ થયા નથી.

આ વખતે દસ કવિઓની કવિતા છે. એમાં એક દીર્ઘકાવ્ય પણ છે. ગુજરાતના કવિઓ સાથે નોબેલ પારિતોષિક વિજેતા વીસવાવા શીમબૉર્સ્કાનાં કાવ્યો પણ છે.

ચિનુ મોદી આપણા પ્રસિદ્ધ શાયર છે. માત્ર ગઝલ પૂરતા મર્યાદિત નથી. એમની કલમમાંથી ગીત પણ મળ્યાં છે અને સૉનેટ પણ. અછાંદસમાં પણ એમની ગતિ છે અને ગુજરાતી ભાષામાં ગણ્યાંગાંઠયાં દીર્ઘકાવ્યો છે એમાં એમનું 'બાહુક' વિશિષ્ટ કાવ્ય છે એમ હું સમજું છું. આજનો કવિ ખંડકાવ્ય લખે તો કેવું લખે એના આદર્શ જેવું 'બાહુક' મારું પ્રિય કાવ્ય છે. 'બાહુક'ની સફળતાનો બધો જ આધાર એમણે કાવ્યના પ્રારંભમાં નળ-દમયંતીના જીવનની જે પળ પસંદ કરી છે એના પર રહ્યો છે. કલાકાર તરીકે એમણે આ કાવ્યને અંત સુધી નિભાવી જાણ્યું છે અને ગદ્યની વચ્ચોવચ અક્ષરમેળ અને માત્રામેળ છંદોના પ્રયોગો કર્યા છે તે પણ ધ્યાન ખેંચે એવા છે. 'કવિતા'નું સદ્‌ભાગ્ય છે કે આપણને અહીં એક એવા શાયરની ગઝલો મળી જે ગઝલો આપણને પ્રતીતિ કરાવે છે કે ગઝલ 'ઇર્શાદ'ની ગળથૂથીમાં છે.

સુરેન ઠાકર 'મેહુલ'નાં કાવ્યો પણ અહીં સામિલ છે. મેહુલનાં કાવ્યને પોતાનો રંગ છે. એ રંગ સવિશેષ ગેરુઓ છે. જાણે કે પોતાનાં સ્વજન હોય એ રીતે મેહુલે ભજન સાથેનો નાતો બાંધ્યો છે. અલખના ઓટલે બેસીને લખતા હોય એવું પણ ક્યારેક લાગે. આ કવિને ગીત-ગઝલ સહજ છે. આપણી કમનસીબી એ છે કે લોકો મેહુલને સંચાલક તરીકે જેટલા ઓળખે છે એટલા સર્જક તરીકે ઓળખતા નથી. લોકસાહિત્યનું એમનું જ્ઞાન પોથીપંડિતનું નથી. એ જે કંઇ લખે છે તે કોઠાસૂઝથી લખે છે.

મધુમતી મહેતા ગીત અને ગઝલ બંને લખે છે. એમની કવિતાનો શબ્દ, શબ્દમાંથી પ્રગટતો નથી પણ મૌનમાંથી પ્રગટયો હોય એનો અણસારો આપે છે. વ્યવસાયે ડૉક્ટર છે. આમ તો એમનો સંબંધ વ્યવસાય પૂરતો દર્દીના શારીરિક દર્દ સાથે. પણ શરીરની ભીતર આપણો જીવ વસ્યો છે એ જીવની વાત અને જીવતરની વાત મધુમતી મહેતા પોતાની રીતે કરે છે. કવિતાની મજા એ છે કે વિષય ગમે તે હોય પણ વ્યક્તિની અભિવ્યક્તિ મૌલિક હોવી જોઇએ. અભિવ્યક્તિની મૌલિકતાનો સ્પર્શ અહીં જોઇ શકાય છે. પ્રત્યેક કવિ પ્રારંભમાં કોઇની અસર તળે આવ્યા વિના રહે નહીં. પણ કવિતાનો મૌલિક અવાજ ત્યારે જ પ્રગટે જ્યારે માણસ પોતાની રીતે લખે. મધુમતી મહેતા કોઇના ખડિયામાં નહીં પણ ખુદના ખડિયામાં કલમ બોળીને લખે છે.

તુષાર શુક્લ સંચાલક તરીકે સવિશેષ જાણીતા છે. એમનું સંચાલન પણ કાવ્યાનુભવ આપે એવું હોય છે. તુષાર કેવળ ગીતો લખે છે. કલમથી નહીં પણ કાનથી લખે છે. કાનથી લખાયેલી કવિતા આંખથી સાંભળવાની હોય છે. તાળીઓના પૂરમાં તણાયા વિના કવિતાને સ્વસ્થતાથી અને સજ્જતાથી કઈ રીતે રજૂ કરવી એની કળા એમને હોઠગત છે. ઊલટથી જે આવે છે એને શબ્દસ્થ કરવામાં એમની હૈયાઉકલત કેવી છે, એનો ખ્યાલ પણ એમની કવિતા પરથી આવ્યા વિના નહીં રહે. લજામણીના છોડ જેવી લાગણીને ગીતનાં ફૂલ કેવા ફૂટે છે એનો તો અહીં અદશ્ય સુગંધ પરથી પણ અવશ્ય ખ્યાલ આવશે. તુષાર શુક્લની કવિતા કદાચ પહેલીવાર જ અહીં છપાય છે.

સંદીપ ભાટિયાની કવિતા આ પહેલાં અનેક સામયિકોમાં છપાઈ ચૂકી છે. વિવેચકોનું ધ્યાન સામાન્ય રીતે નવાં નવાં નામ પર પડતું નથી. નવા કવિઓ પ્રત્યે એક પ્રકારની ઉદાસીનતાથી વર્તાય છે. સંદીપ ભાટિયાની કવિતા વાંચવા જેવી છે અને મનભરીને માણ્યા પછી એના વિશે વાત કરવા જેવી પણ છે. વર્ષોથી લખે છતાં પણ પોતાનું નવાનક્કોરપણું જાળવી રાખે એવા એક નહીં પણ એકથી વિશેષ કવિઓ છે. આ કવિની વિશિષ્ટતા એમના વિષયમાં, એમની અભિવ્યક્તિમાં અને ક્યારેક ચીલાચાલુ પ્રાસથી છૂટીને *unsuspected corner* માંથી આવતા પ્રાસમાં છે. ગીત, ગઝલ, મુક્તકના પ્રયાગ પર રહીને એમનો વિશેષ તો ગીતમાં જ પ્રગટ થાય છે.

સંજય પંડ્યા સાવ નવું નામ પણ નથી અને જૂનું નામ પણ નથી. નવા-જૂનાના ભેદ તો આપણે અમુક તબક્કાને સમયના હાંસિયામાં મૂકવા માટે પાડ્યા હોય છે. માત્ર આ જ કવિ નહીં પણ દેશના અને પરદેશના એવા કેટલાયે કલાકારો છે - પછી એ કવિતા હોય કે નવલિકા, નવલકથા કે નિબંધ હોય - એમની સર્જનપ્રવૃત્તિનું મૂળ એમની નોસ્ટેલજિક મેમરીમાં હોય છે. આ તળપદાપણું પણ આવી કોઈ સ્મૃતિની કુંજગલીમાંથી પ્રાપ્ત થાય છે. સંજય પંડ્યાનાં ગીત, ગઝલ ને અછાંદસમાં ઝાઝે ભાગે સ્મૃતિની નોળવેલનો શક્તિદાયક અને સ્ફૂર્તિદાયક સ્પર્શ છે.

સૌમ્ય જોશી એ માત્ર આજનો નહીં આવતી કાલનો પણ સશક્ત અવાજ છે. ગઝલ લખે છે પણ ગઝલ પૂરતા સીમિત નથી. અનુભવનું વિશ્વ જેમ જેમ પડકાર ઊભા કરે તેમ તેમ એ અનુભવને વ્યક્ત કરવા માટે એ ગઝલ અને ગીતની બહાર પણ નીકળી શકે છે. સૌમ્યના અનુભવનું વિશ્વ પણ સાંકડું નથી. અંગ્રેજી સાહિત્યના પ્રાધ્યાપક છે. નાટક લખે છે. નાટક અને કવિતા અંતે તો વાણીના મંદિર તરીકે ઓળખાય છે. જાણવા મળ્યું છે એ અભિનય પણ કરે છે. રંગમંચ સાથે સંકળાયેલો જીવ હોય એની પાસે બોલાતી ભાષાનો લય પણ મદદે આવ્યા વિના રહે નહીં. ગીતોમાં તળપદાપણું આપણી કવિતામાં સહજ ઊતરતું આવ્યું છે પણ ગદ્યકાવ્યમાં તળપદાપણાનો નિજી અંશ-વંશ સૌમ્યની કવિતામાં જોવા મળે છે. આ કવિની કાવ્યગઠરિયા એટલી સમૃદ્ધ છે કે ખોલીખોલીને જણસ બતાવવાની ઈચ્છા જતી કરીને વિરમું છું.

મધુસૂદન પટેલ - એ પણ કંઈક અંશે અજાણ્યું નામ કહી શકાય. ઉદયન ઠક્કરે એક ગઝલમાં એવી ચિંતા વ્યક્ત કરી હતી કે શું આપણા કવિ પાસે ગીત અને ગઝલ સિવાય બીજા કોઈ વસ્ત્રની જોડી નથી ? એમના આ પ્રશ્નને સંમતિનું સ્મિત જ આપવું પડે. સૉનેટ હવે લગભગ ભાષાવટો ભોગવે છે. મધુસુદન પટેલનાં ગીત-ગઝલમાં જુવાન કવિની કથા-વ્યથા, આનંદ-શોક અને ક્યાંક આજના યુવાન-યુવતીઓનો ઝોક કયા પ્રકારની ભૌતિકતા તરફ છે એનો પણ સંકેત કરે છે. ક્યારેક એવા પણ શબ્દ વાપરી લે છે જે સામાન્ય રીતે આપણે રોજમાં બોલચાલની ભાષામાં બોલતા હોઈએ.

પન્ના નાયક પ્રસિદ્ધ કવયિત્રી છે. અહીં એમનું મહત્ત્વાકાંક્ષી દીર્ઘ કાવ્ય છે. પન્નાના 'પ' અને મીરાંના 'મ'ની વચ્ચે આમ તો બહુ છેટું નથી અને છતાં પણ આજની સ્ત્રીને મીરાં થવાના કોડ જાગે તો એ કેટલી અને કેવી વિચિત્ર અવસ્થા છે એની કરુણતાને આજના સંદર્ભમાં નિરૂપી શકી છે. Divided *Loyalty* ના આ જમાનામાં ખુદ મીરાં આવી હોત તો મીરાં, મીરાં થઈ શકી હોત ? ક્રોસ રોડ પર ઊભેલી આજની સ્ત્રી અને ક્રોસવર્ડ જેવી જિંદગીમાં મીરાં થવું માત્ર મુશ્કેલ નથી લગભગ અશક્ય છે. પન્ના એન સેક્સટનની જેમ કન્ફેશનલ પોએટ્રી લખે છે. (આમ તો મીરાંની સમગ્ર કવિતા કન્ફેશનલ જ

છેને) મીરાંની ને આજની કવયિત્રીઓની આવી કવિતામાં આસમાન જમીન જેટલો ફરક છે. મીરાંનો એકરાર સમર્પણના કેન્દ્રમાંથી જન્મ્યો છે. આજની કન્ફેશનલ પોએટ્રી સ્વકેન્દ્રમાંથી જન્મી છે. કોઇ પણ ઉત્તમ કૃતિ ઑટોબાયોગ્રાફિકલ હોઇ શકે પણ ઑટોબાયોગ્રાફી ન હોઇ શકે. પન્ના નાયક અને મધુમતી મહેતા ફિલાડેલ્ફિયા અને શિકાગોમાં રહેતી કવયિત્રીઓ છે. પન્ના લાયબ્રેરિયન તરીકે નિવૃત્તિને આરે છે.

Wislawa Szymborska - પોલિશ કવયિત્રી છે. નોબેલ પારિતોષિક વિજેતા છે. દસ કાવ્યોમાં પણ એમનું અપાર વિષય વૈવિધ્ય જોઇ શકાશે. જ્યારે વાણી અવાક થઇ જાય ત્યારે સાંકળનો ખખડાટ માનવજાતના ઇતિહાસની ભાષા બની જાય છે. આ કવયિત્રીમાં સ્વસ્થતા, પરિપક્વતા, સજ્જતા અને સંયમયુક્ત લાઘવ છે. કોઇક અપાર કરુણામાંથી કવિતા પ્રગટી છે એનો ખ્યાલ તો 'મૃતજીવોના પત્રો' કાવ્ય પરથી પણ આવી શકે. બીજા એક કાવ્યમાં કહે છે કે મારાં મૃત પ્રિયજનો ધીરજ ધરજો ઝાંખાં થતાં સ્મરણો માટે. કાળની પણ માફી માગે છે. ઘટના અને દુર્ઘટનાની વચ્ચે વાણી અને વર્તનનો એટલે કે મનુષ્યમાત્રનો જે નકશો છે અને એ નકશાના ચોળાયેલા સળ છે એને એ ઉપસાવી આપે છે.

શીરીન કુડચેડકરે આ કાવ્યોનો અનુવાદ કર્યો છે. અનુવાદક તરીકે એ મેઘાણી કે મકરંદના કૂળનાં નથી. અનુસર્જન નહીં પણ અનુ-વાદ એ જ એમને અભિપ્રેત છે. પૂરેપૂરી ચોકસાઇથી એ શબ્દેશબ્દને જોખીજોખીને મૂકે છે અને કાવ્ય અળપાઇ ન જાય એનું એ ધ્યાન રાખે છે. અંગ્રેજીના આ પ્રાધ્યાપિકાનું આ પહેલાં પણ કૅનેડાના સાત કવિઓનું પુસ્તક 'કવિસપ્તક' પ્રગટ થયું છે અને ફ્લૉર હેરિસનું દીર્ઘકાવ્ય 'આકાશ એક નગણ્ય તંબુ છે' પણ પુસ્તકરૂપે આપણને મળ્યું છે.

* * *

એકાદ-બે અપવાદ સિવાય અહીં બધાં જ કાવ્યો પ્રથમવાર પ્રગટ થાય છે એનો આનંદ અને કવિઓનો તેમજ 'કવિતા'ના ચાહકોનો આભાર અને સાલમુબારક.

હવે પછીનો ૨૦૦મો અંક અત્યાર સુધી પ્રગટ થયેલા ૧થી ૧૯૯ અંકમાંથી પસંદ કરેલી કાવ્યકૃતિઓનો સંચય હશે. દરેક કવિની એક જ કૃતિ એમાં સમાવિષ્ટ થશે. 'કવિતા' દિવાળી અંકથી ૩૪મા વર્ષમાં પ્રવેશે છે. આ ૩૪ વર્ષનું ગુજરાતી કવિતાનું સરવૈયું એટલે 'કવિતા'નો ૨૦૦મો અંક.



# ચિનુ મોદી

પાશેરામાં પ્હેલી પૂણી
આ ભવમાં હું કોનો ઋણી?

ઇચ્છાનું તો એવું છે
કાયમ એ મરચાંની ધૂણી

ધરતી ચીરી આવે બ્હાર;
કૂંપળ ક્યાં પ્હેલેથી કૂણી?

સ્વસ્થ લાગતી ભાષા, પણ;
કવિતાના વળગાડે ધૂણી

મારી જેમ જ અથડાતાં,
ભરી ડોલ, છેવટમાં ઊણી

૧૮-૩-૨૦૦૦

□

રહે કેમ માણસ અભય બે ઘડી?
બધાંને રમાડે, સમય બે ઘડી

અબોલા રહે તો રહે ક્યાં સુધી?
કરે તો કરે હઠ, હૃદય બે ઘડી

ભલે ડાળથી ખેરવે પાંદડાં;
હશે વૃક્ષનો આ વિજય બે ઘડી

ક્વચિત હાથનાં બિંબ, ભોંઠાં પડે;
ટકે તો ટકે, જળવલય, બે ઘડી

નથી કોઈ પંખીનું સામ્રાજ્ય ત્યાં,
ગગનનો હતો એ વિનય બે ઘડી
૨૧-૩-૨૦૦૦

❑

સ્તબ્ધ ઘર છે, સ્તબ્ધ આખું ગામ છે;
તું પવન છે, તે છતાં આરામ છે?

તું અહીં પલળી ગયો કેવી રીતે?
વીજળી, વરસાદ સામે ગામ છે-

જો મને મળવું જ છે તો જાણ કર;
તારી જેમ જ ઈશ્વર! મારે કામ છે

પગ કદી વાળી અમે બેઠા નથી
શબ્દનાં ક્યાં માત્ર ચાર જ ધામ છે?

આપ ક્યાં મૃગજળ ઉમેરો જામમાં?
આપનો 'ઈર્શાદ' ક્યાં ખૈયામ છે?
૨૪-૩-૨૦૦૦

❑

નાવ મોટી હોય કે નાની, સખી
એ તરે, તે કોની બે-ધ્યાની, સખી?

ક્યાં મગર પાણીનો અમને ડર હતો?
છેક ભીતરમાં નદી નાની, સખી

પાંદડું લેખી ન બદલો રંગને,
હું સ્વભાવે છું અભિમાની, સખી

જળ સમજ ને ઝંપલાવી દે તરત;
છેક તળિયે છીપ મસ્તાની, સખી

હું બરફમાંથી ફરી પાણી થયો;
આ હૃદય છે એટલું જ્ઞાની, સખી
૨૮-૩-૨૦૦૦

□

આંખો વચ્ચે ઘરબાયું છે
સપનું છે, પણ સચવાયું છે

ધરતીના જળમાં જોખમ છે;
આકાશે ક્યાં ડુબાયું છે?

એક જ જણની નજર ફરી તો
આ આખું ઘર બદલાયું છે

સુખ વ્યક્તિગત વાત બને છે
દુઃખ સૌ વચ્ચે વહેંચાયું છે

આપ થશો 'ઇર્શાદ' અ-વાચક,
મૃત્યુએ ઘર ખખડાવ્યું છે
૨૯-૩-૨૦૦૦

□

પાંખ વીંઝો એટલું પૂરતું નથી,
કોઇ પંખી પિંજરે ઊડતું નથી

હું તને મળવા ઘણો આતુર છું,
પણ, સમયનું ધન હજી ખૂટતું નથી

હોય સામે તો જ દેખાડી શકે,
કેમ દર્પણ આ વલણ મૂકતું નથી?

બોબડું, બ્હેરું ને પાછું આંધળું;
મન મને, ક્યારેય કૈં પૂછતું નથી

સ્વર્ગ ફાળવશે તને 'ઇર્શાદ' તો
શું થશે ઇશ્વરનું, કૈં સૂઝતું નથી
૪-૫-૨૦૦૦

□

ક્યાં કહું છું કે કશું કરજો તમે?
શૂન્ય મનમાં આવીને વસજો તમે

કેમ રાખ્યાં બંધ બન્ને બારણાં?
મોત કેવો ભેદ છે, સમજો તમે

વાંક મારા ભાગ્યનો કાઢો નહીં
વાંક થોડો નિજનો તારવજો તમે

યાદ આપે દર્દ કાયમનાં મને
જખ્મ જૂનો થાય તો ખણજો તમે

હોય છે 'ઇર્શાદ' પાણી પાણી મન
મન મળે, એને જ તે મળજો તમે
૨-૮-૨૦૦૦ □

જળ વગર માછલી તરફડે પણ ખરી;
એ પછી, તે નદી થૈ રડે પણ ખરી

સ્વપ્ન તૂટી ગયાં પાછલી રાતનાં;
ને કરચ આંખમાંથી જડે પણ ખરી

પાંખ ફેલાવશે શૂન્યતા જે ક્ષણે,
એ ક્ષણે, બંધ બારી, નડે પણ ખરી

લાગણીને તું નબળી ગણી ના શકે
એક ઈશ્વર નવો એ ઘડે પણ ખરી

વાત 'ઈર્શાદ'ની સાવ ખોટી નથી
યાદ છે, લોહીમાં તડતડે પણ ખરી
૫-૫-૨૦૦૦

□

સ્વપ્નમાં સરકી જશો?
જ્યાં નથી ત્યાં ત્યાં હશો

પાછલી છે ખટઘડી
ઓસ થૈને આવશો?

કેમ ખુશબો પાથરી?
પુષ્પને ધમકાવશો?

આ હૃદય અટકી ગયું;
ચાવી ક્યાંથી આપશો?
દેહની વચ્ચે રહે
જીવ ક્યાં સંતાડશો?
૬-૫-૨૦૦૦

□

આંસુ આવે છે ખરું, પણ એ નીચે પડતું નથી;
પાંપણોની બહાર રહેવું એને પરવડતું નથી.

મેં કહ્યું: 'વેરાન રાતોના તને સમ છે'; છતાં
તું કહે છે કે ઉદાસીનું ઝરણ જડતું નથી?

એક મર્યાદા નડે છે ઘર વગરની ભીંતને,
લાખ હું મથતો છતાં ત્યાં બારણું પડતું નથી.

આવવા તો મન કરે, પણ આવવું સ્હેલું નથી;
એક દરિયાનું ગગનમાં જળ, હવે ચડતું નથી.

હું તને ઈર્શાદ ક્યાંથી બાતમી આપી શકું?
પ્રાણનું પંખી છે, ઊડે તોય ફડફડતું નથી.
૧૨-૫-૨૦૦૦

❑

વિવશ મનના વલોપાતો, દિવસ જેવી જ આ રાતો;
ગઝલને આ બધા સાથે હતો 'ઈર્શાદ' શું નાતો?

ઉદાસી ઊંચકી ચાલે પ્રવાસી શ્વાસ આ મારા;
બધા બોજારહિત કેવી હશે અંતિમ મુલાકાતો?

ઘણીય વાર લાગે છે, થતું મારા હૃદયને શું?
હજી શું કામ માગે છે તરોતાજા તું આઘાતો?

જનારા ક્યાં કદી પાછું વળીને આ તરફ જોતા?
અમારે હોય બારેમાસ, બારેમેઘની વાતો

અમારે હોય બારેમાસ, બારેમેઘની વાતો
ગઝલને આ બધા સાથે હતો 'ઈર્શાદ' શું નાતો?
૯-૪-૨૦૦૦

❑

હોય જો આ સ્વપ્ન તો આ સ્વપ્ન ઓગાળો તમે;
આમ આ આકાશમાં બાંધો નહીં માળો તમે

આંસુઓ તો રોજ વરસે છે ઘણાંય કારણે,
થાય મૂશળધાર, એમાં આપશો ફાળો તમે?

આ અવાચક, જડભરત એકાંતનું હું શું કરું?
જીવ લેતી આ બધી જંજાળને ટાળો તમે

એ વીફરશે તો થશે વાઘણથી પણ હિંસક વધુ;
લાગણીને બાપડી લેખીને ના પાળો તમે

કેટલો 'ઈર્શાદ' સદ્ભાગી સ્વજનની બાબતે?
આ તરફના દાટતા ને એ તરફ બાળો તમે
૧૦-૪-૨૦૦૦

□

ખીણ શું કે ટોચ શું, ભેંકાર છે
લોહી જેવું લોહી ઠંડુંગાર છે

સર્વક્ષણ તહેવારમાં પલટ્યા પછી
આપણી વચ્ચે હવે વ્હેવાર છે

અશ્રુ પણ આવ્યાં નહીં ધારી ક્ષણે;
આંખનો પણ ક્યાં હવે સહકાર છે?

આ બગીચો શ્વાસથી સીંચ્યો અમે
એટલે આ પુષ્પ ખુશબોદાર છે

દિલ ઉપર ઈર્શાદ ઊંડા જખ્મ છે
લાગણીની તીણી તીણી ધાર છે
૧-૮-૨૦૦૦

□

સાવ સૂની વાટ છે
ના નદી ના ઘાટ છે

માત્ર ઇચ્છાઓ વધી
કેટલો ઉકળાટ છે!

દેહ વચ્ચોવચ ઝૂલે
ખાટનો કિચૂડાટ છે

સત્ય તારે વેચવું?
જ્યાં અને ત્યાં હાટ છે

છે ગઝલ 'ઇર્શાદ' તો
રાજ છે ને પાટ છે
૨૩-૭-૨૦૦૦

□

પુષ્પ કરમાતાં ગયાં ને કોઇ પણ આવ્યું નહીં
હાથ લજવાતા ગયા ને કોઇપણ આવ્યું નહીં

એમની ઇચ્છા કરી એની સજારૂપે હવે
ન્યાય તોળાતા ગયા ને કોઇપણ આવ્યું નહીં

જી-હજૂરી એ કરે છે, આંખનો અવતાર છે;
સ્વપ્ન વંચાતાં ગયાં ને કોઇ પણ આવ્યું નહીં

કોઇ પણ ચાલ્યું નથી એ વાટ પર ચાલ્યા પછી
રોજ અથડાતા ગયા ને કોઇ પણ આવ્યું નહીં

હોય છે 'ઇર્શાદ' કાયમના દિલાસા એમના
શ્વાસ લેવાતા ગયા ને કોઇ પણ આવ્યું નહીં
૨૮-૭-૨૦૦૦

□

લાપતા પળને હવે શોધું નહીં
હું જનારા કોઈને રોકું નહીં

સૌ સ્મરણ ટોળે વળી રહેંસી રહ્યાં
મન્ હવે પાછું વળી જોતું નહીં

પાંપણોની પાર, પે... લે પાર છે
સ્વપ્નની પાછળ હવે દોડું નહીં

તું ખુલાસા દર વખત માંગ્યા ન કર
સત્યને હું ત્રાજવે જોખું નહીં

ક્યાં કશું 'ઇર્શાદ' તારા હાથમાં?
ચાલી ચાલી ક્યાંય પણ પ્હોંચું નહીં
૫-૭-૨૦૦૦ ❑

જાણકારીનું જગત
તું ફક્ત બસ તું ફક્ત

ભીંત પર ટીંગાડશે;
મોત માટે લે વખત

આંસુ પણ આવી ગયાં
સ્વપ્ન પણ તૂટયાં તરત

જોઈએ છે લાગણી
ને જગત છે જડભરત

સ્વર્ગ શું ને નર્ક શું?
હોત તો નક્કી જડત
૨૧-૭-૨૦૦૦ ❑

જીવવું કેવી મુસીબત હોય છે!
શ્વાસને ક્યાં સ્હેજ ફુરસદ હોય છે?

તું મને જોયા ન કર આવી રીતે
આંખમાં રમતીલી નાગણ હોય છે

કાલની વાતો બધી ભૂલી જઉં
આજ એવી ક્યારે ઘરખમ હોય છે?

માત્ર પડછાયો પડે ને તૂટતી
ભીંત છે, એ ક્યારે નક્કર હોય છે?

હું હવે ઈર્શાદ જીવું શી રીતે?
સર્વ આ સંબંધમાં છળ હોય છે
૨૦-૭-૨૦૦૦ □

એની તરસનો ક્યાં તને અંદાજ છે?
એ ઝાંઝવાં, પાણી ગણી પી જાય છે

મારો નથી એ એકલાનો એટલે,
મારા હૃદયમાં ક્યાં ખુદાનું સ્થાન છે?

જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં ઉદાસી હોય છે;
લો, આપણા ઘરનો ઘણો વિસ્તાર છે.

તારા નગરમાં ચાર પગલાં પાડતાં
આ શ્વાસમાં તો પીળો પીળો થાક છે

ઈર્શાદ તારી નાવને હંકાર ના,
ચોથી દિશાનું ક્યાં તને કૈં ભાન છે?
૧૦-૭-૨૦૦૦ □

પગલાં સૂંઘી ચાલ્યા કર,
આંખ મીંચીને જાગ્યા કર

આ અવસર તો તારો છે
જળને તોય વલોવ્યા કર?

ક્ષણના સિક્કા પડી ગયા
ગજવાં શું ફંફોસ્યા કર?

અહીંથી સૌ પ્હોંચે છે ત્યાં
ખાલી નભમાં તાક્યા કર

જાણ્યાનાં છો ઝેર રહ્યાં
તું માણસને જાણ્યા કર

૧૨-૭-૨૦૦૦ ◻

નાવની અટકી ગઇ છે આવ-જા
જળતરંગો એ પછી છે લા-પતા

પુષ્પ સાથે ઓસનાં છાનાં મિલન
રસભરી રીતે કહે સૌને હવા

દૂર તારાથી જવાનું શક્ય ક્યાં?
તું નથી, એવી નથી જડતી જગા

સાત ખોટે અવતરે છે લાગણી
લાગણીની કર નહીં તું દુર્દશા

કોણ સમજાવે હવે 'ઇર્શાદ'ને?
એક સરખી ક્યાં રહે, મનને મઝા?

૧૨-૮-૨૦૦૦ ◻

ગામ છોડ્યાં, નામ છોડ્યાં જેમને લીધે તમે
એ હવે ક્યારેક પણ જો યાદ આવે તો ગમે?

વૃક્ષ પર રોકાય છે ક્યારેક જો વ્હેતો પવન
પુષ્પ ખેરવવા બધીયે ડાળીઓ નીચી નમે

કૈંક વરસો બાદ જન્મી છે ફરીથી લાગણી
શાંત મન પાછું ફરી કોલાહલોથી ધમધમે

હોય શ્રદ્ધા તો પછી આ શ્વાસને અટકાવને
નર્ક જેવી આ ધરાનો બોજ શું કરવા ખમે?

એક પળ પણ એકલો 'ઈર્શાદ' ક્યારે હોય છે?
આંખ મીંચે એ ક્ષણે જૂના ચહેરાઓ ભમે

૧૦-૮-૨૦૦૦

❑

હવે થોડા સમયમાં આ જગાને છોડવી પડશે,
તમારે ઓ ખુદા! આવી પ્રથાને છોડવી પડશે

મને અનહદ મઝા આવી રહી છે જીવવામાં; તો -
મને સમજાવશો, શાને ધરાને છોડવી પડશે?

બધા બોજા હટાવી નાંખવા છે મન ઉપરથી, તો
પ્રથમ સુખને ત્યજી, ગમતી વ્યથાને છોડવી પડશે.

શિખર પર છો, હવે તો શ્વાસ લેશો તોય પડઘાશે
કરો છો મુગ્ધ સૌને, એ છટાને છોડવી પડશે.

મને 'ઈર્શાદ' કાયમ દુઃખ રહેવાનું એ બાબતમાં,
અમારે શ્વાસની ભરચક સભાને છોડવી પડશે

❑

૪-૮-૨૦૦૦

તડકાને તું તોળી જો
મૃગજળમાં પણ બોળી જો

આંખો મીંચી રાખીને
તેં ખોયેલું ખોળી જો

સર્વ સજીવન મૃત થશે
ઇચ્છાનું જળ ઢોળી જો

ઘણાં સુગંધિત દ્રવ્ય પછી
રાખ શરીરે ચોળી જો

સુખી થવા ઇચ્છે છે તું?
સપનાં રોળી-ટોળી જો

૭-૭-૨૦૦૦

□

# ઈશ્વરને નામે વાણી

પર્વતને નામે પથ્થર, દરિયાને નામે પાણી;
'ઈર્શાદ' આપણે તો ઈશ્વરને નામે વાણી.

આંસુ ઉપર આ કોના નખની કઈ નિશાની?
ઈચ્છાને હાથ-પગ છે, એ વાત આજે જાણી.

આ શ્વાસની રમતમાં, હારી ગયો છું; તો પણ,
મારા ઘરે પધારો, ઓ ગંજીપાની રાણી!

ક્યારેક કાચ સામે, ક્યારેક સાચ સામે,
થાકી જવાનું કાયમ, તલવાર તાણી તાણી.

થાકી જવાનું કાયમ, તલવાર તાણી તાણી;
'ઈર્શાદ' આપણે તો ઈશ્વરને નામે વાણી.

ચિનુ મોદી.

# સુરેન ઠાકર 'મેહુલ'

(૧)

મારગ મેં એક બૈરાગી મિલ્યો
   સોહમ્ સોહમ્ જપત નિરંતર
   સોળે કળાએ ખીલ્યો...

ઢૂંઢ લીજો 'ગર મિલે જો કોઈ
   ખલક મેં ઐસા દૂજા
એના મૌનના ગેબના ગોખે
   પડી રહ્યા પડછંદા
   ત્રણે ભુવનના અસલ અમલને
   નયનકમલ મેં ઝીલ્યો...

પરમ પદારથ સેવે અહર્નિશ
   ના ખાના, ના પીના
જટા ચીપિયા ધૂણી તુંબડીયા
   મિથ્યા સબ જંજાલા
   (એના) અંગૂઠાના અડવાથી પણ
   મેરુ શિખર ડગમગ્યો...

નાથ નિરંતર, નાથ નિરંજન
   નાથ શબદ રસ પી-લ્યો
ફૂટ ફૂટ કર રો- ના બન્દે
   દેખ પરમ પદ મિલ્યો-
   કૌન બડભાગી તૂથી દૂજો
   પરમ સ્વરૂપે, ઝીલ્યો...

❑

(૨)

તું સાવ અચાનક અલખ ઓટલે આવી બેઠો,
આવ્યો ત્યાં લગ ઠીક, પછી તો હળુ હળુ ખોતરવા માંડ્યા
પડ, અને તું અંદર પેઠો ?

આદિ, મધ્ય ને અંત વિષેની કેવળ વાંચી વાત- અને તું
ડાળે ઝૂલ્યો ?
કરવટ બદલે કાળ- હજી તું મૂળ વિષે અજ્ઞાત- છતાં પણ
મારગ ભૂલ્યો ?

તેજ લિસોટા ઉપર ઉપરના ક્યાં કોઈ ચીંધે રાહ તને,
એ પણ ના સૂઝ્યું ?
તો હવે સાબદો થઈને ફોડી નાખ ભરેલા ભ્રમ પરપોટા
જીવી જા તું.

જળ જો થાવું હોય તો જળમાં જળ થૈ જાવું- વહેતા રહેવું,
સરતા રહેવું.
એ વાત બને કોઈ ઓર કે કોઇ ભીના સાથે, ભીના થઈ
ભીંજાતા રહેવું

ભીનાશ, ઊંડાં મૂળ શોષે તો ડાળ, પાન ને મ્હેંક મંજરી
સહુએ ભીનાં
ભીનાં રહેવું હોય તો પ્હેલાં મૂળથી માંડો વાત-
પછી પર્ણોમાં લ્હેરો.

ખુદ સાથે સંવાદ કરીને જો થાકો તો પછી અન્યના કાને-
જઈ થોડું ઉચ્ચરવું
ઉચ્ચારીને વાત, જો એના ચહેરા ઉપર પ્રસરે પારિજાત,
તો જાણો ગયું સોંસરું

અરે દોસ્ત, તું ઉપરછલ્લી દોડધામને છોડી-
જ્યારે મૌન શિખરને વરશે
ત્યારે કહેજે તારા રોમરોમને, અણુઅણુને-
કે તું સાચ્ચા તળિયે પેઠો.

□

(૩)

સરવર જલ કુંડાળે ભરિયાં
  કોણે નાખી કંકર, આણ્યાં
  અધવચ આ ઝળઝળિયાં...

સુગંધના સોગંદ દીધા'તે
  તોયે કૂંપળ ફૂટી
મુગ્ધપણાના મોંસૂઝણામાં
  ઝરમર કેમ વછૂટી ?
એકાંતે ગળતાં ઓગળતાં
  સ્વપ્ન થઈ સળવળિયાં...

સાવ અડાબીડ એકલતાને
  પસવારી પંપાળું
રચ્યું કવચ મેં આસપાસ ને
  ઓઢ્યું છે અંધારું
  જાણે મારા સર્વ સંબંધો
  પૂર્ણ થઈ પરવરિયા...

પછી થયું કે પૂર્ણ પામવા
  કેરી ઈચ્છા ખોટી
તરસ અધૂરી રહી જાય
  તો, એની મહત્તા મોટી
મધરાતે પણ કિરણ સ્પર્શથી
રોમરોમ રણઝણિયાં.....

□

(૪)

સંતો શબદ સુરાલય પીઓ
  સકલ તીરથનાં ઉદક વછોડી
  જનમ જનમ તક જીઓ-

વણઉકલી કોઈ લિપિ નથી
  ને વણલખિયા કોઈ લેખ
એમાંથી ચુન ચુન કર મોતી
  અબ ધરવો જુદો ભેખ
  બુંદ બુંદ સહુને આપીને
  પછી આચમન લીઓ...

ના કંથા, ના ભસમ, લંગોટી
  ભીતર ભગવાં ધરો
અંજન, મંજન, તિલક, કમંડળ
  વમળમાં વહેતાં કરો
શબદ સલૂણા સપનાંઓને
નવતર ઈંજન દીઓ...

નાભિકમળથી દશે દિશાના
  દિક્પાલો ઢંઢોળી
ક્યાં છે ક્યાં છે કરતો આવશે
  અલખ ધણીનો ઓળો
  પછી અમલમાં રાતામાતા
  થઈ ચદરિયાં સીઓ...

□

(૫)

દે ધનાધન વરસી ચાલ્યો મેઘ રે માલમ
મોરલે નાખી ટહેલ ને ઢેલડ વરસી હેતની હેલ
કડેડાટ કોરતી કાળજ, વીજ સબાકા રોક રે માલમ.

વરતારામાં સાવ કોરી કટ્ટ વારતા લખી
જોશીડાએ જોશ જોયા'તા
ઓણની સાલે આભલાં કોરાં રહેશે
એવા વેદ વદ્યા'તા
આભની, ગાભની ખબર કોઇને પડતી નથી
એટલું જોશી જાણતા ન'તા ?
ટીપણાનીયે પાર હજીયે રઝળે છે એવા
ઓરતા એ શું જાણતા ન'તા ?
લે હવે કર વાત ને આવી જા તું બથોબથ
તોડને કાંઠા નીકળ બારોબાર રે માલમ-

કાંઠે લીલાલ્હેર કરે તારાં નાવડાં હાલક ડોલક
થાતાં પરભુ ખોળે
જીવસટોસટ દરિયા ખેડ્યા, હેઇ હલેસાં
ફૂલમાં જાણે ફોરમ કોળે
તુંયે હવે તો બંધ કરી કૂબાનાં કમાડ,
હળવો ફૂલ થઇ જા સૂની સેજ વચાળે
ઢાલ જેવી તારી છાતી ઉપર આવ
ઘટા ઘનઘોર થઇ મુને પથરાવા દે
ઓછી આ ઉમ્મર હવે અકળાય એ પ્હેલાં
અણધાર્યા વરસાદની પેઠે
વરસી જા તું વ્હાલને માલમ
દે ધનાધન વરસી ચાલ્યો
મેઘ રે માલમ

❑

(૬)

હેઈને છૂટ્યો છંદ...
ભીની પાંપણ લૂછતાં લાધ્યાં
કેવડિયાનાં વન-

ઓળખ નથી પરખ નથી
નેણમાં મીઠી તરસ નથી
ત્હોય હૂંફાળા હાથમાં જાણે
એક્કેય માઠું વરસ નથી
આમ જુઓ તો વ્હેંતનો લાગે
ભીતરથી પડછંદ...

સોંસરી ઊતરું હૈયા વાટે
માનસરોવર ઝીલવા ઘાટે
ઊતરી ભીતર ઝકઝોરું હું
ઝૂલું ઉર હિંડોળલા ખાટે
પળમાં એને ભીંજવું, ભલે
હોય ને કોરો કટ્ટ-

મોઘમ એણે પરખી લીધી
મોસમ ભીની વરતી લીધી
સાવ સડેડાટ સરતો આવ્યો
સરતી મુને ઝીલી લીધી
સાવ બથોબથ લાગણીઓના
સામટા તૂટ્યા બંધ-
□

(૭)

રોકાઈ ગયો સમય
કાળની ઝીંકાઝીંક વેઠીને
ઊભો અડગ અભય-

કાલાંતરે કેવાં કેવાં દૃશ્ય દેખાડ્યાં એણે
વ્હેંતિયા વિરાટ, વિરાટ અણુ ઓળખી ચીતર્યાં જેણે
કાળલીલાને કાળજે બાંધી
ક્યાંક થીજે, ક્યાંક પ્રલય-

મેં તો ઓળખ્યો, તુંયે ઓળખ આપણાં લીલાં વન
આછી પાતળી ઓળખથી હવે ઓચાઇ ગયું મન
નખથી શિખા લગ પ્હેરું હું
એના નામનું વલય-

સાતમી મેડીએ પ્હોંચતાં પ્હોંચતાં સાતમું પાતાળ આવ્યું
તળ કે શિખર આપણે શું ? એનું ક્યાંય ના ઘેલું લાગ્યું
ઉપર નીચે બેઉ બરાબર
એટલે આપણે અજય-

❑

(૮)

અણધાર્યાં વરસાદનાં વારિ
વારી જાઉં રે નેહનાં અમિ...
આજ તો આખ્ખી રાત વ્હાલીડે
વરસે રાખ્યું ઉરને ઝમી.

સાવ ઓછી મારી ઉમ્મરના એણે સાદ સૂણ્યા શું ?
નેજવે ધરી હાથ ઘેરાતી આંખની ભીની કોર દીઠી શું ?
વાહ જટાળા વાહ- પિયુનાં પગલાં પડે એની પરથમ
તપતી દિવસ રેણ, જોગણનાં ઉર સમી આ ભોમકા ગમી ?

બથ ભરી મેં સંઘર્યા કરાલ તડકા તે દિ
એકલી રોઈ આભને ખૂણે... મીટ ના માંડી
જામતી કાજળ રાતનાં બાંધી ડૂસકાં જે દિ
પ્હો ફૂટ્યાની વેળ ગોઝારી, આકરી ખમી.

આજ બલોયું પાધરું પૂગ્યું બાવડે મારે
મોરલા ટાંકેલ કમખો ત્હોયે આશ વધારે
પણ આ લેલૂમ આંબલે ત્રોફી કંઠને કોયલ
મરમી કેરાં વેણ વેરે હું એને નમી.

❑

(૯)

ચાલને થોડું ચાલીએ સાજન
મન મૂકી વરસાદમાં આજે
ચાલને થોડું મ્હાલીએ સાજન-

માંડ મળ્યો માહોલ જો આજે
ઘેન ભરેલાં ઘન જો ગાજે
ગીતમાં જો કોઈ ગાંઠ પડે તો
છંદને એના છોડીએ સાજન-

છોને લૂંટાય કોઈનો ગરાસ
આપણી જાગીર, આપણો પ્રવાસ
કોરા રહીને જીવતા લોકો
આયખું થોડું આપીએ સાજન-

ભીડમાં આપણે એકલ થઈએ
એકલતામાં ભીડને ભરીએ
સૂકા આ જંગલમાં સરસ
ટહુકાઓને ભરીએ સાજન-

❑

(૧૦)

પારદર્શક ને વળી પોતાપણું
અલવિદા, લો જાય છે માણસપણું

તું તુને છે વસ્ત્ર ને હું ઘર ચણું
એ રીતે મન ઝળહળે છે આપણું

સાવ ભૂલી જાઓ જો હોવાપણું
તો કશું નક્કર બને સંભારણું

સુખ તો જોકે આમ તો છે બે ઘડી
કેટલા કરવું ઉધામા વામણું

સ્નેહના તંતુ ને મઝમ રાત છે
હું કબીરી તોરમાં ચાદર વણું

ઝલમલે છે વેદના તારક બની
વ્યોમ - હૈયાનું બન્યું છે આંગણું

❑

## ગઝલ

નયાં નિતર્યાં સ્પંદન સ્પંદન
એકેકી પળ જીવન જીવન
મબલખ મબલખ મનખો મબલખ
રુંવે રુંવે ચિંતવન ચિંતવન
ધુમ્મસ કેવું! વાદળ કેવા!
ઓળખે ઓળખ્યું ઈજન ઈજન
આહ વિડંબન, હાશ ચિરંતન
બન્ને મિથ્યા, બંધન બંધન
ઓગળવું એ ટેક છે સાચી,
ઘરગોળીમાં મંથન મંથન
નાદબ્રહ્મનો ઘોષ અગોચર
અલખ નિરંજન અંજન અંજન.

સુરેશ ઠક્કર 'મેહુલ'

# મધુમતી મહેતા

મારી પાટીના અક્ષર ભૂંસાય કે રામ તમે આવોને
મારા ફેરાનાં મીંડા ઘૂંટાય હે ! રામ હવે આવોને.

મારું હોવું અભરખાનું ઝાડ કે રામ તમે આવોને
મારી ફરતે અજંપાની વાડ હે ! રામ હવે આવોને.

મારી છાતીમાં નોધારી ચીસ કે રામ તમે આવોને
મેં તો સાચવીને રાખી છે રીસ હે ! રામ હવે આવોને.

મારી આંખે ઉજાગરાનું જાળું કે રામ તમે આવોને
હું તો આવ્યાના ભણકારા પાળું હે ! રામ હવે આવોને.

છેડો આતમમાં મલ્હારી રાગ કે રામ તમે આવોને
મારા ઈંધણમાં ચાંપો રે આગ હે ! રામ હવે આવોને.

હવે જીવતર આ જૂના કથીર કે રામ તમે આવોને
મારી અંદરથી ખોવાણા પીર હે ! રામ હવે આવોને.

◻

જેમ પવનની સંગાથે આ રજકણ આભે અડિયાજી
તેમ અમે પણ તારા નામે જનમારાને તરિયાજી.

કોઈ કહે કે પૂરવજનમના લેણદારો કંઈ ફળિયાજી
અંધ નયનને મેઘધનુષી સપના જેવું મળિયાજી.

સુક્કા રણના અમે થોરીયા કાંટે કાંટે મહોર્યાજી
એવું હળવું સ્પર્શ્યા અંદર જીવ થયા ઝળઝળિયાંજી.

તડાક દઈને જાત તૂટીને ખળખળ થઈને વહિયાજી
કેસૂડે કૈં પાલવ ભરીયા ફાગણ ફાગણ ફળિયાજી.

નહીં ટાંકણે નહીં હથોડે નહીં ચાકડે ચડિયાજી
નેહ નજરથી કુમળું કુમળું અમને એણે ઘડિયાજી.



મેં તો દરિયાને કીધું તું બોલ મા
લોઢલોઢ ઊછળતા પાણીને જોઈ
મને થાતું કે આપણો છે નાતો
હલ્લેસાં તોડીને જાતને ઝબોળીને
છોડી મેં તરવાની વાતો.
છીપલાં ને શંખલાં ને ફીણભરી મુઠ્ઠીને
મારા સમ આજે તું ખોલ મા
મેં તો દરિયાને કીધું તું બોલ મા

ઘેઘૂર એકાંત મારા મનના તું ઘૂંટતો
ને આતમના સૂરમાં રેલાતો
જીવતરના પરપોટે આવે વધામણી
તો અચરજનો વાયરો ફૂંકાતો
નખશિખ આકાશ લૈ ઊડે વિહંગ
એના પીંછાને ત્રાજવે તું તોલ મા
મેં તો દરિયાને કીધું તું બોલ મા



મેં તો દરિયાની મહેમાની માણી
કેટલીયે ના ના કરી'તી મેં તોય આજ
લઈ ગયો હાથ મારો તાણી

મેં તો કહી દીધું કે સત્તર છે કામ મારે
તારે ના કામ કે ના કાજ
મારે નસીબ મળી શ્વાસની ગુલામી
ને તારે છે રામજીના રાજ
એવું હસીને એણે ઉડાડી છોળ
આખે આખ્ખી હું થાઉં પાણી પાણી
મેં તો દરિયાની મહેમાની માણી

કાંઠે ઊભીને હું કરતી વિચાર
મારો દરિયો જબ્બર ને હું આવડી
મોજાંની રમતુંને જોતાંની સાથ
હું તો થઈ જાતી નાનકડી નાવડી

આપખાના ભારને ઉતારીને કાંઠે
મેં નવરી હળવાશ જરા માણી
મેં તો દરિયાની મહેમાની માણી



હું સરહદ પરનો કેદી
હું મારાથી અલગ છતાં ના મુજને શકતો ભેદી

ભગવાં પહેરી જંગલ ફરીએ કે જઈએ ગુરુદ્વારા
બંધ કરી મન સાત પટારે જપું હરિની માળા
રંગ ચડે જો લાલચટક તો એને કહીએ મહેંદી
હું સરહદ પરનો કેદી

માથે સૂરજ લઈને ફરતાં ને મનમાં અંધારાં
આતમજળમાં ઊંડે ઊંડે પરપોટાનાં જાળાં
ભાંગીતૂટી જાત, ઉપરથી ઈચ્છાઓ પણ એદી
હું સરહદ પરનો કેદી



દેહના ચાર ધામ જાણું છું
હું હવે રામનામ જાણું છું

ઘાવને આરપાર જાણું છું
દર્દની સારવાર જાણું છું

ઓળખી ના શકું જગતને પણ
સંતની જાતપાત જાણું છું

આપ અદૃશ્ય દૃષ્ટિ માટે છો
આપનાં નામઠામ જાણું છું

જે તરી જાય ને તરાવે પણ
એમની આનબાન જાણું છું

ના હું શબરી નથી હું સીતા પણ
પ્રેમનાં રામબાણ જાણું છું.



ખુશબૂ બની હવામાં છલકાય ક્યાં હવે
ફૂલો બનાવટી છે કરમાય ક્યાં હવે

ઉંબર વળોટતાંયે ગભરાય છે હવે
એ કામથી ગયા છે એ જાય ક્યાં હવે

એના અવાજ સાથે સાતત્ય ના રહ્યું
એ સાદ દે છતાંયે સંભળાય ક્યાં હવે

જે નામ ને નજરથી શરણે થયા હતા
એ આંખનીયે શરમે રોકાય ક્યાં હવે

સ્વિમસૂટ શોર્ટ્સમાં જ્યાં ઊઘડી રહી કળી
ઘૂંઘટ મહીં નવોઢા શરમાય ક્યાં હવે



એક નગરી શોધતાં શોધાઈ ગઈ
વેદનાની વારતા લંબાઈ ગઈ

અલવિદામાં હાથ જ્યાં ઊંચો થયો
બેરૂખી તારી બધી વિસરાઈ ગઈ

ને નવેસરથી કરો બાજી શરૂ
શાણપણની ભસ્મ ખંખેરાઈ ગઈ

સાદગી જીવલેણ નીકળી હે ભ્રમર
પાંદડી શરમાઈને બિડાઈ ગઈ.

આંખ છલકાઈ ગઈ મારી પછી
જ્યાં વિધાતાની કથા વંચાઈ ગઈ

એક ડગલું જ્યાં ગયા અંદર અમે
આંખ તારા રૂપથી અંજાઈ ગઈ

કોડિયાનો ભેદ એ પામી ગઈ
શગ પછી જાતે જ સંકોરાઈ ગઈ

ચાલ મનવા હાથ કંઈ લાગ્યું નહીં
સગપણોની રાખ ફંફોસાઈ ગઈ

□

જાત ઓળંગ્યા પછીની વારતા
એક ભ્રમ ભાંગ્યા પછીની વારતા

હુંપણાના ગામની તારાજગી
મેં તને માગ્યા પછીની વારતા

એ શહીદ થૈને વસ્યા ઇતિહાસમાં
આપણી ભાગ્યા પછીની વારતા

ને હરણ આંખો મીંચી બેસી ગયું
ઝાંઝવાં તાગ્યા પછીની વારતા

બાણ હો એ રામ કે રાવણ તણું
એ જ છે વાગ્યા પછીની વારતા

ઝળહળે સર્વત્ર તું સૌ રૂપમાં
શૂન્યમાં જાગ્યા પછીની વારતા



# ગઝલ

સાથ કાયમનો છતાં સહવાસ જેવું કંઈ નથી.
સૂર્યનો આભાસ છે અજવાસ જેવું કંઈ નથી.

તેં નકાર્યું જ્યારથી રંગોળ્યાં અસ્તિત્વને
રડતી આ હાડમાં ઉલ્લાસ જેવું કંઈ નથી.

કોઈ પણ આવી શકે ને આવીને જઈ પણ શકે
જિંદગી છે આ દીવાનેખાસ જેવું કંઈ નથી.

જ્યાં મળ્યો છે આવકારો ત્યાં અમે રોકાઈ ગયા
ગામ ઘર શેરી અને વનવાસ જેવું કંઈ નથી

હું નથી દરિયો કે દટાયેલ મોહેંજોદડો
હું નદીનું વ્હેણ છું ઈતિહાસ જેવું કંઈ નથી.

જે સજા ગણતો હતો તું તે જ મુક્તિ થઈ જશે
રહી શક્યો પળમાં તો કારાવાસ જેવું કંઈ નથી.

મધુમતી મહેતા

# તુષાર શુક્લ

છાતીમાં ધરબેલા સાત સાત જન્મોના
ટહુકા ટળવળતા આ ટેરવે

મૂંગી આ વેદનાને શબ્દોની પ્યાસ, સખી
રૂંવે રૂંવેથી મને ખેરવે-

'પંખી'નું મ્હેણું લઇ આવ્યા આ ગામ
હવે ટહુક્યા વિના તે કેમ રહીએ ?

નરદમ કોલાહલનો વારસો ગમે,
તો સખી, આવ્યા એવા જ અમે જાઇએ.

હવ્વડ કૂવાની વાસ આનંદે શ્વાસમાં
ને કળીઓને બંધિયાર ઠેરવે-

પાંખનો અભાવ જેને ખટકે નહીં
તે એને આભનો સ્વભાવ કેમ કહીએ
પીંછાની નિંદામાં રાચે જ્યાં લોક
એવા ગામ તણે પાદર શું વહીએ ?

તરફડતી તરસ્યુંની હોડી, કહોને કોઇ
ક્યાં સુધી મૃગજળમાં ફેરવે ?

❑

આયનાની ધરતીમાં હુંપદનાં બીજ અમે વાવ્યાં હો
રાજ
હુંપદ ઝાકળઝોળ
અમે ભવભવના ભેરુબંધ પામ્યા હો રાજ
હુંપદ ઝાકમઝોળ
દિવસે વધે ને એ તો રાતે હસે
એનું મબલખ મબલખ હોવું
ડૂંડે વસે ને સ્હેજ ચડતાં ડસે
એનું ઝગમગ ઝગમગ હોવું
ધન ધન આયનામાં પૂજાય હો રાજ
હુંપદ ઝાકમઝોળ
એના થાનકે દીવડા થાય હો રાજ
હુંપદ ઝાકમઝોળ
એક સવારે
ફટાક દઈને ફૂટ્યા
છૂટ્યા હું હું ના અસવાર
સંબંધોના કોશેટાની શેહ ન એને લગાર

એણે માગણીના કીધાં ભેલાણ હો રાજ
હુંપદ ઝાકમઝોળ
ઊભા મોલનાં કીધાં ચરિયાણ હો રાજ
હુંપદ ઝાકમઝોળ
ઓસરીમાં, ફળિયામાં, સીમમાં ને હોવામાં
હુંપદની જામી છે ભીડ
લીલાંછમ સોણલાંના ધોરિયા સુકાય
જાણે ખેતરમાં ઊતર્યાં છે તીડ
જેને પાળી પંપાળીને પોષ્યાં હો રાજ
હુંપદ ઝાકમઝોળ
એણે કણકણમાં એવાં તો શોષ્યાં હો રાજ
હુંપદ ઝાકમઝોળ
મારું, આ મારું, બસ, મારું જ છે હો રાજ
હુંપદ ઝાકમઝોળ
તારું પણ મારું, બસ, મારું જ છે હો રાજ
હુંપદ ઝાકમઝોળ

□

માધવ લખે તો સખી, કેવું લખે ?
એમાં શબ્દો હશે કે હશે સૂર ?
ખોલું ? ન ખોલું ? હું શું રે કરું ?
એમાં ટીપાં હશે કે હશે પૂર ?-

ઓધાજી લાવ્યા છે માધવનું મોરપીચ્છ
દ્વારિકાથી ઠેઠ મધુવનમાં
સોનાના ભાર છતાં સાચવ્યું હશે શું અલી,
ગોકળિયું ગામ એણે મનમાં ?
હૈયું ને હાથ બેઉ જુદું કહે છે :
સખી, કોને કહું કે : સબૂર ?-

સપનાંઓ, આંખમાંથી આઘાં રહો
ને મારી ઝંખનાઓ, રહેજો સુદૂર
મળવાના ઓરતાઓ, કોરે રહોને તમે,
એમે લખ્યું હોય કે : ઝૂર !

ના ના ના ના, છે મુને જમુનાના સમ
ઓ સખી, શામળિયો એવો ન ક્રૂર.-

□

સાગર, તારે કાંઠે ઊભો કવિતા કરવા તારી
ધસમસતાં મોજાં સંગાથે તણાઇ ગઇ તૈયારી

કમલપત્રના વિકલ્પ જેવો કાગળ પણ શોધેલો
ક્રિત્તા જેવી કલમ, ચિત્તમાં વિચાર પણ રોપેલો
દરિયો- પરીઓ, સાગર-ગાગર, શબ્દજોડકાં જોડ્યાં
એક લહરની સાથે તેં તો સાધન સઘળાં તોડ્યાં
મ્હેર કરો મહેરામણ, કવિજન મજાક કરશે મારી-

શંખ-છીપ- પરવાળા- મોતી, મચ્છ મત્સ્યની શોભા
અમાપ વિસ્તરતો જળરાશિ ભરું કેટલા ખોબા ?
મોજ મોજ હસતો મહાસાગર, ફીણ ફીણ થઇ ફોરે
આઘેથી ઘનગર્જન કરતો, કહેતો આવી ઓરે :
'કોરીકટ કાંઠાની કવિતા, ભીનપ ક્યાં છે મારી ?'-

અકળાતા અધિકારી પૂછે : સાગર કવિતા ક્યાં છે ?
ભીની આંખે કહ્યું સહુને : જે કૈં છે તે આ છે.
કલમ ડૂબીને કાગળ ઊડ્યા, શબ્દ ગયા વેરાઇ
અંદર બ્હાર રહ્યો ત્યાં સમરથ સાગર આ લહેરાઇ

પારાવારનો પાર પામતા શબ્દ ગયા છે હારી-





★ તુષાર શુક્લ ★

તારી હથેળીને દરિયો માનીને
કોઇ ઝંખનાને સોંપે સુકાન
એને રેતીની ડમરીનો ડૂમો મળે
એનો અલ્લાબેલી

ખજૂરીની છાયામાં વરસે છે ઝાંઝવાં
ને વેળુમાં તરસે છે વ્હાણ
કૂવાથંભેથી હવે સોણલાં રડે
ને કોરી આંખોને અવસરની જાણ

તારી હથેળીને રેતી માનીને
કોઇ ઊંટોના શોધે મુકામ
એને કોરીકટ માછલીની જાળો મળે
એનો અલ્લાબેલી

કોની હથેળીમાં કોનું છે સુખ
કોને દરિયો મળે ને કોને રેતી
વરતારા મોસમના ભૂલી જઇને
એક ઝંખનાને રાખવાની વ્હેતી

તારી હથેળીને કાંઠો માનીને
કોઇ લાંગરે ને ઊઠે તોફાન
એનાં ઓસરતી વેળુમાં પગલાં મળે
એનો અલ્લાબેલી



* તુષાર શુક્લ *

તારા આ ડૂસકામાં ડુમાતું વ્હાણ
અને તોયે આ દરિયો અજાણ
અલી ખારવણ, ખારવા તો પંખીની જાત-
હિબકે હિબકાતું આ હૈયું સમાલ બેલી
સઢને છે વાયરાની તાણ, અલી ખારવણ
ખારવા તો પંખીની જાત-

મીઠપના ઓરતાનો ખારો અવતાર
એને ઊછળતાં મોજાં શું પ્રીત
કાંઠાની દુનિયામાં પળના મુકામ
એને હૈયે મધદરિયાનાં ગીત
વેળુમાં ચીતરેલાં સપનાં સમાલ બેલી
ભરતીના વ્હેણને પિછાણ, અલી ખારવણ
ખારવા તો પંખીની જાત-

આંખોમાં આંજ્યો તેં દરિયો બેફામ
અને રુંવાડે માછલીનું ગામ
ઉંબર પર જીવવાનું માગી લીધું
તે હવે હોવું તો ઝંખનાનું નામ
છાતીમાં મ્હેક મ્હેક ખારી સુવાસ બેલી
ઓશિકે ઊછળે તોફાન, અલી ખારવણ
ખારવા તો પંખીની જાત-

વાયરાના વાયદાનો કીધો વિશ્વાસ બેલી
પરવાળે બાંધ્યાં મકાન, અલી ખારવણ
ખારવા તો પંખીની જાત-





★ તુષાર શુક્લ ★

છોકરીને સોળ વરસ પૂરાં થયાં
ને ત્યાં તો રેશમિયું રેશમિયું શહેર
ઓરડાની પછવાડે ઊછરેલા છોકરાની
આંખોને થઈ ગઈ છે લ્હેર

પછી ધોધમાર તડકામાં છાંયડાઓ શોધતા
ને આંખોમાં મહૂડા ઉછેરતા
પછી ટહુકાઓ ઓઢે ને ટહુકાઓ પાથરે ને
ટહુકાઓ મોરપીંછ પ્હેરતા

પછી ભીંતોની આરપાર ઊગ્યા ગુલમ્હોર
એની ચર્ચાઓ ચાલી ઘેર ઘેર-

પછી પુસ્તકનાં પાનાં પણ ફૂલો થઈ જાય
અને ભીડ મહીં ભીનું એકાન્ત
પછી સૂકી હથેળીમાં આષાઢી વાદળાં
ને ચોમાસું જુઓ તો શાંત
પછી ડામરિયા રસ્તાઓ ઓગળતા ચાલ્યા
ને મ્હોર્યા ગુલાબ ઠેર ઠેર-

પછી ઉંબર પર ચાડિયાની ચોકી છતાંય
કોઈ પંખીની ચાંચ એવી વાગી
કે ધરતીમાં મૂળ નાખી ઊભા કણસલાએ
ઊડવાને પાંખ એક માગી

આ તો સોળ જેવાં સોળ વરસ પૂરાં થયાં છે
નથી વીત્યાં વરસ બાર તેર-

□

જ્યાંથી અટક્યો શબ્દ
સ્પર્શનું ત્યાંથી ગાયું ગીત
હથેળીઓમાં છલકે
તારી છાતીનું સંગીત-

અંતર ને અંતરનો અનુભવ
સાવ અજાણ્યો લાગે
હોઠ ને કાંઠે હોઠ ટહુકતા
એવો અવસર માગે
રણઝણ રણકે ટેરવાં
આજે શબ્દ તો સાવ સીમિત-

આંખોની ભાષાના અર્થો
આંગળીઓમાં ઊઘડે
મળવું મુશળધાર સખી,
શું મળવું ટૂકડે ટૂકડે ?
ચાલ, ભૂલીને સઘળું
કરીએ અનરાધારે પ્રીત-

રોમ રોમને વાચા ફૂટે
શરીરથી સાંભળીએ
આવ સખી, ઓગળીએ મળીએ
ને મળીએ ઓગળીએ
સ્મૃતિ બનીને રોજ મહેકશે
સ્પર્શ આ કાલાતીત-

❑

આંખોમાં બેઠેલાં ચાતક કહે છે :
મારું ચોમાસું ક્યાંક આસપાસ છે
ગાલો પર લજ્જાની લાલી ફૂટ્યાનું
કોઇ કારણ પૂછે તો કહું : ખાસ છે !

કોરી કુંવારી આ હાથની હથેળીમાં
માટીની ગંધ રહી જાગી
તરસ્યા આ હોવાના કોરા આકાશમાં
આષાઢી સ્હાંજ એક માગી

વરસાદી વારતાઓ વાંચી વાંચીને હવે
ભીંજાવું એ તો આભાસ છે-

કોરપની વેદના તે કેમે સહેવાય નહિ
રૂંવે રૂંવેથી મને વાગે

પ્હેલા વરસાદ તણું મઘમીઠું સોણલું
રહી રહીને મારામાં જાગે

નસ નસ આ ફાટીને વહેવા ચહે છે
આ તે કેવો આષાઢી ઉલ્લાસ છે !-

❑



★ તુષાર શુક્લ ★

નસ નસમાં ઓગળતા લીલાછમ ટહુકા
ને હોવામાં ઊગ્યું એક ઝાડ
ઓશિકે આંસુનાં ફૂલો ખરે
ને મારી છાતીમાં નીકળ્યો ઉપાડ-

પંખીની ચાંચ મને અડકી જરાક
મારી લૂમીઝૂમીને ગાય ડાળો
નાની શી પાંખોનો માણું ફફડાટ
મારી અંદર રચાઇ રહ્યો માળો

ફળિયામાં ફોરમનાં પગલાં સૂણું
ને ખૂલે વર્ષોના ભીડ્યાં કમાડ-

ધગધગતી રેતી ને કમખામાં બાંધીને
પાંગત પર જાગ્યાનું યાદ
અણજાણી આંખોના ઇંજનના અજવાળે
સૂરજના ડૂબવાનું બાદ

ઘરમાં રહું તો મને દર્પણ સતાવે
અને ઉબર પર ઊગ્યા છે પહાડ-



વ્હાલમ વરણાગી થઇ અડક્યો વસંતમાં
ને કમખાની કસ રહી તૂટી
ચુંદડીએ ચીતરેલી ચમ્મેલી વેલ
એને મઘમઘતી કળીઓ ગઇ ફૂટી !

અમથું જરાક હું તો પાદરમાં ગઇ'તી
ને અમથું ઊભી'તી સાવ શેઢે
અમથું અમથું જ હું તો ઓઢણીના પાલવને
વીંટી રહી'તી મારે વેઢે
વાતમાં ને વાતમાં કૈં ગાંઠ પડી એવી કે
એકલાથી જાય નહીં છૂટી-

અમથું જરાક હું તો વાડામાં ગઇ'તી
ને અમથું જરાક લગીર ઝૂકી
અમથું જરાક મારી આંગળી અડી ને
ત્યાં તો ઝૂમવા લાગી રે ડાળ સૂકી
અચરજથી હુંય ભૂલી, જોવા લાગી
કે આ તે આંગળીઓ છે કે જડીબુટ્ટી ?

અમથું જરાક હું તો આંગણથી ઓસરી
ને ઓસરીથી ચડી ગઇ મેડી
અમથું અમથું જ સાવ દીધેલું બારણું
તે બની ગયું વ્હાલ ભરી બેડી
મનના માનેલા શું માંડી'તી વાત
એની વાતમાં જ રાત ગઇ ખૂટી !-



સૈયર, મારા રિસામણાંની ભીંતથી રેતી ખરતી જો
પ્રીતનું પીપળ પાન ફૂટ્યું, એના પાવાની રસમસ્તી  જો

આંખથી છટક્યો પીપળો ને કંઈ
ઓસરીએ જઈ મલક્યો હો
સૈયર, ઉંબર ઓગળિયા
એ આંગણિયે જઈ છલક્યો હો
નળિયાં વીંધી નીકળ્યો ને કંઈ ઓરડે ઊગ્યો પીપળો
ગામ વચાળે જોણું'થ્યું, આ આભે પૂગ્યો પીપળો
સૈયર, શીદ તું ગામને મોઢે ગયણું બાંધતી ફરતી જો
બળબળતી આ આંખમાં એની પ્રીતની કૂંપળ તરતી જો

હૈયે હલક્યો પીપળો ને કંઈ
હીંચું લૂમેઝૂમે હો
સૈયર, પાયલ પગ ધરું ને કંઈ
પગલું રૂમેઝૂમે હો
ઘેન ગુલાબી ઓઢણિયું ને કંઈ ભરચક ભરચક પીપળ
મનડું એકલ મેળે મ્હાલે, લબડક ધબડક પીપળો

સૈયર, શાને લાજી મરતી, લોકની ચિંતા કરતી જો ?
ભવની કોરી ચુંદડી મારી, થઈ ગઈ હેત નીતરતી જો.



એમ કાગડાનું કીધું મનાય નહીં
હવે સખી, અટકળની આંખે જિવાય નહિ.

આવવાનો હોત તો તો આવ્યો ન હોત ?
કૉલ એણે દીધેલો કે કોઇએ ?
કાગળમાં ચીતર્યા છે અક્ષર અગિયાર અમે
'વાટ તારી જોઇએ ને રોઇએ'

આષાઢી આભમાં છો ઘેરાયા મેઘ
એને મારું ચોમાસુ કહેવાય નહીં
ધોધમાર વરસે ને તોય જીવ તરસે
એ વરસાદી મોસમ સહેવાય નહીં-

કાગડો તો પોતાની મરજીનો માલિક
તે થાય એને એવું કે, બોલીએ
એના બોલ્યેથી સખી, આશા બંધાય
અને થાય, એને મોતીડે તોલીએ

કાગડાના બેસવા ને ડાળ તણા પડવાની
ઘટનાને જોડી દેવાય નહિ-
શુકન અપશુકન તો વારતામાં હોય
એવી વાતોને માની લેવાય નહિ-

કાગડાના બોલ અને પ્રીતમના કૉલ
એના ઠાલા ભરોસા શું રાખવા ?
જાણતલ જોશીડો એમ કરી બોલ્યો કે
ખોટા રે જોશ શાને ભાખવા ?
દંતકથા જેવા કોઇ મનગમતા અંત તણે
આધારે જીવી રહેવાય નહિ-
બેત્રણ કે ચાર વાત મળતી આવે છે
એમાં મનને સમજાવો, વહેમાય નહીં-



મેં તો પાનેતર પ્હેર્યું છે મીતનું
અબીલ મારા અંતરમાં ઊંડે અતીતનું

વીતેલા દિવસો કૈં પંખી નથી કે રોજ
આંગણમાં ચણવાને આવે
સ્મરણોનો ધૂપ ધીમે ધીમે વળે
ને મારા મનના મંદિરને મ્હેકાવે
જીવ્યું ને જાણ્યું, જે મહિયરમાં માણ્યું
મને વળગણ એ મનગમતા ગીતનું-

સ્મરણોના દીવાનાં અજવાળાં
કાલ ભલે થઈ જાશે આછા પડછાયા
સોનાનું હોય ભલે સાસરિયું
તોય મારા મહિયરની જાય નહિ માયા
હૈયાની ઝગમગતી દીસે હવેલી
એને અંધારું શોભે પછીતનું-

વણબોલ્યા બોલ મારા સમજી લિયે
કે મારો સાંવરિયો હોય એવો સમજુ
પગલાંની ઠેસ મારી પારખી જતો'તો
જેમ મહિયરનો ઢોલીડો રમજૂ

વીત્યાને ભૂલવા કે ભૂંસવાને બદલે
રૂપ જાણી લ્યો મ્હોરવાની રીતનું-



હળવે હળવે શીતલહરમાં ઝૂમી રહી છે ડાળો
સંગાથે સુખ શોધીએ, રચીએ એક હૂંફાળો માળો

એકમેકને ગમતી સળીઓ
        શોધીએ આપણ સાથે
મનગમતા માળાનું સપનું
        જોયું છે સંગાથે
અગણમતું જ્યાં હોય કશું ના, માળો હેત હૂંફાળો-

મનગમતી ક્ષણના ચણ ચણીએ
        ના કરશું ફરિયાદ
મખમલ મખમલ પીંછાં વચ્ચે
        રેશમી હો સંવાદ
સપનાં કેરી રજાઇ ઓઢી માણીએ સ્પર્શ સુંવાળો-
મજિયારા માળામાં રેલે
        સુખની રેલમછેલ
એકમેકના સાથમાં સોહે
વૃક્ષને વીંટી વેલ

મનહર મદભર સુંદરતામાં હોય આપણો ફાળો-



રાતીછમ આંખ મહીં તરવરતા આંસુનું
કારણ પૂછું તો કેમ પૂછું ?
આંગળી વિનાની સાવ અડવી હથેળીઓથી
લૂછું તો કેમ કરી લૂછું ?
ગોરાંદે, હવે અંતર આ થાય નહીં ટૂંકું ?

ગમતાં ગોરાંદે હવે પારકાં થયાં
તે અમે પાદર લગ આવશું વળાવવા
ઘૂઘરના ધમકારે વેલ્યું વહી જાય
મારે સપનાં આ કોને ભળાવવાં ?
પથ્થર પર ચિતરાયા પડછા ભૂંસાય
ગોરી, સ્મરણોને કેમ કરી ભૂંસું ?-

આષાઢી આભ તળે, આંબલિયા ડાળે હજી
ગઈ કાલે ઝૂલ્યાં'તાં આપણે
વીતેલા અવસરનાં આંસુ થઈ રણકે છે
વેલ્યુંના ઘૂઘરાઓ બારણે
પાંપણ પર બંધાયું આંસુનું તોરણ
એ તોરણિયું થાય નહીં સૂકું ?-

રંગે રમ્યાં'તાં ને રાસે ઘૂમ્યાં'તાં
એ દિવસોને કેમ કરી ભૂલું ?
સંગાથે સિંચેલા સપનાની ડાળે
ગોરી, એકલો અટૂલો હવે ઝૂલું
સોનેરી સપનાની રૂપેરી માછલીને
ક્યા રે દરિયામાં હવે મૂકું ?-



## સંવાદકાવ્ય

સ્ત્રી : આંમ તો પળ માત્ર બેત્રણ થાય છે : એક કાગળ ખોલતામાં
પુ : કેટલું એ પળ મહીં જિવાય છે : એક કાગળ ખૂલતામાં

સ્ત્રી : બંધ ગડીઓ કૈંક ઉકેલાય છે : એક કાગળ ખોલતામાં
પુ : કૈંક ઊંડું એમ ઉલેચાય છે : એક કાગળ ખૂલતામાં

સ્ત્રી : ભરબપોરે એક ટપાલી પત્ર આપી જાય છે
પુ : પત્ર મળતાં આંખમાં કાં સ્હાંજ એ ડોકાય છે ?

સ્ત્રી : કોઈ અજાણ્યા અક્ષરે સરનામું આ વંચાય છે
પુ : એક અક્ષર આંખમાં આંજણ બની અંજાય છે.

સ્ત્રી : કોનો હશે ? ક્યાંથી હશે ? શાથી હશે ? શું થાય છે ?
પુ : રેડિયોમાં મહંમદ રફી, સાહિરની રચના ગાય છે.

સ્ત્રી : હાથ આ સુગંધથી છલકાય છે : એક કાગળ ખોલતામાં
પુ : શૂળ જેવું કૈંક કાં ભોકાય છે : એક કાગળ ખૂલતામાં

સ્ત્રી : કોને નામે પત્ર છે એ ના કંઈ સમજાય છે
પુ : ખાલી જગા રૂપેય કોઈ સંબંધ, સંબોધાય છે

સ્ત્રી : 'છો મજામાં ?'- એટલામાં પત્ર પૂરો થાય છે
પુ : ને બધી ખાલી જગા આંસુ થકી પુરાય છે.

સ્ત્રી : નામ પોતાનુંય તે લખનાર ભૂલી જાય છે !
પુ : ને સ્મૃતિનાં બંધ દ્વારો, સહજ, ખૂલી જાય છે

સ્ત્રી : 'કોણ છે'નો પ્રશ્ન ઊભો થાય છે : એક કાગળ ખોલતામાં
પુ : એક ઉત્તર હોઠ પર અટવાય છે : એક કાગળ ખૂલતામાં

સ્ત્રી : મન, 'મજામાં છો ?'- મહીં અટવાય છે : એક કાગળ ખોલતામાં
પુ : કોઈ ભુલકણું યાદ આવી જાય છે : એક કાગળ ખૂલતામાં

સ્ત્રી : પત્રમાં ખાલી જગા દેખાય છે : એક કાગળ ખોલતામાં
પુ : ને સફર સ્મરણોથી આરંભાય છે : એક કાગળ ખૂલતામાં



એક×એક થતાં બેઉના હૈયામાં
રણકી ઊઠે છે સ્નેહ ઝાંઝરી
એક+એક જ્યારે બે જેવું થાય
ત્યારે કોળિયામાં આવી જાય કાંકરી-

ઓરાં આવીને બેઉ ઓગળતાં જાય
એના પડછાયા હોય નહીં જુદા
દરિયામાં ભેદ બધા ઓગળીએ જાય
કોણ નૌકા ને કોણ છે નાખુદા ?

એક÷એક થતાં એવું કૈં થાય
જાણે વીંધ રે વિનાની કોઈ વાંસળી-

ગણવાને જીવવું કે જીવવાને ગણવું
શું જીવતર ને શું છે ગણિત ?
શ્વાસના હિસાબ અને ધબકારા માફ
એ જીવવાની કેવી છે રીત !
એક—એક જ્યારે પાછાં બે થાય
ત્યારે વેદનાની વેલ રહે પાંગરી-



★ તુષાર શુક્લ ★

વરસે વરસાદ સખી, એવો ને એટલો જ
આંગળીઓ વચ્ચેનું અંતર વધ્યું છે
એથી ઝિલાય નહીં ખોળામાં જલધારા
મોસમનું જોર નહીં સ્હેજે ઘટ્યું છે-

આપણી જ આંગળીઓ વચ્ચેના અંતરને
આપણે જ વધતું ન જાણ્યું
ઉપરના ચળકાટે અટવાયાં બેઉ
કદી ભીતરને આપણે ન માણ્યું
સંગાથે છેડવાના સૂરને ભૂલીને, સખી
આપણે તો આપણું જ ગાણું રચ્યું છે-

આપણી જ આંગળીઓ વચ્ચેનું અંતર છે
સમજણનું અણસમજુ થાવું
છત્રી નીચે ક્યાંથી સંભવ હો સાજન
એ પહેલાંના જેવું ભીંજાવું ?
રેઇનકોટ ઓઢીને ઊજવે અષાઢ
એની કોરપનું દર્દ, સજન, ક્યારે મટ્યું છે ?-

શંકાની સોય લઇ ના રે સિવાય કદી
લાગણીના લાખ લાખ લીરા
આંખો અંજાય એને ક્યાંથી કળાય
કોણ કાચ છે ને કોણ હશે હીરા ?
તારું ને મારું, ના થાતું સહિયારું
હજી હુંપદના ઉંબરાને કોઇ ના વટ્યું છે-



સરનામું/કાગળ............

આપણું જ સરનામું હોય તોય હાથમાંથી
પાછો લઈ જાય કોઈ કાગળ
વરસ્યા વિના જ આજ પાછું વળ્યું છે એમ
અષાઢી આભલેથી વાદળ

અક્ષર જાણીતા ને સરનામું પૂરું
ને ગુલમ્હોરી બંગલોય સાચો
મારા આંગણીઆમાં આવી, મને જ કહે :
માલિકનું નામ જરા વાંચો
મારી ઓળખને આમ ચોરીને, કોણ ગયું દોડી
આ સાવ મારી આગળ ?-

હું નો હું હું જ મારા સરનામા બાબતમાં
એવો તે કેવો બેધ્યાન ?
કે કાગળ નહીં પહોંચવાના કારણમાં કોઈ લખે :
માલિકે બદલ્યું મકાન !
પળમાં બદલાઈ જતી ઓળખ જ્યાં નામ કોઈ
વંચાતું ગમતાંની પાછળ-



તારી હથેળીમાં હોઠોથી આલેખ્યાં
શબ્દોનાં સ્મરણોમાં રાચું
હવે કવિતા છે કાગળ પર, ચશ્માં છે આંખો પર
એકાંતે એકલો વાંચું
સખી, આ પણ સાચું છે અને એ પણ સાચું.

હેમંતી વાયરાની પાંખે ચડીને
રોજ કેટલા કિલોમીટર કાપતાં
હવે ઠંડીના ચમકારે, ઓરડામાં બેસીને
હીટરના અજવાળે તાપતાં
હવે પાકા મકાનમાં આ જીવવું કાચું
સખી, આ પણ સાચું છે અને એ પણ સાચું-

પહેલા વરસાદે તારી છત્રી ન ખૂલતી
ને રેઇનકોટ હુંય ભૂલી જાતો
બારીમાં બેસીને નીરખું વરસાદ

હવે સ્મરણોમાં રહેતો ભીંજાતો
હજી શમણામાં મોર થાય નાચું નાચું
સખી, આ પણ સાચું અને એ પણ સાચું-

ગુલમ્હોરી સ્હાંજોના ઓસરતા અંધારે
હાથોમાં હાથ લઇ ચાલતાં
હવે ટ્રાફિકની અડચણના અણસારે ઝાલેલા
હાથનેય હળવે છોડાવતાં
ખરો સથવારો આજ તારી પાસે જાચું
સખી, આ પણ સાચું છે અને એ પણ સાચું.



સોળ વરસની સુંદરતા
તું સાડત્રીસમે શોધે
પ્રેમ તો એનો એ જ છે,
તું અણસમજણમાં અવરોધે-

પહેલાં વાતો કેરાં ઝરણાં
વ્હેતાં'તાં વણથંભ્યાં
આજ હવે એ કલકલતાં જળ
ક્યાં જઈને રે જંપ્યાં ?

આંખ તો એની એ જ
હજીયે પ્રેમ - છલકતું હસતી
તોય તે લાગે, એવું જીવતા
ઓટ બની ગઈ ભરતી

પ્રેમ - છલકતા ગીતને સ્થાને
તુંય હિસાબો નોંધે-

વાત કર્યા વિણ દિવસ વીતતો
નયન મળ્યાં વિણ રાતો
આજ હવે આ આપણી વચ્ચે
શબ્દ ફરે સંતાતો

ચ્હેરાની સુંદરતા ભૂલી
નજર ચાંદલો નોંધે
તારા હોવા તણા પુરાવા
હૈયામાં ના શોધે

કાન ઝંખતા, ક્યારે પાછો 'રાણી' કહી સંબોધે !-



તારા હૃદય આકાશમાં હું યાદનું વાદળ બની આવી ચઢું
ને સમયના સૂર્યને ઢાંકી દઉં
તો તું મને બોલાવશે ?

તારી સમજના ગામમાં હું અણસમજનો ઢોલ થઇ વાગી ઊઠું
ને સમજના શબ્દને હાંકી જઉં
તો તું મને બોલાવશે ?

ઉંબરાની ધાર પર અરધી ભીંજાતી હોય તું
ઓરડાની આંખના પ્રશ્નો દઝાડે, તોય તું

તારી નજરના ગામ કેરી સાવ સૂની સીમમાં હું મોર થઇ ટહુકી રહું
ને પીચ્છ થઇ ફરકી જઉં
તો તું મને બોલાવશે ?

આંખમાં રેતી પડ્યાનું રમ્ય બ્હાનું લઇ અને તું
રેશમી રૂમાલ આડેથી જીવી જાતી મને તું

તારા નયનના જામમાં હું, ને તરસતા ગામમાં હું
થઇ સૂરા છલકી ઊઠું
ને તપ્તની તૃપ્તિ બનું
તો તું મને બોલાવશે ?
હાથ કોઇના હાથમાં ને હસ્તરેખા કેદ હો
અંગ સાથે અંગ પણ ધબકાર માંહે ભેદ હો

તારી સુંવાળી છાતી કેરા સ્નિગ્ધ સુંદર ઢાળ પર હું
કંપ થઇ દોડી જઉં
તો તું મને બોલાવશે ?

❑

ચાલ, આપણે બેઉ ફરીથી શિરીષ વૃક્ષને છાંયે મળીએ-
કાળઝાળ ઉનાળે આપણ રેશમ રેશમ સ્પર્શ થઈને સુગંધમાં ઓગળીએ-

તારા વિણ આ તરસ્યા, તડપ્યા, તલપ્યા કેરી રાતનું દર્દ મજાનું લઈને
ચાલ, આપણે બેઉ ફરીથી શિરીષ વૃક્ષને છાંયે મળીએ
સંગાથે જે કોતર્યું'તું એ નામ, મહેકનું ગામ વસી જાય કળીએ કળીએ-

સ્મરણ તણું આ હરણ એકલું સાવ અટૂલું જાગ્યા કરતું
આજ અડોઅડ ઊગી ગ્યાનું આંગળીઓને લાગ્યા કરતું
ગમતું ગમતું થાય ને ના૨ કહેવાય એય સંભારી લઈને
હથેળીઓમાં હાથ, હાથને હળવેથી પંપાળી લઈને
ચાલ, આપણે બેઉ ફરીથી શિરીષ વૃક્ષને છાંયે મળીએ
જ્યાંથી આપણ છૂટા પડ્યાં'તા એ જ ક્ષણોમાં ફરી એક પળ માટે મળીએ

જીવતરના મારગ પર આપણ જીવતાં જીવતાં જૂનાં થઈને
સાથ સાથમાં ચાલ્યાં જાતાં એકબીજાથી સૂનાં થઈને
આવ, આપણે મળીએ સામે પૂર, ઘૂઘવતી ભરતી થઈને
રણકે નેહનૂપુર, સ્નેહના સૂર, અજબની મસ્તી લઈને
ચાલ, આપણે બેઉ ફરીથી શિરીષ વૃક્ષને છાંયે મળીએ
'હુંય તને ચાહું છું' એવું કાનમાં પહેલી વાર કહ્યું'તું એ જ સમયમાં પાછા વળીએ..

□

સૂરજની આંખેથી આંસુ ખર્યું
ને ખર્યું આંસુ ત્યાં ઊગ્યા ગુલમ્હોર
વૈશાખી વાયરાએ માંડ્યું તોફાન
જોઈ તીખેરા તડકાનો તોર-

વ્હાલમના વાયદાને છાંયે હું એકલી
ને એકલી ઊભી છું વાટ જોતી
પલ પલમાં છાંયડાઓ ટૂંકાતા જાય
અને હિજરાતી આંખ મારી રોતી
મારી આ એકલતા ઊતરડી જાય
તીખા તડકાના લોહઝાણ ન્હોર-

ગુલમ્હોરી સ્હાંજ અને હું છું ઉદાસ
મારાં આંસુનું નામ કોણ પાડે ?
ઢળતી આ સ્હાંજ કહે : આંખોમાં આંજ મને
ઝાઝી ન વાર રાત આડે-
સૂની અગાશીમાં ઊભી વિચારું કે
કોણ મારી ચાંદીનીનો ચોર ?



ૐકાર સ્વરસાત લયલીન દિનરાત
શ્રુતિ સ્વર્ગગંગા ને શત શત પ્રણિપાત

અલૌકિક પ્રકાશે, ઊઘડતું સ્વરાકાશ
ઉમંગે તરંગાતું નમણું ચિદાકાશ
શિવમ્ સુંદરમ્ સત્ય રૂપે તું સાક્ષાત્-

આ કલકલતાં વારિ ને મરમરતો વાયુ
આ તણખામાં તડતડતો ભડભડતો અગ્નિ
અને બીજમાંથી આ વૃક્ષો થઈને
પ્રકંપિત ઉમંગે આ રમણીય ધરતી
જે પંચભૂતોમાં વિલસે છે સ્વર સાત

આ મંદિર ને મસ્જિદ ગુરુદ્વારા દેવળ
છે સ્વરમગ્ન સઘળાં છે સ્વરસિદ્ધ કેવળ

અહમ્ ઓગળે વિસ્તરે સંઘશક્તિ
સૂરીલા સમિધે પ્રગટ સૂરશક્તિ

આ શબ્દોનાં પંખીને અર્થોનું આકાશ
આ કલરવનાં પર્ણોમાં મરમરતી હળવાશ

શિવમ્ સુંદરમ્ સત્ય રૂપે તું સાક્ષાત
શ્રુતિ સ્વર્ગગંગા ને શત શત પ્રણિપાત-



પળ છે મુખમાં જળ મૂકવાની-
ને નહિ તો વાદળ મૂકવાની

પળના આ કૈં ખળભળવાની
શાંત સાગરે જઇ ભળવાની-

અંધકારની દીવાલ પાછળ
અદકેરું અજવાળું ઝળહળ
પર્ણ હલે ત્યાં ઝલમલ ઝાકળ
કલકલ કૈં રેલાતું આગળ
પળ છે ઝળહળવાની-

આંખ નહીં, અવ દૃશ્ય
હવે આ કર્ણ સ્વયં સંગીત
આ જ નાસિકા સુગંધસાગર
રસના, સ્વાદ અમીટ
ત્વચા સ્વયં છે સ્પર્શનું મખમલ
પળ એ ઓળખવાની-

વાયુ થઈને હવે વિહરવું
વાદળ થઇ વિસ્તરવું
ધરા થઈ પથરાવું આજે
અગન સમું ઝળહળવું
જળ થઇને લ્હેરાવાની પળ
અરૂપમાં ઢળવાની-

સ્થળ ને કાળનાં બંધન નહીં અહીં
સહજ હવે સંચરવું
તન ને મનની કેદ તૂટતાં
સુગંધ થઇને સરવું
પળ છે કેવળ પરમ મનોહર
અનહદ ઓગળવાની-

□

એમ પૂછીને થાય નહીં પ્રેમ
દરિયાના મોજાં કૈં રેતીને પૂછે:
તને ભીંજવું ગમશે કે કેમ?

ચાહવા ને ચૂમવામાં ધરનાનો ભેદ નથી
એકનો પર્યાય થાય બીજું
આંખોનો આવકારો વાંચી લેવાનો
ભલે હોઠોથી બોલે કે: ખોટું!
ચાહે તે નામ તેને દઈ દો તમે રે ભાઈ
અંતે તો હેમનું હેમ —

પગલે પગલે જો તમે પૂછ્યા કરો તો પછી
કાયમના રહેશો પ્રવાસી
મન મૂકી મ્હોરશો તો મળશે મુકામ
એનું સરનામું, રવાની અગાશી
મનગમતો મોગરો મળશે, વટાવશો
વાંધાની વાડ જેમ જેમ —

— તુષાર શુક્લ

# સંદીપ ભાટિયા

(૧)

દસ બાય દસના દરિયામાં દોસ્ત દઉં ડૂબકી ને શ્વાસ મારા તૂટે

લંચ બૉક્સમાં માય એટલા રોજ હું તો જોઉં એક ચેકબુક વસાવવાનાં શમણાં
રૅશનનાં લાલલીલાં કાર્ડ જોઇ જીવે છે માણસ હોવાની મારી ભ્રમણા

અહીંયા તો રૂંવેરૂંવે ચાંપ્યા અંગારા દાહ દેશો શું જમણા અંગૂઠે

એક પછી એક મારા દિવસો ખરે છે જાણે ભીંત પરથી ઉખ્ખડતો ચૂનો
વેરણછેરણ બધે ઊડે છે પળ રોગ લાગ્યો છે પીંજાતા રૂનો

તરફડતા શ્વાસોના લીરાતાં કપડાં પર થીગડાં કોઇ ક્યાં મૂકે

◻

(૨)

ભલી ધાબાજરિયાની ખેતી
સપનાં વાવી ડૂસકાં વાવી લણવી રેતી રેતી

માપી તોલી જોખી ભૂલ ને ચૂક મળે શું, સાધો
પડછાયાને મારીને ચાબૂક મળે શું, સાધો
ઘસી લસોટી ચોળી સુખ ને દુઃખ મળે શું, સાધો

રણ હાંફીને ઢગલો થાતું એક પરબડી વ્હેતી

ચરણ થાકતાં ઝરણ થાકતાં મન ના થાકે, સાધો
સૂંઘે સ્પર્શે સૂણે જુએ ને ભ્રમણા ચાખે, સાધો
તળની નીચે તળ કેટલાં તળિયાં રાખે, સાધો

ઉષ્માથી હો ભરી હાટડી બસ ઇ લેતી દેતી



(૩)

# પ્રલંબ વેદનાનું ગીત

માણસ નહીં તો જંગલ જેવું પીંછાં જેવું પથ્થર જેવું ઇચ્છા જેવું કોઇ તો હો જે રસ્તા વચ્ચે નામ દઇને પોકારે
કાંચળીઓની નગરીમાં શું ઉગ્યા જેવું થડકા જેવું લહેકા જેવું પડ્યા જેવું ચાલે મારા સથવારે

સ્હેજ પ્રસંગો પાસું બદલે એવી આશે અદ્ધર શ્વાસે ઊભો વિફળ હું પળ પાસે ખળખળતું એકાંત લઇ
અલપઝલપના ઓવારામાં જીવ છલોછલ ડોલ ડુબાડી શ્વાસનો ઊભો મોલ ઉજાડી ચાલ્યો
તોયે સાવ નગુણી ઘટનાઓની શાંત સપાટી શાંત રહી
અડકયા નહીં તો સળગ્યા જેવું અડધી રાતે ખખડયા જેવું ઝબકયા જેવું તડપ્યા જેવું કૂણું કૂણું કૈંક તો ફૂટે ક્ષણભર આખે જન્મારે

સ્મરણોના સૂકા પાદરમાં પગરવની કૂંપળ ફૂટે કે પડછાયાનાં ધણ છૂટે કે કંકુની ડમરી ઊડે કે ઘેલી પાપણ ઊજવે લીલા અવસર
શમણાંઓના નકશામાં મેં સેજલ નામે શ્હેર શોધતાં ભીની ભીની લ્હેર શોધતાં પગ ખોયા ને પગ ખોવાને પગલે પગલે આજ થયો છું પગભર
કાગળ સાથે અંજળ જેવું સાંકળ જેવું વાદળ જેવું બંધાયું તે ભડભડ બળતા ગામની વચ્ચે મને સાચવે ને સંબંધો ખુલ્લમખુલ્લા લબકારે

□

(૪)

## સંવેદનોના બુકકીપિંગનું ગીત

માણસ ખાતે ઉધાર - શબ્દો ખાતે જમા
શ્વાસને ચોપડે માંડતાં રહેવું ગમા ને અણગમા

યાદની સિલક આગળ લઈ જાતાં ધ્રૂજયો'તો હાથ
કળાયલ બહુ ધ્રૂજયો'તો હાથ

શ્રી૧ાને બદલે કોકનું નામ લખ્યું તે એવું પ્રસર્યું
પ્રસર્યું પ્રસર્યું છેવટ થઈ ગ્યું ડાઘ

ડાઘ ખાતે ઉધાર - ચહેરા ખાતે જમા
શ્વાસને ચોપડે માંડતા રહેવું ગમા ને અણગમા

જેટલી વખત કાગળ વાંચ્યો જેટલી વખત પાંપણ
પલળી એટલી આપણી મૂડી
સરવૈયામાં જૂજ પ્રસંગો સ્થાવર જંગમ રોકડા સ્પંદન
શાખ આમ તો રૂડી

સ્પંદન ખાતે ઉધાર ને જંગમ ખાતે જમા
શ્વાસને ચોપડે માંડતા રહેવું ગમા ને અણગમા

□

(૫)

એકલપણાની તમે ગોફણ વીંઝી
  ને મારું પીછું ખર્યું ને આભ ધ્રુજ્યું
ભેળા થઈ લીલીછમ માયા બાંધી
  ને પછી કાયા સાંધી ને આ શું સૂઝ્યું

સાચવ્યો ના કેમ એમ પૂછે બધાય તમે પાંખ ને પવનનો સંબંધ
મૂંગેરી ચાંચ થકી કેમ રે કહું કે હતું આભ આખું પિંજરામાં બંધ

મધરાતે ડાળીને શમણું ઝર્યું ને
    હજી ઝાકળ તર્યું કે પાન તૂટ્યું

નજરું ઊડીને આવી પાછી કે દૂર સુધી તડકાનું છલકે તળાવ
ગાઉના ગાઉ મારી ચોગરદમ ક્યાંય નથી છાંયડાનો ભીનો પડાવ

ચાતકને શ્રાવણની કેડી મળી ને
    હજી ટહુકો પલળ્યો કે આભ રૂઠ્યું

□

(૬)
અડખે પડખે રે અમે ઊઠ્યા બેઠાને તોય
    થાવાની વાત ના થઈ
મારી ચુંદલડી તરસી રહી ગઈ

જળની ઝંખન મહીં પી ગઈ હું આભ છતાં એકે જડ્યું ન મને વાદળું
મનખાની માયામાં ડૂબકિયું દીધી ને હાથ આવ્યું ખાલીખમ છીપલું

    મારી નદિયું કોરી જ વહી ગઈ

હાથ હજી મેંદીને માણે ન માણે ત્યાં અવસર દઈ હાથતાળી છટક્યા
સાચવીને રાખેલા શબ્દોના ધસમસતા વાયરાઓ અધવચ્ચે અટક્યા

મારા હાથમાંથી રાત સરી ગઈ

ઘટનાના વ્હેણ મહીં વહેતી મૂકી'તી મારી લાગણીની સોનેરી લટ
માનેલા કુંવરને તરસ્યું લાગી ના મારાં થઈ ગયાં શમણાં બરછટ

મારી આંખમાંથી વાત ઝરી ગઈ

□

(૭)

બર્ફીલા સંબંધો અળગા કરીને

હવે જીવું છું દર્પણની હૂંફમાં
મને સગપણનું સરનામું પૂછમાં

સૂરજ સમજીને જ્યાં લંબાવ્યો હાથ ત્યાં તો મૃગજળમાં પરપોટા ફૂટ્યા
દ્વારકા દેતાંય મને તાંદુળ મળ્યા ના બધે લાગણીના સિક્કાઓ ખૂટ્યા

નથી અટવાવું રેશમની ગૂંચમાં

તડકાની જેમ મારો ઝળક્યો'તો રંગ ત્યારે સંગે ચાલ્યા'તા પડછાયા
ઓળખીતી આંખોથી ઊતરતા અંધારે અટવાઈ એકલી આ કાયા

અહીં બરછી છે બખ્તરના રૂપમાં



(૮)

**મચ્છુ બંધ મોરબીની હોનારતની તસવીરો જોઇને....**

લીલા કિલ્લોલ થકી ચીતરેલા ચિત્તર પર શાહી કાં ઢોળી દીધી શ્યામ

ગોઝારી પળ પહેલાં મેળો મળ્યો'તો હવે ટોળે વળ્યું છે વેરાન
કાદવમાં ખૂંપેલા કુમળાં આ પારણાંને સાંભરે છે હાલરડાં ગાન

જળના કંકર વડે પાંપણના પલકારે મટકી ફોડી દીધી શ્યામ

રડતા એકાંત મહીં સૂતેલા ખાટલાની ફાટી ગઈ છે અહીં આંખ
વેદનાના પંખીની તરફડતી ચીસો આ શોધે છે તૂટેલી પાંખ

લહેરાતી લાગણીને વારતાની ચોપડીમાં આમ કાં જોડી દીધી શ્યામ



(૯)

## પાત્રો (જાન્યુઆરી, ૧૯૯૩ : મુંબઈ)

[જાન્યુઆરી, ૧૯૯૩માં મુંબઈ શહેરે ભયાનક કોમી રમખાણો જોયાં. શ્રી નિરંજન ભગતના દાયકાઓ પૂર્વે સર્જાયેલાં અમર 'પાત્રો' એ દિવસોમાં મુંબઈની સૂમસામ સડકો પર મને સામાં મળ્યાં. આ શહેર વિશે એમણે મને જે કહ્યું તે આ...]

કવિ :

ટૂંકી બહેરમાં ગણગણો યા ચૂપ રહો

પર્ણો ખરી પડ્યાં પછીની ડાળ છે રસ્તો
શબ્દો સડી ગયા પછીની ગાળ છે રસ્તો
વીંખાયેલી પાગલ ઔરતના વાળ છે રસ્તો

વીંધીને એને હવે નીકળી શકાશે કે નહીં ?
ચહેરા કચ્ચર કચ્ચર છે પગલું મુકાશે કે નહીં ?
ચૂંથાયેલા માળામાં કોયલ ગીત ગાશે કે નહીં ?

ભાષા નવેસરથી ભણો યા ચૂપ રહો
ટૂંકી બહેરમાં ગણગણો યા ચૂપ રહો

ફેરિયો :

હું ફેરિયો છું તે છતાં ફરતો નથી

સ્વપ્નની મૂડી લઈને હાટ માંડી'તી અહીં
ફૂટપાથ સાથે પેટછુટી વાત માંડી'તી અહીં
વરસો લગાવ્યાં દાવ પર ચોપાટ માંડી'તી અહીં

ભીંતને પણ ટેકાની જરૂર છે ચારેતરફ

ભીંત પર એથી ભરોસો હું હવે કરતો નથી
હું ફેરિયો છું તે છતાં ફરતો નથી

**આંધળો :**

ગર્ભમાં પણ આટલું અંધારું ન્હોતું

સ્પર્શ કરફ્યુની તળે ચારેતરફ હશે
દેખનારાને દિશાની પરખ હશે ?
કેસરી ને લીલામાં ઝાઝો ફરક હશે ?

શિશુના ક્રંદનને ચીરી ગોળી વહી ગઇ
સારું થયું કે સ્વર્ગમાં મુજ કીકી રહી ગઇ
કલ્પદ્રુમની છાંય નહીં શોધું અહીં ક્યહીં

પગરવોનું ગામ ક્યારેય આવું નોધારું ન્હોતું
ગર્ભમાં પણ આટલું અંધારું ન્હોતું

**ભિખારી :**
હાથ લંબાવું હવે કોની કને તે ના ખબર

શેરી મકાન માણસ અંદર બ્હાર સૌ સૂમસામ છે
ઈશ્વર અલ્લા જિસસ સર્જનહાર સૌ સૂમસામ છે
રોજના રસ્તાના એ આધાર સૌ સૂમસામ છે

આ હથેળીને ખપે ના ચંદ્ર સૂરજ તારલા
પેટની ખાઇને પૂરે એક ચા બે રોટલા
જિંદગી ને બંદગી ને સ્વર્ગ નરક કઇ બલા ?

એક ભયભીત ભૂખ બસ ભટક્યા કરે છે દરબદર
હાથ લંબાવું હવે કોની કને તે ના ખબર

વેશ્યા :

બમ્બઈ નગરી આજકાલ તો ઔરત થઈ ગઈ છે

જે આવે તે એની ઉપર હાથ ધોઈ લે સાલા
ન્હોર ભરાવે દાંત ખૂંપવે ચૂસી લોહી લે સાલા
જાતાં જાતાં તરસી આંખે ફરી જોઈ લે સાલા

અહીં કમાટીપુરામાં બધ્ધું મસ્ત છે રાજ્જા
ધર્મ મઝહબ અને આદમી સ્વસ્ત* છે રાજ્જા
હર પળ સૂર્યોના ઉદય ને અસ્ત છે રાજ્જા

ડાઘાડૂઘીવાળી એની સૂરત થઈ ગઈ છે
બમ્બઈ નગરી આજકાલ તો ઔરત થઈ ગઈ છે

પતિયો :

કોઈ મુજને મારો મઝહબ પૂછતું નથી !

તલવારોને ચીતરી ચડતી હશે જાણ્યું ન'તું
ખંજરોની આંખ પણ રડતી હશે જાણ્યું ન'તું.
ક્રૂરતાથી પણ દયા મળતી હશે જાણ્યું ન'તું

સવાર સાંજ રાત છે લોહી પરુના ડાઘ
રસ્તા ગલ્લી વાટ છે લોહી પરુના ડાઘ
આખી માણસજાત છે લોહી પરુના ડાઘ

સાવ ખુલ્લા ઘાવ માફક જીવવું રુચતું નથી
કોઈ મુજને મારો મઝહબ પૂછતું નથી !

**સ્વગતોક્તિ :**

**આંધળાને પસાર થતો જોઈ ફેરિયો :**
હાટ અંધાપાની ચાલો માંડીએ આ શહેરમાં
દેખવું નહીં દાઝવું નહીં જીવવું બસ લહેરમાં

**ભિખારીને પસાર થતો સાંભળી આંધળો :**
હાથ ફેલાવો તો રસ્તા પાર થાય, દોસ્ત ?
રાત સામે કરગરો – સવાર થાય, દોસ્ત ?

**વેશ્યાને જોઈ ભિખારી :**
આટલું જોખમ લઈ નીકળાય આવામાં ?
ક્યારે પાછી મૂડી ભેગી થાય આવામાં ?

**પતિયાને જોઈ વેશ્યા :**
કેટલું સદ્‌ભાગ્ય કે સૂનકાર પણ અડકે નહીં
કોઈની નજર નહીં તલવાર પણ અડકે નહીં

**કવિને જોઈ પતિયો :**
શબ્દો નકામા છે, ચલ હટ, ભાષા નકામી છે
આ શહેર વચ્ચે નીકળી એની નનામી છે

**મધરાતે એકાંતમાં પોતાની કાવ્યપોથીમાં કવિ :**
ટૂંકી બહેરમાં ગણગણો યા ચૂપ રહો
ભાષા નવેસરથી ભણો યા ચૂપ રહો

(*સ્વસ્ત = સસ્તું)

□

(૧૦)

પહેલો વરસાદ તે દિ થ્યો'તો
સખીરી પછી પહેલો વરસાદ કે દિ થ્યો'તો ?

ઝાંખી પડેલી ઓઢણીને ફરી ફરી રંગીને પ્હેરવાનું સુખ
એક વાર નયણાંમાં ભાળ્યું સખીરી, હવે તકતામાં તાકવાના મુખ

નજરુંમાં નાદ તે દિ થ્યો'તો
સખીરી, પછી નજરુંમાં નાદ કે દિ થ્યો'તો ?
સખીરી, પછી પહેલો વરસાદ કે દિ થ્યો'તો ?

ઊભા તે મોલ સમું સુક્કાવું લઈને આ માટીની ગંધ હારું ઝૂરવું
ગાડાં ભરીને વાલો ચોમાસાં ઠાલવે ને તોયે અભાવને વલુરવું

ભીનેરો સાદ તે દિ થ્યો'તો
સખીરી, પછી ભીનેરો સાદ કે દિ થ્યો'તો ?
સખીરી, પછી પહેલો વરસાદ કે દિ થ્યો'તો ?

□

(૧૧)

**કૃષ્ણ વિશે જેણે ફક્ત વાયકાઓ સાંભળી છે,**
**કૃષ્ણને જોયા નથી એવી ભીલડીનું ગીત**

આભના જેવડી કામળી હશે
પીપળ તળે છાંયડી હશે
કે રૂપાળું નામ હશે
શ્યામ, સખી શુંયે હશે ?

ફૂલને કશુંક કહેતી હોઉં
ઝરણાં હારે વહેતી હોઉં
કોઇ એવામાં સપનાં સાંધે
છાતી વચોવચ માળો બાંધે

વાટ ભૂલેલો ટહુકો હશે
દૂરનો ઝાંખો દીવડો હશે
મોરપીચ્છનું ગામ હશે
શ્યામ, સખી શુંયે હશે ?

લ્હેરખી જેવી શ્યામની વાતું
અંગ આ વેલ સમું થઈ જાતું
હું જ કોરી એક કોર ઊભી
ને જંગલ આખુંય સૂરમાં ન્હાતું

નેણ મળ્યાનો શ્રાવણ હશે
હેત હરાયું ગોધણ હશે
હે... ય ને રમતારામ હશે
શ્યામ, સખી, શુંયે હશે ?

□

(૧૨)

ચાલ હવે ઘટનાને સૂતી મેલીને પછી અણદીઠે રસ્તે નીસરીએ
વણકીધી વેદનાને છુટ્ટી મેલીને પછી આંસુની જેમ સ્હેજ ઝરીએ

ઓળખાતું ન્હોય એવા કારણને કારણે મન મારું થાતું શેં બ્હાવરું
પોતાની અંદર જ્યાં ફંફોસું, ભાળું છું ઇચ્છાઓ કેટલી અવાવરુ

એકાદી ક્ષણ અહીં ખીલવા મળે છે ક્ષણે બીજી ખરીએ તો ભલે ખરીએ

આખી કિતાબ મહીં માણસના નામ પર શાને પડ્યો હશે ડાઘ
બોલું તો મુખમાંથી તણખા ઝરે ને વાંચું તો આંખ્યુંમાં આગ

વારતાની અંદરથી કહેશો કે કેમ કરી શીર્ષકની બાદબાકી કરીએ

□

(૧૩)
જૂઇનાં વન મને ઘેરે
રૂંવાડે રૂંવાડે સપનાં પરોવીને સાજન જ્યારે મને પહેરે

હું તો શિયાળુ સવાર સમી ઊઘડું
હું બેધારી તલવાર સમી ઊઘડું

અડધી અડધી રે હું થાઉં જ્યારે સાજનજી મારામાં ખુદને ઉમેરે
જૂઇનાં વન મને ઘેરે

ઢાળ લીલાછમ દીધા છે એવા
લાગું ઓગળવા દડદડવા વહેવા
લુમ્બઝુમ્બ ઝરણાં સીંચીને સાજનજી મારામાં નદીયું ઉછેરે
જૂઇનાં વન મને ઘેરે
□

(૧૪)
થાય બીજું કંઇ શું મારા વગર
સ્તબ્ધ થઇ ઊભું હશે તારું નગર

આયનામાં જોઇને મુજને હવે
રોજ હું પૂછ્યા કરું મારી ખબર

ગોદ સૂની ડાળની રહે ના કદી
ફૂલ ખરતાં જન્મશે ત્યાં પાનખર

લાગણી ખોવાઇ છે એ દેશમાં
કોણ કોને શોધવાનું ઉમ્રભર

કાચબાની પીઠશાં સંવેદનો
ને સતત સ્પર્શ્યા કરે મારી નજર
□

(૧૫)
નામ સરનામા વગરનું એક પરબીડિયું હતું
કોઇ પણ બહાના વગરનું એક પરબીડિયું હતું

દિ પુછાવ્યો લગ્નનો જીવીના બુઢ્ઢા બાપુએ
જરકશી જામા વગરનું એક પરબીડિયું હતું

તેં કશું પૂછ્યું નહીં ને હું કશું બોલ્યો નહીં
સ્હેજ પણ હા ના વગરનું એક પરબીડિયું હતું

જ્યાં સુધી ખોલ્યું ન'તું એ ત્યાં સુધી દરિયો હતું
પણ પછી ઘટના વગરનું એક પરબીડિયું હતું
□

(૧૬)
ઝૂરે સ્પંદન તકિયા નીચે
સાગરમંથન તકિયા નીચે

સ્હેજ અડ્યો કે સ્તબ્ધ થઇ તું
ઝણઝણ ઝણઝણ તકિયા નીચે

રાત પડે ને પરીઓ જાગે
ખેલે બચપણ તકિયા નીચે

ઉજ્જડ ગામે ચોરીનો ભય
કૂંચી- સગપણ તકિયા નીચે

અડધી રાતે સૂણી વાંસળી
મ્હેક્યું મધુવન તકિયા નીચે
□

(૧૭)
પૂર્ણતાની એક પળ આપી તમે
એ પહેલાં અલ્પતા માપી તમે

મેં કહી'તી વાત જે ધીમે રહી
બાવડા પર છૂંદશે છાપી તમે ?

હસ્તરેખામાં સમય ચીતર્યો અને
હાથને લીધા પછી કાપી તમે

તો તમે દરિયો નહીં પામી શકો
આંસુની ખારાશ ના ચાખી તમે
❑

(૧૮)
શબ્દથી કેવળ તને હું શું કહું
હુંય છું વિહ્‌વળ તને હું શું કહું

હું મથું જ્યારે મને પણ ભૂલવા
તું લખે કાગળ, તને હું શું કહું

તું જ મુજરામાં લચકતો મોગરો
તું જ તુલસીદળ તને હું શું કહું

સાત સાગર પારના કો લોકમાં
ક્યાં વસે અટકળ તને હું શું કહું

તું કરે ફરિયાદ આ ઝરમર તણી
તું જ છો વાદળ તને હું શું કહું
❑

(૧૯)
નથી લખ્યા એ અક્ષર લઈને જીવ્યા કરશું
છાતી ઉપર પથ્થર લઈને જીવ્યા કરશું

કોઈ ખુદાએ સીવેલાને રફૂ કરે નહીં
જીરણશીરણ વસ્તર લઈને જીવ્યા કરશું

ચોમાસાં બારસાખ પર બાંધી દઈને
નથી જીવ્યા એ અવસર લઈને જીવ્યા કરશું

હરપળ ફૂટતી સુરંગોના શ્હેરની વચ્ચે
ચહેરા કચ્ચર કચ્ચર લઈને જીવ્યા કરશું

એકાંતોનો અર્ક એટલે ગઝલ અમારી
અમે શ્વાસમાં અત્તર લઈને જીવ્યા કરશું
□

(૨૦)
ગા લ ગા ગા માં સતત અકબંધ છું
હું શિરા ને રક્તનો સંબંધ છું

રોજ કઠપૂતળી સમું નાચ્યા કરું
નૃત્યના મ્હેલે ચણેલો સ્તંભ છું

શબ્દ ઓઢીને હવે ચાલું સતત
વેદનાઝરતી કલમનું અંગ છું

ઓસ લઈને ચાડિયો ઊડી ગયો
હું હવે ડૂંડાં ગણું છું, અંધ છું

ને હવે ભીનાશ એ ઘટના નથી
જિંદગી છે, હું નદી પર બંધ છું
□

(૨૧)

શબ્દની ભોગળ ખૂલે છે. સાવધાન !
આપણાં ફોકળ ખૂલે છે, સાવધાન !

શ્વાસ અદ્ધર થઈ ગયા સંબંધના
એમનો કાગળ ખૂલે છે, સાવધાન !

આજ તો સિંહાસનો ડોલી જશે
આંખમાં ઝળહળ ખૂલે છે, સાવધાન !

ચીર પૂરે એવું અહીંયાં કોણ છે ?
શબ્દની સાથળ ખૂલે છે, સાવધાન !

□

(૨૨)

**મુક્તકો**

પહાડોની ચુપકીદીમાં તને શોધતો રહ્યો
સ્મરણોની સૌ નદીમાં તને શોધતો રહ્યો
ક્ષણ થઈને તું મારી સામે ઊભો'તો
હું આખી સદીમાં તને શોધતો રહ્યો

□

ખળખળ વહેતા ઝાંઝવાંના આ ઝરણને રોક
આવ મારા મનમાં તારા સાંભરણને રોક
તારા વિરહની રેત દઝાડે છે બહુ મને
રોક રોક રોક આગળ વધતા રણને રોક

□

યાદ થોડી પાંગરે તો કંઈ કહું
કોક તમને સાંભરે તો કંઈ કહું
ક્ષણ પહેલાં ક્ષણ પછીયે ક્ષણ ફક્ત
પોપડા ક્ષણના ખરે તો કંઈ કહું

□

ઓસ અડકવાનો અનુભવ યાદ છે
હાથ સળગ્યાનો અનુભવ યાદ છે
છાંયડાનો અર્થ ના સમજાવ તું
મુજને તડકાનો અનુભવ યાદ છે

❑

આંખડી છલકાઈ પણ ખોટે સમે
લાગણી ઊભરાઈ પણ ખોટે સમે
રથ મહીં તો એ સમે દશરથ ન'તા
આંગળી કચરાઈ પણ ખોટે સમે

❑

તું બધું તોડે છે એય વાત સાચી છે
તું બધું જોડે છે એય વાત સાચી છે
રાત માયાની જગતમાં તું રચે છે ને
તું જ ઢંઢોળે છે એય વાત સાચી છે

❑

આમ તો પામ્યો ઘણું સંગાથમાં
તોય પણ આપો કશું સોગાતમાં
હાથ ખાલી છે તમારો તો પછી
એ જ આપી દો આ મારા હાથમાં

❑

શબ્દ થઈ આવે તને તો સાંભળું
ગીતમાં મારાં તને હું સાંકળું
સૂરને મારગ મને આવીને મળ
તો જ મળશે લયનીતરતું આંગણું

❑

બે-ચાર કે કરોડના પ્રશ્નો નથી હોતા
ઝાકળને બાંધછોડના પ્રશ્નો નથી હોતા
આકાશ કાગળ હો ને ટહુકાની લિપિ હો
ત્યાં કદી મરોડના પ્રશ્નો નથી હોતા

❑

પાંખોની તરફડાટ ધોધમાર મોકલું
ટહુકા જો માગો તો બે-ચાર મોકલું
મોકલું તો હું મારા શ્વાસ મોકલું
હું પત્રમાં કદી નહીં વ્યવહાર મોકલું

❑

મયખાનું પાસ હો એટલું જ બસ નથી
આંખો ઉજાસ હો એટલું જ બસ નથી
પ્રણયનો જામ પીવા લાયકાત જોઈએ
ફક્ત પ્યાસ હો એટલું જ બસ નથી

❑

આપણી વચ્ચે એક સન્નાટો છે
આપણી વચ્ચે એ જ તો નાતો છે
શુષ્ક ઠંડા પ્રેમપત્રો ભેગા કરી
તાપણે બેઠા છીએ - ગરમાટો છે

❑

વાદળની સામે છું ને તને યાદ કરું છું
અંજળની સામે છું ને તને યાદ કરું છું
તારું ભીંજવવું કેટલું નીરવ હતું, પ્રિયે
ખળખળની સામે છું ને તને યાદ કરું છું

❑

હોવું ટાઢુંબોળ છે- તાપણું કરો
આઘે હજીય ભોર છે- તાપણું કરો
બુઢ્ઢો થઈ ગયો એ ખાદીની કામળી
ફાટેલી ચારે કોર છે- તાપણું કરો

❑

લાગણી તારી ભલે શબ્દોથી પર હશે
તોય પણ મારી ટપાલી પર નજર હશે

❑

અવઢવનું ગીત ☐ સંદીપ ભાટિયા

કાગળના ફૂલમાંથી પ્રસરે છે કંઈક એને ફોરમ કહું કે કહું અફવા
ઘટનાના પગરવને ચીંધી હઉં ટેરવે આપું એકાદ નામ અથવા

પૃથ્વીતાની કોરે કોઈ બેસીને ગણતું હો ઉનાળુ શ્વાસોના ફેરા
ભમ્મર પર હાંફતા હો સૂરજના ઊંટ અને પાંપણને ચાંદનીના ડેરા

તપતી રેતીને તમે આપી ગયા છો એને વેદના કહું કે કહું પગલાં

હુંફાળા હાથને હો છેટું હાથવ્હેંતનું ને આભ,જે હું વ્હેંત મહીં માપું
શેરીમાં ટળવળતા કંકણની વાચકાને ઘરની દિવાલોએ સ્થાપું

ખરતા પીંછાનો લાગે એવો તો ભાર કે માંડું આકાશ લઈ ઉડવા

★ સંદીપ ભાટિયા ★

# સંજય પંડ્યા

ટેકરીઓની ટોચ પર ઊગ્યાં મીઠાં બોર
મારાં લથબથ ટેરવાં ને મોઝીલો કલશોર

લીસી લીસી ટેકરી ને મઘમઘતા ઢોળાવ
એવા એના ઢાળ પર નાખું એક પડાવ

લીલું લીલું આંખમાં છાતીમાં મોલાત
જુઓ લથબથ પ્રેમની કેવી થઈ શરૂઆત

ઝળઝળ તોરણ આંખમાં ઝૂમાબંધ આકાશ
પરબીડિયામાં કેદ છે પિયામિલનની આશ

આભ ઘેરાતું આંખમાં શ્વાસે ઊગ્યાં વન
પંદર તો એમ જ ગયાં સોળ ભયો સાવન

❑

જળના પડદે
જરીક અમસ્તી ફાટ પડે ને
જળરાશિની છાતીના બે કટકા કંપે

તૃણની ટચલી આંગળીએથી
વેઢ સમું એ ઝાકળબિંદુ
સરી પડે ને જળને તળિયે
શાંત નીરમાં જંપે...

ઝરણાં, વહેળા, નદી, તળાવો
તીવ્ર વેગથી ઝીંકાતા
જળધોધ મહીંથી ઊડતી શીકરો
તન પર ચોંટી રોમ રોમ આલિંગે

જરી ટેરવે જળના સ્પર્શે
શ્વેત હંસની પાંખો જેવી
ઇચ્છા ફફડે,
કેડ સમાણા પાણીમાં એ જાત ઝબોળી
અંગ મરોડી મલકે...

જળના પડદે
જરીક અમસ્તી ફાટ પડે ને
જળરાશિની છાતીના બે કટકા કંપે

□



★ સંજય પંડ્યા ★

# સંજય પંડ્યા

ટેકરીઓની ટોચ પર ઊગ્યાં મીઠાં બોર
મારાં લથબથ ટેરવાં ને મોજીલો કલશોર

લીસી લીસી ટેકરી ને મઘમઘતા ઢોળાવ
એવા એના ઢાળ પર નાખું એક પડાવ

લીલું લીલું આંખમાં છાતીમાં મોલાત
જુઓ લથબથ પ્રેમની કેવી થઈ શરૂઆત

ઝળઝળ તોરણ આંખમાં ઝૂમખાબંધ આકાશ
પરબીડિયામાં કેદ છે પિયામિલનની આશ

આભ પેચાતું આંખમાં શ્વાસે ઊગ્યાં વન
પંદર તો એમ જ ગયાં સોળ ભયો સાવન

□

જળના પડદે
જરીક અમસ્તી ફાટ પડે ને
જળરાશિની છાતીના બે કટકા કંપે

તૃણની ટચલી આંગળીએથી
વેઢ સમું એ ઝાકળબિંદુ
સરી પડે ને જળને તળિયે
શાંત નીરમાં જંપે...

ઝરણાં, વહેળા, નદી, તળાવો
તીવ્ર વેગથી ઝીંકાતા
જળધોધ મહીંથી ઊડતી શીકરો
તન પર ચોંટી રોમ રોમ આલિંગે

જરી ટેરવે જળના સ્પર્શે
શ્વેત હંસની પાંખો જેવી
ઈચ્છા ફફડે,
કેડ સમાણા પાણીમાં એ જાત ઝબોળી
અંગ મરોડી મલકે...

જળના પડદે
જરીક અમસ્તી ફાટ પડે ને
જળરાશિની છાતીના બે કટકા કંપે

□



★ સંજય પંડ્યા ★

કૂવા કાંઠે સરી પડેલા
ટહુકાને તું ભેગો કરતી
લચકાતી ચાલે ત્યાં ફરતી
હજી મને છે યાદ !

અને અદાથી પનઘટ ઉપર
લથબથ નજરે તાક્યું'તું તેં
કાજળઘેરી રાતોના એ
ઉજાગરા જે સોંપ્યા'તા તેં
હજી મને છે યાદ !
હજી તને છે યાદ ?

પાદર, કૂવો, કોસ, બળદિયા
છલકાતા પાણીનું નર્તન
તારું એક જ સ્મિત અને
આ પાદરનું ઝળહળ થઈ જાવું
હજી મને છે યાદ !
હજી તને છે યાદ ?

ખેતરશેઢે ખળખળ વહેતા
પાણીનો કલશોર અને
આ ઊભા મોલે આલિંગન ચકચૂર
મને જે આપ્યું'તું તેં
હજી મને છે યાદ !
હજી તને છે યાદ ?

જાર-બાજરીની હરિયાળી
ગોફણધારી અદા ફાંકડી
ચણીબોરના રંગો જેવી
ચુંદડી હેઠે નટખટ તારું વ્હાલ
મને કંઈ ખોબેખોબે આપ્યું'તું તેં
હજી મને છે યાદ !
હજી તને છે યાદ ?

□

પરોઢ થાતાં સૂર્યકિરણના પહેલા સ્પર્શે
નળિયાં સૌ સોનેરી લાગે,
આળસ મરડી, નળિયાનું ત્યાં ઊભા થવું
ને કિરપોદાદો મંત્રગાનથી
ફળિયું આખું ગજવે,

તુલસીક્યારે લજ્જાના શણગાર ધરીને
હેતલવહુનું તાંબાના ચકચકતા લોટે
જળની ધારે,
સૂર્યદેવનું સમરણ મીઠું લાગે

ખભે ભેરવી ડાંગ,
રબારી જેહો જ્યારે સાદ પાડતો
ગામ વચેથી નીકળે ત્યારે
ગાય ભેંસનું ધણ આખુંયે
પુચ્છ ઉલાળી હફરક કરતું નીકળે

સીમહેવાયો રણમલકાકો,
સાફામાં સૂરજને બાંધી
ગાડું લઈને ખેતર જાવા નીકળે

વખત – રેંટ – મૂઠ – નારનો સાંજે
છોડેલો એ દાવ લેવાને
છૈયાં સઘળાં ઊમટે...

ગમાણમાં બાંધી રાખેલી પાડી એની
કૌતુક નજરે દુનિયા આખી નીરખે...



 ★ સંજય પંડ્યા ★

વરસાદી ઘટનાઓ અવતરશે અંગઅંગ
બેઠો છે કેમ તું વેરાનમાં
સોળમું આ ચાલ્યું તે સિસકારા મારે ને
આવ પ્રિયે આવ કહું સાનમાં

ફોરાં કે ધાર, કે હો ધોધવા મલ્હાર
થઈ વરસાદી વાલમને ભેટું
અડવું ચોમાસું જો વીતે તો લાગે કે
કેટલાંય વર્ષોનું છેટું

લીલીછમ કાપાના સૂર બધા ઓળઘોળ
વહેતા મૂકું છું હું ગાનમાં

ભીની હથેળીઓની ગોઠડીમાં છલકાતા
રૂદિયાના ધગધગતા શ્વાસ
મરજાદી છેડછાડે, રમતી મુકાશે મારા
ચહેરા પર નમણી રતાશ

આષાઢી અવસરના કોડીલા ધબકારા
રમતા મૂકું છું હવે કાનમાં
સોળમું આ ચાલ્યું તે સિસકારા મારે ને
આવ પ્રિયે આવ કહું સાનમાં



સદ્યસ્નાતા સુંદરીના કેશની લટો ઉપરથી
જળ સરે, ટપક.... ટપક....ટપક.... ટપક....

ભીંજવે મનેય જાણે,
નખથી લઈ શિખા સુધી,
ત્વચાનો રેશમી ઉઘાડ થરેથરે
પ્રલંબ શ્વાસ પણ ખરે
અનંગ પ્રેમના વલય વિસ્તરે
એ સરે, નિકટ... નિકટ... નિકટ... નિકટ...
એક ગાઢ બાહુપાશ, ઉષ્ણ શ્વાસ
ઓષ્ટ, ભાલ, નાસિકા, ગ્રીવા ને કર્ણબૂટ પણ...
રક્તનો પ્રવાહ જાણે ખળભળે
ને ચળે બધીયે સુપ્ત એષણા
શૃંગ, ટેકરી અને ઢોળાવ પર પડાવ લઈ
હાંફતા ચર્યા કરે, સ્તબ્ધ થઈ,
શ્વાસ લે ટેરવાં
નાભિના ઊંડાણમાંથી તગતગે છે
મ્હેક પણ
ને કટિવળાંક કે નિતંબસ્પર્શ કેફીલો
કેળસ્તંભથી લઈને છેક પગની પાનીએ
ઘેનમાં ડૂબેલો લય, છનક... છનક... છનક...
છનક...!

❑

સૂરજ ડૂબે આથમણે ને
સીમને ચઢે થાક
સાંજ બચાડી તાપણે શેકાઈ
પળમાં થાતી રાખ

સીમની આંખે થોરનાં આંજણ
ઘેન બની પથરાય
ધૂળ ઉડાડી ગોધન આખું
ગામ સમીપે જાય

વરસાદી ઘટનાઓ અવતરશે અંગઅંગ
બેઠો છે કેમ તું વેરાનમાં
સોળમું આ ચાલ્યું તે સિસકારા મારે ને
આવ પ્રિયે આવ કહું સાનમાં

ફોરાં કે ધાર, કે હો ધોધવા પ્રહાર
ધઈ વરસાદી વાલમને ભેટું
અડવું ચોમાસું જો વીતે તો લાગે કે
કેટલાંય વર્ષોનું છેટું

લીલીછમ કાયાના સૂર બધા ઓગસાવ
વહેતા મૂકું છું હું ગાનમાં

ભીની હથેળીઓની ગોઠડીમાં છલકાતા
રુદિયાના ધગધગતા શ્વાસ
મરજાદી છેડછાડે, રમતી મુકાશે મારા
ચહેરા પર નમણી રતાશ

આષાઢી અવસરના કોડીલા ધબકારા
રમતા મૂકું છું હવે કાનમાં
સોળમું આ ચાલ્યું તે સિસકારા મારે ને
આવ પ્રિયે આવ કહું સાનમાં



સદ્યસ્નાતા સુંદરીના કેશની લટો ઉપરથી
જળ સરે, ટપક.... ટપક....ટપક.... ટપક....

ભીંજવે મનેય જાણે,
નખથી લઈ શિખા સુધી,
ત્વચાનો રેશમી ઉઘાડ થરેથરે
પ્રલંબ શ્વાસ પણ ખરે
અનંગ પ્રેમના વલય વિસ્તરે
એ સરે, નિકટ... નિકટ... નિકટ... નિકટ...
એક ગાઢ બાહુપાશ, ઉષ્ણ શ્વાસ
ઓષ્ટ, ભાલ, નાસિકા, ગ્રીવા ને કર્ણબૂટ પણ...
રક્તનો પ્રવાહ જાણે ખળભળે
ને ચળે બધીયે સુપ્ત એષણા
શૃંગ, ટેકરી અને ઢોળાવ પર પડાવ લઈ
હાંફતા ચર્યા કરે, સ્તબ્ધ થઈ,
શ્વાસ લે ટેરવાં
નાભિના ઊંડાણમાંથી તગતગે છે
મ્હેક પણ
ને કટિવળાંક કે નિતંબસ્પર્શ કેફીલો
કેળસ્તંભથી લઈને છેક પગની પાનીએ
ઘેનમાં ડૂબેલો લય, છનક... છનક... છનક...
છનક...!

❑

સૂરજ ડૂબે આથમણે ને
સીમને ચઢે થાક
સાંજ બચાડી તાપણે શેકાઈ
પળમાં થાતી રાખ

સીમની આંખે થોરનાં આંજણ
ઘેન બની પથરાય
ધૂળ ઉડાડી ગોધન આખું
ગામ સમીપે જાય

વરસાદી ઘટનાઓ અવતરશે અંગઅંગ
બેઠો છે કેમ તું વેરાનમાં
સોળમું આ ચાલ્યું તે સિસકારા મારે ને
આવ પ્રિયે આવ કહું સાનમાં

ફોરાં કે ધાર, કે હો ધોધવા પ્રહાર
થઈ વરસાદી વાલમને ભેટું
અડવું ચોમાસું જો વીતે તો લાગે કે
કેટલાંય વર્ષોનું છેટું

લીલીછમ કાયાના સૂર બધા ઓળસાલ
વહેતા મૂકું છું હું ગાનમાં

ભીની હથેળીઓની ગોઠડીમાં છલકાતા
રૂદિયાના ધગધગતા શ્વાસ
મરજાદી છેડછાડે, રમતી મુકાશે મારા
ચહેરા પર નમણી રતાશ

આષાઢી અવસરના કોડીલા ધબકારા
રમતા મૂકું છું હવે કાનમાં
સોળમું આ ચાલ્યું તે સિસકારા મારે ને
આવ પ્રિયે આવ કહું સાનમાં

□

સદ્યસ્નાતા સુંદરીના કેશની લટો ઉપરથી
જળ સરે, ટપક.... ટપક....ટપક.... ટપક....

ભીંજવે મનેય જાણે,
નખથી લઈ શિખા સુધી,
ત્વચાનો રેશમી ઉઘાડ થરેથરે
પ્રલંબ શ્વાસ પણ ખરે
અનંગ પ્રેમના વલય વિસ્તરે
એ સરે, નિકટ... નિકટ... નિકટ... નિકટ...
એક ગાઢ બાહુપાશ, ઉષ્ણ શ્વાસ
ઓષ્ટ, ભાલ, નાસિકા, ગ્રીવા ને કર્ણબૂટ પણ...
રક્તનો પ્રવાહ જાણે ખળભળે
ને ચળે બધીયે સુપ્ત એષણા
શૃંગ, ટેકરી અને ઢોળાવ પર પડાવ લઈ
હાંફતા ચર્યા કરે, સ્તબ્ધ થઈ,
શ્વાસ લે ટેરવાં
નાભિના ઊંડાણમાંથી તગતગે છે
મ્હેક પણ
ને કટિવળાંક કે નિતંબસ્પર્શ કેફીલો
કેળસ્તંભથી લઈને છેક પગની પાનીએ
ઘેનમાં ડૂબેલો લય, છનક... છનક... છનક...
છનક...!

❑

સૂરજ ડૂબે આથમણે ને
સીમને ચઢે થાક
સાંજ બચાડી તાપણે શેકાઈ
પળમાં થાતી રાખ

સીમની આંખે થોરનાં આંજણ
ઘેન બની પથરાય
ધૂળ ઉડાડી ગોધન આખું
ગામ સમીપે જાય

કિચૂડ કિચૂડ કોસનો બોલાશ
મૌનના વાઘા પહેરે
રાતરાણીનું રેશમ પહોંચે
ગામ આખાને ચહેરે

એ જ પોંચાઓ, એ જ હથેળી
એ જ લીલીછમ તાળી
વગડાની મઘમઘતી કાયા
જાગતી મેં તો ભાળી

❑

રસ્તો, મોટર, બ્રેક, ચીસ ને ફાટી પડવું,
પૂર્ણવિરામો શોધી રહેતું
લોહી ધોધવાભેર કાખથી વહેતું,
રસ્તો, મોટર...

શાપિત નગરી, મીંઢા લોકો
ટોળાને જોવું થાતું ને
વ્યંઢળ જેવું ટોળું આખું
મરી રહેલા માનવને બે ડચકારા મોકલતું,

આંખ ફરકશે, હાથ કાંપશે
મડદા સાથે રાત જાગશે
હવે સોગિયા ચહેરાઓ દરબાર ભરીને
'ખરો ઓલિયો જીવ હતો'ની વાત માંડશે
અંગત પ્રિયજનોની આંખ નીચે
કુંડાળું પણ વિસ્તારીત કરવું,

એ જ રોદણાં, એ જ દિલાસા,
ખાંપણ, અગ્નિ, ફૂલ, ઠાઠડી,
મૃતદેહની અધખુલ્લી એ આંખોમાં
પ્રશ્નાર્થ બનીને ડોકાતું તે, વ્યંઢળ જેવું ટોળું !
રસ્તો, મોટર, બ્રેક, ચીસ ને ફાટી પડવું...

❑

ઓઢણી જો ફાટે તો બખિયા બે મારીએ પણ,
આયખાને કેમ કરી સાંધું?
રોમરોમ છેદાતા આયખાનાં શમણાંને
પોટલીમાં કેમ કરી બાંધું?

વાલમની બરછટ હથેળીઓના થપ્પાયે
સુંવાળા સુંવાળા સાંભરે
વણપૂરી ઈચ્છાઓ ધોધમાર વહેતી ને
સમણાંય સંગાથે ભાંભરે
ખોબામાં એક ફૂલ ઊગે ઊગે ને પછી
સાંજ પડે એ પણ કરમાતું

શગ જેમ સંકોરું આયખું ને તે છતાં
મેશ બધી સાથિયાને લાગે
નોધારા જીવતરનો થાક મને ચડતો ને
હાંફ છેક રૂદિયામાં જાગે
દુઃખના હથોડાઓ જિંદગીની એરણ પર
ઝીલું ઝીલું ને હું તો થાકું!

❑

લાવ, હથેળી તારી એમાં મોર મૂકી દઉં
મૂગામંતર વગડાનો કલશોર મૂકી દઉં

નાજુક, નમણું ઘાસ ને એવી નાજુક તારી પાની
તારું ડગલે ડગલું એની ઈચ્છાની એંધાણી
હર્ષભરી એ ક્ષણનો આખો દોર મૂકી દઉં...

કેસર રંગી ધજા ફરફરે, કેસર રંગી હોળી
બેય હથેળી તારી જાણે કેસરમાં ઝબકોળી
લાવ, આયખે કેસરિયાળી કોર મૂકી દઉં...

આંગળીઓના સ્પર્શે આપણ ઝાઝાં હેત મૂકીશું
લાગણીઓનાં ઝરણાં જાણે વ્હેતાં બેત મૂકીશું
પ્રભાતનો એ પરથમ પહેલો પ્હોર મૂકી દઉં...

❑

એક અધૂરા રણની ઇચ્છા
જાણે મુઠ્ઠી વાળી
મારી અંદર અંદર દોડે
શ્વાસનદીના વહાણ સમું આ જીવતર જ
રેતકૂવાઓ પાસ હાંફતું ઘટનાઓ વાગો

એક આંખમાં રણનું હોવું
તૂટક તૂટક ઊછરે
બીજી આંખે મૃગજળ પણ
ખચકાટ બનીને નીતરે
ધગધગતી રેતીનાં દશ્યો
તળિયેથી કાયામાં પેસી
અંગ આખું ધમરોળે...

ખજૂરીઓનાં મૂળને લાગી
જળની એવી આશ
ત્રાટક નજરે ઝંખે જાણે
ટીપાંનો સહવાસ
સમય નામના ઊંટની કાંધે
લાદેલી એ પખાલમાંથી
ઝમી રહેલા જલબિંદુ સંગ
જાત ઝબોળે...



અંધારું ખંખેરી તાંસળીમાં ઝીલું જ્યાં
સૂરજની પરથમ એ ધાર,
ફાટફાટ થાતું એ ધીંગું પરોઢ પછી
દેખા દે ડુંગરની પાર,

સૂરજને હેમખેમ ચૂલે ચઢાવ્યો ને
ઝીલ્યા ઉજાસના પોરા
ભીના સૈ વાળ મારા તડકાને ઓથે હું
કરવા બેઠી છું કોરા
વેલણની જેમ સખી તડકો વીંઝાયો ને
કેશ ખમે પડઘમ પ્રહાર

આખી બપ્પોર પછી સૂરજ ઊભરાય અને
અંગઅંગ પરપોટા થાતા
પશ્ચિમને મારગ જઈ, કેસરનો કાઢો પી
ડગ એના મસમોટા થાતા
પાળિયાની શાખે જ્યાં કાજળ ઘૂંટાય કે
વહેલેરી પડજો સવાર

❑

અખબારની ત્વચા પર અક્ષરનાં છૂંદણાં છે
શબ્દોના રોમરોમે ઉલ્લાસની હવા છે

એકાંતનો મલાજો સચવાય એમ ક્યાંથી
ઘોંઘાટિયા નગરને મોઢાં ઘણાં બધાં છે

તલવારની અણી પર બેઠક હશે અમારી
ફૂલસેજની કથાઓ બસ યાદમાં જમા છે

ખડકાળ દિવસોનું તર્પણ કરીશું આજે
ને રાતની કુમાશો અકબંધ હાથમાં છે

એ પક્ષઘાતી યાદોનું આક્રમણ ફરીથી
ફિક્કો પડેલ ચહેરો થરથરતાં આગળાં છે

❑

તારા શરીરની હસ્તપ્રત નવતર લખાણ છે
તારી ત્વચાનો સ્પર્શ એ ખુલ્લું પ્રમાણ છે

એ સ્નિગ્ધ હોઠની ભીનાશ ને પ્રથમ પ્રહર
ભરભાંખળાની ઓસ પણ સાવ જ અજાણ છે

ભૂજા, કટિ, ગ્રીવા, નિતંબ, ભાલ કે વદન
શૃંગાર, લય, કુમાશનું વિસ્મિત લખાણ છે

મેં ઓરતાના શઢ હવે ખુલ્લા મૂકી દીધા
છે તું જ નાખુદા અને તારું વહાણ છે

નખશિખ મહેકનું વજન વરતાય નાભિમાં
હળવાપણું મનેય વીંટાયાની જાણ છે

❑

તમારા હોઠ પર હું હોઠની સોગાદ મૂકી દઉં
દરિયામાં ઝબોળેલી ત્વચાનો સ્વાદ મૂકી દઉં

અસંખ્ય શંખનાદોના વલય ભેગા કરી લઈને
અમારા મૌનવ્રતનો સાવ પહેલો સાદ મૂકી દઉં

કશું મોઘમ નથી રહેતું હથેળી આંગળાં વચ્ચે
મને ગમતી હશે એ વાત ત્યાં આબાદ મૂકી દઉં

અમે સૂકાપણાનું પાન રોજ આકંઠ કરશું ને
તમારી બે હથેળીમાં નવો વરસાદ મૂકી દઉં

તરોતાજા હવાની એક સૃષ્ટિનો હું રાજા છું
જૂના બિસ્માર ખંડેરો સમીપે યાદ મૂકી દઉં

❑

અટપટા પ્રશ્ને જવાબો કોણ ચૂકી જાય છે?
પ્રશ્નની આબોહવામાં કોણ ખૂંપી જાય છે?

ઓરતા એકાંતનું પહેરણ સજી ફરતા રહે
ને છતાં નસમાં અવાજો કોણ ફૂંકી જાય છે?

કોઈના પદચારનો અણસાર સરખોયે નથી
ને છતાં આભાસ સઘળો કોણ મૂકી જાય છે?

દ્વારના નિર્જીવપણાને ઠેસ પણ પહોંચી નથી
ને છતાં ખખડાટ જેવું કોણ ફૂંકી જાય છે?

હા, હતી મારી તમારી ગરદનો ટટ્ટાર પણ
છેક છેવાડે ઊભું એ કોણ ઝૂકી જાય છે?



અહીં ગઢના બુરજ પર એક ખૂણે મૌન બેઠું છે
અને ચગળી રહ્યું સદીઓ જૂનો બોલાશ ઇતિહાસી

હવે તારી અસરના કૈંક રંગોનું કથાનક છું
છતાં આરંભમાં કે અંતમાં તો રંગ આકાશી

કંઈ નક્કરપણાની શોધના અંતિમ ચરણમાં છું
પ્રસારી હાથ ફંફોસું છતાં એ હોય આભાસી

નવા બ્રહ્માંડના સર્જનની એવી વ્યસ્તતામાં છું
નથી ફરવા હવે ફેરા અમારે લાખ ચોર્યાસી

લખાશે કૈંક ગાથાઓ ટપકતાં સર્વ ટીપાં પર
ગમે છે સદ્યસ્નાતા સુંદરીના કેશનો રાશિ!





★ સંજય પંડ્યા ★

અચરજ ભરીને આંખે
જોયા કરે છે ફળિયું
બચપણ, જુવાની, ઘડપણ
ખોયા કરે છે ફળિયું

તોતિંગ ડેલીઓના
ઊઘડ્યાં કમાડ જ્યારે
સોનેરી જળપ્રવાહે
નાહ્યા કરે છે ફળિયું

દિવસો પુરાણી યાદો
તાજી કરી કરીને
એકાદ ઘેરી સાંજે
રોયા કરે છે ફળિયું

ગોધૂલિ ટાણે ધૂળની
ડમરી હવામાં ચડશે
રાતે સતત એ અંગો
ધોયા કરે છે ફળિયું

વેંઢારશે જીવનભર
બોજાઓ જિંદગીના
સિલક બનાવી શ્વાસો
હાંફ્યા કરે છે ફળિયું



ઝુરાપો મૌન થઈ પથરાય
તોપણ યાદ કરશો ને ?
ગળે ડૂમો બની અટવાય
તોપણ યાદ કરશો ને ?

હતો નાનો અમસ્તો છોડ
જ્યારે જળ વડે સીંચ્યો
હવે એ ભોંયભેગો થાય
તોપણ યાદ કરશો ને ?

અમારે ઘર, અટારી કે ઝરુખે
મૌનના વાઘા
પછીથી રિક્તતા પથરાય
તોપણ યાદ કરશો ને ?

શબદને માંડવે પોંખાઈ જાશે
ગીત સૌ મારાં
કદી ઓવારણાં લેવાય
તોપણ યાદ કરશો ને ?

અમારાં ટેરવાંમાં ધગધગે છે
શબ્દનો લાવા
અજાણે ઝાળ લાગી જાય
તોપણ યાદ કરશો ને ?





★ સંજય પંડ્યા ★

સમયની વળગણી પર
જે સતત લટક્યા કરે છે
જીવનનાં મૂલ્ય સઘળાં
એ જ તો અમને નડે છે

દીવાલો પર, ખૂણાઓમાંય
અકબંધ સાચવ્યો જેણે
લખે છે નામ મારું એ
કે લગભગ ખોતરે છે !

કશું ઊંડાણથી ફૂટી નીકળશે
છું પ્રતીક્ષામાં
હશે કૈં લાગણી જેવું
કે એમ જ તરવરે છે

વ્યથાનાં વળગણો હડસેલવાના
એ પ્રયાસોમાં
ગળે ડૂમો બની બાઝેલ
દિવસો સાંભરે છે

પ્રતિપળ સૂક્ષ્મ થાવાની
અદમ ઈચ્છા ધરાવું છું
ને સામે પાર એ હોવાપણું
જે વિસ્તરે છે

❑

ભારેખમ આંખોમાં ડૂબે
સૂરજ અર્ધપનાનો જોયો

હફરક હફરક માણસ ચાલે
દિવસ કોઈ રજાનો જોયો

હુંયે લથબથ તુંયે લથબથ
શ્રાવણ એક મજાનો જોયો

લખચોરાશી ફેરા જેવો
ઘરખમ એક જમાનો જોયો

મારાં સ્વપ્નો તારાં અરમાન
ઝાકળ જેમ ખજાનો જોયો

ઈચ્છાઓનાં વાદળ સળગે
જાણે સમય કઝાનો જોયો



નવી તાજી હવાની મહેક
સાંગોપાંગ મળશે તો !
સુગંધી આવરણનો કૅફ
સાંગોપાંગ મળશે તો !

હું અસ્મિભૂત અવશેષો સમું
મારું જીવન લઈને
હજી શોધું વિધિના લેખ
સાંગોપાંગ મળશે તો !

વરાળી શ્વાસનું સ્મારક
અને તારા જ હસ્તાક્ષર
હવે એ ફેફસાંમાં છેક
સાંગોપાંગ મળશે તો !

જટા, ધૂણી, ભભૂતિ, આગ,
ચીપિયા કે કમંડળમાં
અમારા પ્રેમની અહાલેક
સાંગોપાંગ મળશે તો !
જળાશયની પ્રતિષ્ઠા આંખમાં
અકબંધ રાખીને
જુઓ ભીનાશનો આલેખ
સાંગોપાંગ મળશે તો !

❑

આંખથી નીતરી ચૂકેલાં જળ હશે
વેદનાને દ્વાર કંઈ ખળખળ હશે

લો, જરીક અમથું અડપલું શ્વાસનું
દૂત યમના હાથ બસ આગળ હશે

રંગ પીળો, બ્રશ અને ભૂખરી ધરા
વ્યોમને કેનવાસ દાવાનળ હશે

ઊજવે વરસો, અબોલા આપણા
સેજ, મેડી, બારીઓ વિહ્વળ હશે

નેજવું આ હાથનું આંખો ઉપર
વીતી ગયેલો કાળ પણ પોકળ હશે

ગમ, અજંપો ને વ્યથાની જિંદગી
કોક ખૂણે, ક્યાંક તો ઝાકળ હશે

❑

હાથમાં ઊછરી રહેલું રણ હશે
ધૂળ ડમરી ફાકતું પહેરણ હશે

કો' કસુંબલ આંખના કામણ સમી
રેશમી મખમલ સમી પાંપણ હશે

પ્રેમ, વ્હાલપ, લાગણી ભેગાં થયાં
દુઃખ, વ્યથા ને રોષનું મારણ હશે

સ્તબ્ધતા ટોળે વળી પીંખાય ત્યાં
અચરજે ટીંગાઈ એકલ ક્ષણ હશે

લ્યો હીનાનો એ કસબ જાહેર થ્યો
લાલચટ્ટક હાથમાં કારણ હશે

❑



★ સંજય પંડ્યા ★

# સૌમ્ય જોશી

આંખ બીડી હાથ બે ભેગા કરી
એક ઇચ્છા આવવાને કરગરી.

બહાર નીકળીને પ્રવાહી થા હવે
ઘટ્ટ ઘન આંસુની તીણી કાંકરી.

ખ્વાબમાં પણ રિક્તતાઓ છે હવે
સાચ કેવી રીતથી તું સંચરી.

ચોતરફ રખડયો ને ક્યાંયે ના મળી
એક પણ છાંટા વગરની એક છરી.

આઠ દસ મહોરાંઓ પહેર્યાં કેમ તેં ?
એ ભલા માણસ તું માણસ કે હરિ ?



વેશ છે દરવેશનો બસ વેશ છે આ પીરનો
'અલ્લાહ' પણ બોલું ને બોલું : શું ભરોસો તીરનો.

હાથ હેઠા મૂકવાની બાદ સાલી જાણ થઈ
એક અંકોડો જરા ઢીલો પડ્યો જંજીરનો.

આ કોઈ નહીં આ સાંજ ઝાડી ઝાંખરા ને સરહદો
પાળિયા ઉપર કશોએ હક રહ્યો નહીંવીરનો.

આ વખત આખો ગુનો મારો નથી ઓ મુનસિબો
કંઠ સુકાઈ ગયો'તો મ્યાનમાં સમશીરનો.

નામના વહેંચી ભલે થઈ કૃષ્ણ, સાચી વાત કહું ?
એક છેડો તો અમારા હાથમાં છે ચીરનો.



શોધી લેજે કહી ફરે કાસિદ* બિચારો શું કરે ?
તું ન સરનામું ધરે કાસિદ બિચારો શું કરે ?

બંધ દરવાજો અને નીચે જરા તિરાડ નહીં
એક એવા જડ ઘરે કાસિદ બિચારો શું કરે ?

ભીના છે એનાં હલેસાં ને તરંગો કશ્તીઓ
એક સુક્કા સરવરે કાસિદ બિચારો શું કરે ?

કંઈક વંચાતું નથી તો વાંક કંઈ એનો નથી
હાથ તારા થરથરે કાસિદ બિચારો શું કરે ?

પત્ર પૂરો થાય ત્યાં લગ એ ઊભો ક્યાંથી રહે
તું ક્ષણે ક્ષણ વિસ્તરે કાસિદ બિચારો શું કરે ?

(*કાસિદ = સંદેશવાહક/પ્રેમપત્રની આપલે કરવાવાળો)



## તારાઓ

સવાર સાંજ, સૈકાઓ વીંઝાય છે મારામાં,
મારી મુઠ્ઠીમાં મારો મુઠ્ઠીભર ઇતિહાસ હોય છે દિવસે
પણ રાત્રે તો પ્રકાશવર્ષો હોય છે મારી પાસે.
સાવ આથમી ગયા પછી પણ સૂરજ આઠ મિનિટ
સળગ્યા કરે છે મારી બાજુમાં.
ને પછી,
મારી થોડી થોડી ઘેરાયેલી, ઝીણીઝીણી આંખોમાં,
હળુહળુ ડગ માંડે છે મનવન્તરો.
રાત પડી હોય ભલે હમણાં જ પણ હોય છે એ મનવન્તરો પુરાણી.
મારી નાની અમથી તારીખોની આંખો પહોળી થઇ જાય છે.
ત્રણસો પાંસઠ દિવસનું મારું વજનિયું માપી જ નથી શકતું રાતોને.
કારણકે કંઇ કેટલાય તારાઓનો યુગો પુરાણો ઇતિહાસ આવીઆવીને અથડાતો હોય-
છે મારા વર્તમાન સાથે રોજ રાત્રે.
આદ્રાનો પેલો ગુલાબી તારો કલ્પો પહેલાં નીકળી ગયો તો મને મળવા માટે.
પણ મારી આંખમાં આંખ ટમટમાવી શક્યો છેક આજે.
છેક આજે થઇ શક્યું એની સાથે તારા મૈત્રક.
સપ્તર્ષિનું પેલું ઝૂમખૂં એકબીજાથી કંઇ કેટલાય અંતરે
પણ એક સાથે આવીને બેસી જાય છે મારી તાણેલી ચાદરમાં
વારતા સાંભળવા બેઠેલા ચાર ટાબરિયાની જેમ.
ને વારતા કહેવા બેઠેલો હું સાવ યુનિવર્સલ થઇ જાઉં છું.
ચીબરી, તમરો, ઘુવડ, ચાણક્ય ને ઇસુના
હાલરડાં સંભળાવી દઉં છું એમને.
એમની ઝોળીમાં મારા વર્તમાનથી માંડીને મારા નજીવા
અતીત સુધીનું બધું જ ભરી દઉં છું.
ને વર્ષોનાં પ્રવાસથી થાકેલા તારા, મારા ધોળાબબ ધાબળામાં
એમનો લાં.....બો ઇતિહાસ છુપાવીને ટૂંટિયુ વાળી દે છે મારામાં.



મન બી જબરું મનમાં આવે એમ વહે છે.
મનની વાતો તોયે પણ મનમાં જ રહે છે.

સુંદર કરી દુઆને તો બસ આટલું થયું
મંદિરમાં મૂર્તિઓ હવે ઇર્શાદ કહે છે.

તું છે બધે ને સહુમાં તો એક વાત કહું ખુદા
હાથે કરીને કેમ વિતાડે ને સહે છે ?





★ સૌમ્ય જોશી ★

# ખાસ કંઇ બન્યું નથી

ખાસ કંઇ બનવાનું છે, એવા ખાસ કોઇ એંધાણ નહોતાં.
મોડી રાત્રે મારા ઘર સામે જોઇને કૂતરું રડયું હોય એવું મને યાદ નથી.

વૉર્ડ નં. ૧ની અનુભવી નર્સનાં બેદરકાર બગાસામાંથી ડોકિયું
કરતાં યમરાજે મારી બાજુ નજર કરી હોય એવુંય મને યાદ નથી,
મારી પત્નીનાં ચાંદલામાંથી 'કોક' ખંધુ હસ્યું હોય, કે એના
ગળાનું મંગળસૂત્ર મારા ગળામાં ભરડો થઈને ભીંસાયું હોય
એવુંય કંઇ યાદ નથી.

મારામાં કંઇક સડવા માંડયું'તું ને રાતની ઊંઘ વધારે
ગમવા માંડી'તી એવું નથી
ટીનુ સ્કૂલે જતી વખતે 'આવજો' કહેવાનું ભૂલી ગયો તો એવુંય નથી.

૧૪મી લીટીની ધારણા કરી શકાય એવું કંઇ જ બન્યું નહોતું
મારા સૉનેટની પહેલી ૧૩ લીટીમાં
આગાહી આપ્યા વગર જ 'કોક' વરસી ગયું ને તાણી ગયું મને એના પૂરમાં
ને ખાસ કંઇ બનવાનું છે એનાં ખાસ કોઇ એંધાણ આપ્યા વગર હું તણાઇ ગયો એની
સાથે... ચૂપચાપ.

પણ આમ જોવા જાઓ, તો ખાસ કંઇ બન્યુંય નથી.
સમય 'હું' થઇ ગયો એટલે મારે સમય થવું પડયું.
એ સ્થિર થઇ ગયો એટલે મારે વહી જવું પડયું.
છાજલી પર ચકલીએ ઈંડુ તો મૂક્યું'તું,
પણ એ ફૂટે એ પહેલાં હું જ ફૂટી ગયો.
બચ્ચુ બહાર નીકળે એ પહેલાં હું નાત બહાર થઇ ગયો.
ચકલીની ઇચ્છા ફળતી નથી જોઇ શક્યો હું,
પણ જન્મથી મને જે સેવતું'તું એની ઇચ્છા પૂરી થઇ છે આજે મારા જ હાથે.

ચંદનનાં લાકડાં બળે તે પણ સૂંઘી શકતો નથી
ખાસ કંઇ બન્યું નથી.
ખાલી મારા ઘરમાં હું સૂંઘતો બંધ થયાની ભેંકાર ખુશબો પથરાઇ ગઇ છે.

ઉંબરા પરનો હીંચકો હવે ઝૂલતો નથી.
કિચૂડાટની કાકલૂદી સાંભળતા ઉંબરાના કાન હવે બોલતા નથી.
પણ તોય, હીંચકો અટક્યાનો કિચૂડાટ આખી શેરીમાં પથરાઇ ગયો છે.

મારી ડાયરીનું મેં નહીં લખેલું છેલ્લું પાનું આખી શેરીમાં ઊડીને ખખડાવી આવ્યું છે
દરેકનો દરવાજો.
એ કોરા પાનાને ઉકેલી ગયેલા મોહનકાકા ગભરાઇને રેડિયોમાં ચિત્ત પરોવવાનો

પ્રયત્ન કરે છે.
શાકવાળો ઘંટડી વગાડયા વગર મારા ઘર સામેથી પસાર થઇ જાય છે.
રમાકાકીની સભ્યતા એમને કૂકર ઉપરથી સીટી કાઢવાનું કહી દે છે.
કાલે જ મારી સામે રહેવા આવેલા, મને નહીં ઓળખતા યુગલની
આંખોમાંથી પણ, થોડાક સંદર્ભો ટપકે છે.
બિલાડીની જેમ અવાજોએ પોતાનું અંગ સંકોચ્યું છે,
ગુસપુસ મારી શેરીની માતૃભાષા બની ગઇ છે.
મને ટેકો આપીને મંઝિલ સુધી મૂકી આવેલા મારા ચાર મિત્રો
મારા ઘરને ટેકો આપવાના પ્રયત્નમાં ટોળે વળ્યા છે.

ચાર વરસના મારા ટીનુની આંખમાં પ્રવેશીને પહેલી વાર 'કોક'
એની ઓળખાણ આપી રહ્યું છે.
એની ભૂરી આંખમાં ખૂંચતી ભૂખરી રાખ શેરીમાંના ચાર ટાબરિયાઓને
દોડપકડ રમતાં અટકાવે છે.
'કોક' એમને પકડી ના લે એટલા માટે મારી શેરીની ચાર ડોશીઓ
મંદિર ભણી દોડવા માંડે છે
મારી પત્ની અરીસા સામે ઊભી રહે છે ને એને ખબર પડે છે,
કે એને પૂછયા વગર જ 'કોક' એની સેંથીમાં એક ભૂખરી

હકીકત પૂરી ગયું છે.
એની નિસ્તેજ આંખો મારી ખાલી પથારીમાં લાંબુ તાણીને
સૂતેલા તડકાને જુએ છે.
ને પછી ફ્રેમમાં લટકી પડેલી મારી 'એક ક્ષણને' સતત હસ્યા
કરવાનું કારણ પૂછે છે.
ને આખી શેરી દોડી આવીને એને સમજાવે છે કે મારે હવે મારા
હાવભાવ સાથે કોઇ સંબંધ નથી રહ્યો.

એક અમથી ઘટના બની છે એમાં આખી શેરી જીવતી થઇ ગઇ છે
એક અમથો છાંટો ઊડયો છે. એમાં ગુલાબી શેરી ભૂખરી થઇ ગઇ છે.
ગુસપુસિયો ઘોંઘાટ છે બધે જ,
પણ મારા ઘરના એક ખૂણામાં બેઠેલા પથ્થરના ઇષ્ટદેવને જોઉં છું.
ત્યારે મને ખબર પડે છે કે ખાસ કંઇ બન્યું નથી.
પથ્થરની આંખમાં આંખ પરોવીને મારી મા એક સવાલ પૂછે છે :
જવાબ મળતો નથી.
મારા બાપની જીભ સુધી આવીને એક ગાળ અટકી પડે છે
પથ્થર સાંભળતો નથી.
મારી પત્ની માથું ટેકવીને ડૂમો સૂકવવાનો પ્રયત્ન કરે છે
આંખ ભીંજતી નથી.
મારી બહેન ઇષ્ટદેવ પાસે મારા જમણા હાથનું કાંડુ માગે છે

ગાંઠ બંધાતી નથી.
ઇષ્ટદેવે એનો જમણો હાથ ઊંચો કરીને, તથાસ્તુ બોલીને
વરદાનમાં આપી દીધો છે એક પથ્થરિયો અભિશાપ
ને એની પર ગોઠવી દીધું છે એક પથ્થરનું સ્મિત.
મારા જવાથી એનામાં કંઇ જ જનમતું નથી.
દેવઘરમાં ક્યારેય ખાસ કંઇ જ બનતું નથી.
ને તોય મારા ઘરમાં ફર્નિચરની જેમ ગોઠવાઇ ગયાં છે
ફસકી પડેલાં પ્રભાતિયાઓ
લથડી ગયેલા શ્લોકો, કહોવાઇ, કટાઇને ગળી ગયેલા રિવાજો
ઇષ્ટદેવને રીઝવીને સાંત્વન મેળવવા માટે એકબીજા સાથે ચુંબકની
જેમ ચોંટી ગયા છે બધાના હાથ.
હાથ જોડીને ઊભું રહી ગયેલું મારું આખું ઘર એમની ગુસપુસની
માતૃભાષા છોડીને મારા વૈશ્વિક અવાજને સાંભળી શકે તો
મારે એમને આટલું કહેવું છે.
'તમારી આંખેથી કશું ટપકવા ન દો,
મૃત્યુંજય બનેલું મારું 'ન હોવું' તમારા નજીવા 'હોવા'ને ડંખવા ન દો.
હાથ છૂટા કરીને ગરદન ઊંચી કરીને બિન્દાસ ઊભા રહો ઇષ્ટદેવ સામે
પથ્થર ક્યારેય સાંત્વન નહીં આપે,
સાંત્વન આપશે માત્ર 'સત્ય',
હું કહું છું તમને કેટલાંક મહાન સત્યો.
હીંચકો ક્યારેય અટકતો નથી.
કોઇ ક્યારેય જતું નથી.
હું ક્યાંય ગયો નથી
ખાસ કંઇ જ બન્યું નથી, હું સમાઇ ગયો છું 'કોક'માં
અને એ 'કોક' હજુએ ઝૂલ્યા કરે છે.
ઉંબરામાં અટકેલા હીંચકા ઉપર.

□

મેં જ મારા હોઠ પર બીડેલ તાળાં જોઇ લે.
મૌન જેવા મૌનમાં અર્થો રૂપાળાં જોઇ લે.

જીભ આ નામર્દ છે પણ એટલાથી શું થયું?
આંખ, મારી આંખના ઇજન સુંવાળા જોઇ લે.

સ્પર્શવાનો કેફ લઇ બેસી ગઇ સ્પર્શ્યા વગર
આંગળી પર શક્યતાનાં આ છીનાળા જોઇ લે.

એક છે તારા સુધીનો, એક છે તારા થકી,
ઝાડ પર બાંધેલ મારા બે'ક માળા જોઇ લે.

આવી શકે નહીં કોઈ પણ ઘટના તને ભૂલાવવા
યાદ પર પહેરો થઈ બાઝેલ જાળાં જોઈ લે.

શાહી સાથે જંગનો સંબંધ બાંધું ત્યાં સુધી
શબ્દનાં મેદાન પરનાં સ્તબ્ધ ગાળા જોઈ લે.

વેદનાને ક્યાંય ઉતારો ના મળે બસ એટલે
તું 'અનામિક' આયનાની ધર્મશાળા જોઈ લે!



## ગ્રીનરૂમમાં હંમેશા અંધારું જ હોય છે

ફાંસીની સજા પામેલ કેદી, જેલના સળિયા છોડીને
ફાંસીના ગાળિયે પહોંચે છે.
એ ગાળામાં કેટલો બધો જીવંત હોય છે એ.
એનું રોમરોમ જીવતું હોય છે.
સળિયાથી ગાળિયા સુધીના પ્રવાસનાં એક એક પગલાનો
અહેસાસ કરી શકે છે એ.
એટલો બધો જીવંત હોય છે કે એની છેલ્લી ઇચ્છાય
માત્ર જીવી જવાની હોય છે.
આટલું બધું જીવંત કંઇ નથી હોતું ક્યાંય.
આટલું સજીવ કોઇ નથી હોતું ક્યારેય.
આટલું ભરપૂર કોઇ નથી જીવી શકતું.
અમારા સિવાય.
અમે ઑડિટોરિયમમાં અંધારું થાય એની રાહ જોઈને બેઠેલા.
ઑડિટોરિયમમાં અંધારું થાય છે. પ્રેક્ષકો આલ્ફાબેટીકલી
બેસી જાય છે પોતપોતાના નંબર ઉપર, પોતપોતાનાં સ્ટેટ્સ મુજબ,
ફર્સ્ટ બેલ વાગે એની સાથે જ અમે જીવતા થઇ જઇએ છીએ.
અમને ખ્યાલ પણ નથી રહેતો કે રાજાનો મુગટ ને નવલખો
હાર અમારાં નથી, પણ Rs. 75 per night ભાડાનાં છે.
અમને ખ્યાલ પણ નથી રહેતો કે ઇસ્ત્રીસાઇટ કોટ ને
પૉલિશ કરેલ બૂટ પાછા મૂકવાના હોય છે, પ્રોપર્ટીની બેગમાં.
અમને ખ્યાલ પણ નથી રહેતો કે તખ્તાના મહેલમાં ને
ગંજીફાના મહેલમાં કોઇ ફરક નથી હોતો.
મહાનતમ સત્યો ભૂલી શકીએ એટલા બધા જીવંત
હોઇએ છીએ અમે એ સમયે.
પરદો ખૂલતાં વેંત જ કોઇ બીજાના વેશમાં, કોઇ બીજાના દેશમાં,
કોઇ બીજા થઇને જન્મ લઇએ છીએ અમે.

કોન્સન્ટ્રેટેડ સ્પોટ નામના અજવાળિયા પ્રસૂતિગૃહમાં
આરંભ થાય છે અમારા જીવનનો.
બાંધી આપેલું, માપેલું ગોળ અજવાળું મળે છે અમને અમારા ભાગમાં
પણ ગ્રીનરૂમમાં હંમેશાં અંધારું જ હોય છે.
તખ્તાની જમણી બાજુ વીંગથી છ ફૂટ,
તખ્તાની ડાબી બાજુ વીંગથી છ ફૂટ,
ગ્રીનરૂમ નામની હકીકતના બે દરવાજા બંધ કરીને અમે
આવી જઇએ છીએ તખ્તાની વચ્ચેવચ્ચ
વીંગ વગરના દેશમાં,
મહેલ વિનાના મહેલમાં.
રાજમહેલના દીવા કે શયનગૃહની મીણબત્તી ઓલવાતી નથી ક્યારેય
પણ ગ્રીનરૂમમાં હંમેશા અંધારું જ હોય છે.
રંગબેરંગી જાજરમાન વસ્ત્રો પહેરીને ત્રણ કલાકના અનંતકાળ સુધી
અમે બની શકીએ છીએ અમારું જ સ્વપ્ન.
કારણકે ગ્રીનરૂમનાં બારણાં એ વખતે બંધ હોય છે.
પણ બહુ જ નજીકનો ભૂતકાળ ને બહુ જ નજીકનું ભવિષ્ય
મડદું થઇને ઊભું હોય છે હકીકતનાં દરવાજા પાછળ.
મડદું થઇને ઊભું હોય છે કંઇક અમારી જીવંતતા પાછળ.
પૉલીશ કરેલા બૂટનો ખીલીઓ ઊપસેલો ભૂતકાળ મોચીની
રાહ જોતો પડયો હોય છે. ગ્રીનરૂમના ખૂણામાં.
ઇસ્ત્રીટાઇટ કોટનો ફાટેલો ભૂતકાળ સિવાઇ જવા માટે રાહ
જોતો હોય છે એક નાઇટના પેમેન્ટની.
તખ્તા પર દેખાતી પાણીદાર આંખો, હજુ હમણાં જ ઉતારીને
આવી હોય છે નવ નંબરના જાડાં કાચના ડાબલા.

જાજરમાન રાજમુગટ છુપાવી શકે છે જર્જરિત સફેદ વાળને,
નિઃસહાયતાથી વધતી જતી ટાલને.
પણ ગ્રીનરૂમમાં છતાં થઇ જાય છે સફેદ વાળ, નિઃસહાય ટાલ.
ગ્રીનરૂમમાં હોય છે અરીસાઓ, ને કદાચ એટલે જ
ગ્રીનરૂમમાં હંમેશા અંધારું જ હોય છે.
કાલે King Lear ભજવ્યું'તું અમે,
૨૦ વર્ષના પેલા જુવાનિયાના શરીરમાં ઘરડો Lear બેસી ગયો ત્રણ કલાક.
ઘરડું યૌવન એનામાં ત્રણ કલાક.
સ્ફૂર્તિલું ઘડપણ તાંડવ કરતું'તું એનામાં.
Lear બની ગયો'તો એ પૂરેપૂરો થનગનતો Lear.
પણ ગ્રીનરૂમમાં આવીને એણે માથા પરનો સફેદો ને
ચહેરા પરની કરચલીઓ બાજુમાં કાઢી.

ત્યારે અચાનક જ અંદરને અંદરથી કંઇ કેટલીયે કરચલીઓ
અહીં ચોંટી ગઇ એના ચહેરા ઉપર.
અંદરને અંદર કંઇક ફિક્કુ સાવ સફેદ પડી ગયું એનામાં.
યુવાન ઘરડો, અચાનક જ ઘરડો યુવાન બની ગયો.
અરીસામાં અંધારા સામે જોઇએ ખાલી એક જ વાકય બોલી શકયો.
'Pray do not merk me.'
એના માટે મરી ફીટતાં મજનૂને નરી આંખે જોયો નાટકની લૈલાએ.
પણ ગ્રીનરૂમના અંધારામાં અચાનક જ દગો કરીને ભાગી
ગયેલો એનો પ્રેમી એને દેખાઇ ગયો.
ગ્રીનરૂમનું અંધારું આવું બધું હંમેશા અજવાળી દેતું હોય છે.
કંઇ કેટલીયે કૂટનીતિઓ ભજવીને અમારો ચાણકય વિષ્ણુગુપ્ત
મેઘાવી ઠાઠથી ખોળી બેઠેલો અમારો ગ્રીનરૂમનો દરવાજો.
એનામાનો ચાણકય જીવતો રહી ગયો'તો છેક ગ્રીનરૂમ સુધી.
અને એટલે જ બારણમાં ફસડાઇ પડ્યો એ.
એને અહેસાસ થયો કે એના રાજની રાજનીતિ સમજવા એ
પોતે સમર્થ નહોતો.
બાબરી જમીનદોસ્ત થઇ'તી એના રાજ્યમાં,
બધાં સમીકરણો વ્યાકરણો ખોટાં પડી ગયાં'તાં.
રાજરમતોમાં ઇશ્વર જ હણાઇ ગયો ને ચણાઇ ગયો એનો પાળિયો.
પરમ મેઘાવી રાજરમતોનો બેતાજ બાદશાહ ચાણકય વિષ્ણુગુપ્ત
પણ છેતરાઇ ગયો અમારા ગ્રીનરૂમના અંધારથી.
અથવા તો તખ્તાના અજવાળાથી.
ને એની સામે આવીને ઊભી રહી ખાલી 75 Rs. ની night.
આવું જ હોય છે.
તખ્તા પર બધા પ્રશ્નો ઉકેલી શકીએ છીએ અમે.
પણ ગ્રીનરૂમમાં અમે સાવ નિરુત્તર હોઇએ છીએ.
તખ્તા પર અમારી સીતા અગ્નિપરીક્ષામાંથી નીકળી શકે છે.
પણ ગ્રીનરૂમમાં તો દહેજ ન મળવાથી કંઇ કેટલીયે સીતાઓ
ભડકે બળે છે અમારી બાજુમાં જ.
તખ્તા પર વૈશાલી ગણરાજ્યના રાજમાર્ગનો ભિખારી પણ
ન્યાયનો ઘંટ વગાડી દે છે.
હે કૃષ્ણ ! કહીને બચાવી લે છે દ્રૌપદી એનાં ચીર.
પણ ગ્રીનરૂમમાં તો બળાત્કારીના અહેવાલો આપતું છાપું
પડ્યું હોય છે અમારી બાજુમાં,
'To be or not to be' વિચારવાય ન રોકાયેલી પેલી
ગર્ભવતી અબળા અમારી સામે જ પંખે લટકી જાય છે.

તખ્તા પર અમે હસી શકીએ છીએ, હસાવી શકીએ છીએ, કારણકે
અમે ભૂલી ગયા હોઈએ છીએ કે ગ્રીનરૂમમાં હંમેશાં અંધારું જ હોય છે.
ને દર વખતે અમે એ અંધારાની વેદના અનુભવીએ છીએ.
અમારા રાજમહેલનું ભાડું આપીને ગાડામાં રવાના કરી
દેવાની વેદના અનુભવીએ છીએ.
તોય તખ્તો અમારાથી છૂટતો નથી
કારણકે અમને લાગ્યા કરે છે,
કે તખ્તાનું અજવાળું સામે બેઠેલી હજાર આંખો સાથે અથડાઈને
એક દિવસ ગ્રીનરૂમનું અંધારું ચોક્કસ ઓલવી શકશે.



દીકરી વ્હાલનો દરિયો,
મારી દીકરી વ્હાલનો દરિયો.

હું થીજેલું સ્થિર સરોવર ને તું કાંકરી ચાળો
તું લીમડો ને હું એક મુસાફર બહાર બધે ઉનાળો.
જીવ વગરની હું કરતાલો ને તું મારી ચાનક
હું ખડકીલો એક કિનારો તું ભીંજવતી છાલક
હું જડ થયેલી હથેલીઓ
તું આર વગરનો ગરિયો
દીકરી વ્હાલનો દરિયો
મારી દીકરી વ્હાલનો દરિયો.



# મારી નેનકી બુન જાણ રોઇ'તી

એ ઘડી ને આજનો દણ મને રડવાનો વ્યચાર બી નહિ આયો.
એ દા'ડે તો પસેડીનાય પરસેવા સૂટી જ્યા'તા મારા પરસેવા લૂસી લૂસીને.
ભાથામાં કાંકરા આયા'તા તો ધ્યોરનું પેટ ફાટફાટ થતું'તું.
ઢોલિયોય એવો થાકી જ્યો'તો કે પડ્યા ભેગો
કરવા ઘોડ્યો ઘોડીનો.
દિવસ આખો પથારી ફેવરીન હોંજનાં ટેમે રૂપ્પાળો થઇને
સૂરજ બી સફફઇઓ ઠોકતો'તો ઇની જાતની.
ફળિયાની તાર પર મારી બુનના ફાટીને લટકેલા લૂગડામોંથી
પોણી ટપકતું'તું.
ને મન સરમ આવતી'તી મારા ટપકતા પરસેવા પર.
ફળિયાની તાર પર તંઇ મારે પાનેતર લટકતું જોવું'તું.
જાત આખી વેતરી નાખી તોય મારી બુન બચારી છાણાં લીંપતી જ રહી ગઇ.
નેની હતી તાણ તો ભેંસનાં ગોબરમાં પગ બી ન'તી પડવા દે'તી મારી નેનકી.
આ મારી નેનકી મારથી મોટી હોત તો ?
તો ઇન બોલાઇને ઇનાં ખોળામોં બે ઘડી રોઇ લીધું હોત.
પણ ઓંખોનાં ભમ્મરિયા કૂવામાં પોણીયે એટલાં ઊંડાં ઊતરી જ્યા'તાં.
કે ઇન બહાર નેકારતા આખો ભવ નેકરી જાય.
એ કૂવામાં તરવા જેવું કોંય બાકી નો'તું રયુ.
ને તોય મારી છબાક છીછરી ઓંખોનાં છાલિયામાં,
ઘબાક લઇને ભૂસકા મારતી'તી,
રોજ ઘોડીની હાંજો.
હામે હુક્કો પડયો તો,
જેઠા ભરવાડની જ્યમ વ્યચારોને હેડ કીધું ને હુક્કો લીધો હાથમાં...
તેં મને ડૂસકું હંભળાણું,
ઉંબરે ઊભી મારી નેનકી રડતી'તી.
રૂંવાડાં ઊભાં થઇ જ્યાં, હાય ઇમનો ઇમ ઠરી જયો હુક્કા પર.
ને રાંડવાનાં મુઢામાંથી રાડ નીકરી કે બોલ કૂણે રડાઇસ તન,
એ ભાયડો હૂસે તો ઇન છક્કો કરીન તારી જોનમાં ટાપોટા પડાઇસ.
ને બાયડી હસે તો ઇનો ઘાઘરો ઉતારીન વેકી મારે બજારમાં બાજરાના ભાવે.
પણ આજુબાજુ કોઇ નો'તું.
મું હતો, મારી બુન હતી,
ડૂમો હતો, ને ડૂસકાં હતાં.
નેનકી રડે તો બીજું કરવાનુંય હું ?
મન તો પેલું બધું યાદ આઇ જ્યું પે'લાનું.

એટલે ઘૂઘિયા ઘોડિયામાંથી ઘૂઘરા કાઢ્યા ને ઘૂઘરા
હસાવ્યા મારા હાથમાં ઈન હસાવા માટે.
પણ ઈનાં ડૂસકાં હસ્યાં નઈ.
મારી પોણા જેવી ઓંગરીઓથી ઈન ગલીપચીઓ કરી.
પણ ઈનાં ડૂસકાં હસ્યાં નઈ.
રેડિયો ચાલુ કર્યો, તેં બોનનાં ધીમી ગતિનાં સમાચાર આયા
ને મારી બુનની ઓંખોથી કૂવા ઊભરાતા'તા ધીમેધીમે.
ઈમ થઈ જ્યુ કે હવે કૂની ખડકી ખખડાઉં તો મંઈથી પોંચ-હાત
ભોટકા નેકરીને લખોટીઓનો દરબાર પાથરી દે મારા
ઓંગણાનાં કૂંડારામાં, ને મારી બુન ઓંટી દે એકાદ પાણીદાર કંચો.
ઈમ થઈ જ્યુ કે હવ કૂનો કોટ કૂદીને અજાણી ભેંસનાં
આંચળ દોહીને મારી બુનને પસલી ભરીને દૂધ પાઈ દઉં.
ઈમ થઈ જ્યુ કે હવે કઈ ગાયનાં પૂસડે ગાંઠ વાળીને મારી
બુનને કઉં કે જા સોડી આય તો મુ તારો ભઈ.
મૂસોની રાવટી નીચી થઈ જઈ ને થઈ જ્યુ કે ડૂસકાની માને પૈણે કૂતરી.
હુક્કાને લાત મારીને ખભે ગોફણ લટકાઈને કીધુ હેંડ,
કીધુ હેંડ હેંડ તને કાચી કેરી, કાતરા ને લીંબોરીઓ પાડી દઉં,
વનરાઈમાં પોપટ'બી રામરામ બોલે કીધુ હાંભરવું સ ?
જેઠા ભરવાડનું ડોબું તરવા પડ્યું સ કીધું જોવું સ ?
કીધું હેંડ તન વડલાની વડવઈઓના હમ.
કીધું હેંડ તન વડલાના હીંચકાના હમ.

'ર લઈ આયો.
ખોરડાને હોંપી દીધો હાંકરનો હાથ ને હેંકવા મોંડ્યું પાદર ભણી.
બા'ર નેકરયો તેં હમજ્યો,
કે ચ્યોરનું ઘરથી ખેતર, ઘરથી ખેતર પાક ઉગાડવામાં
આ ગોમ હુકઈ'જ્યુ માર માટ તો.
હતું કે બા'ર નેકરીસ એટલે બે પાંચ ગલૂડીયા અલગોથિયા ખાસે મારા ટોંટીયા આગર,
ત્યોંતો હડકાયા પોંદરીયા વોંહે થ્યા ઘોડીનાં,
પે'લી ગોફણ વીંઝાઈ એક કારીયાની ઓંખ પર,
એક ઘા ને આંખ ટંકઈ ગઈ, પણ ડૂસકા હસ્યા નઈ.
અમરઈએ પહોંચ્યો તેં ખબર પડી કે કેરીઓ તો સોકરા પાડી જ્યા'તા.
તેં ખબર પડી કે અમે તો મોટા થઈ જ્યા'તા,
ને લીલીસમ વનરાઈમાં પોપટ બી એવા વણઈ જ્યા'તા કે ચ્યોરનાં હોધ્યા જડતા નો'તા.

જેઠા ભરવાડનું ડોબું તરીન ચ્યારનુંય નેકરીને ખીલીએય ઠોકઈ જ્યુંતુ.
પાદરે વડલો ઊભો'તો ઈમનો ઈમ,
પણ વડવઈઓનાં થડિયાને મૂળીયા થઈ જ્યા'તા.
મારા ગોમમાં ઝૂલવા જેવું કોંય બાકી નતુ ર્યુ,
મારી નેનકીને આલવા જેવું કોંય બાકી નતુ ર્યુ,
ને ભમ્મરીયા કૂવામાં પૂર આયુ,
મારી ઓંખોનાં ગોખલામાં પોણી ઊભરાયું છેક તાણ ખબર પડી કે મીં નેનકીની ઓંગરી નો'તી ઝાલી.
નેનકીએ મારી ઓંગરી ઝાલી'તી
કે મીં નેનકીને કોંય નતુ કીધુ, નેનકીએ જ મન કીધેલુ,
કે વનરાઈમાં પોપટ બી રામરામ બોલ કીધુ હાંભરવું સ ?
જેઠા ભરવાડનું ડોબુ તરવા પડયું સ, કીધું જોવુ સ ?
કીધું હેંડ તન વડલાની વડવાઈનાં હમ.
કીધું હેંડ તન વડલાનાં હીંચકાનાં હમ.
કીધું હેંડ તન વડલે ઝૂલવાનાં હમ.
કીધું હેંડ તન તારી નેનકડી નેનકીનાં હમ.
તાણ મન ખબર પડી કે મારી વડવઈ તો થડિયુ ને મૂળિયુ થઈ જઈ સ.
ને મારી નેનકી મોટી થઈ જઈ સ ને મુ હાવ નેનકો.
મન રડવાનો વ્યચાર આયો એટલે નેનકી રોઈ'તી.
મારા હુક્કા કૂવામાં ટૈમ દઈને ડોલ અથડઈતી ને તોય પોંણીના કૂંડારા થ્યાતા નેનકીનાં.
એ દા'ડે પાદરનાં એ ઘડલાખખ વડલા નીચે
મું ને મારી નેનકી ધ્રૂસકે ને ધ્રૂસકે હસી પડયાં.
એ ઘડી ન આજનો 'દિ મન રડવાનો વ્યચાર બી નહિ આયો.

❑

## કૂતરા કેરી વારતા

ગરબે અણઘડ શહેર છે ને શહેરે વાગ્યા ઢોલ,
જવાન, બુઢ્ઢા, બાળક ઘૂમે નવરાતરને કોલ.

ગોકુળ કરતાં જૂદું અહીં તો ગોપી એટલા કાન,
શહેર નામનું ગોકુળ, ઝૂલે ગરબે ભૂલે ભાન.

વીજળી કેરો થાંભલો ને ફરતે ઘૂમે લોક,
એવામાં પણ એક કૂતરાએ મૂકી કળજગ પોક.

માઝમ રાત ને ગરબે ઘૂમે ચણિયા, ચોળી, આભલા,
પણ કૂતરાના તો ભીડની વચ્ચે ખોવાયા છે થાંભલા.

કૂતરું જોતું આભમાં ને કરે કરમની વાત
કે મારા થાંભલા ફરતો ઘૂમે : સાલો માણસ છે કમજાત

કૂતરાને કૂતરાપણું રોમરોમથી ડંખે,
આ તો કેવી જાત કે સાલી થાંભલા માટે ઝંખે.

કૂતરું જાણે વણવરસેલું, ધોધમાર વાદળિયું,
ક્યાં દેવને પૂજે, ને ક્યાં ક્યાં બાંધે માદળિયું ?

કૂતરાને બી શૈશવ કેરા દિવસો આવ્યા બાદ,
જ્યાં - ત્યાં જે-તે કરી શકે, કોઈની નહીં મરજાદ

પણ આજે પૂંછડે લટકી ગ્યો છે મોટપણાનો ભાર.
કે થાંભલા વિના કંઈપણ કરવું ક્યાંનો શિષ્ટાચાર.

નિયમો હારે સહનશક્તિઓ ધીંગાણાઓ કરતી,
ને કૂતરું અંદર રોકી બેઠું પૂનમ જેવી ભરતી.

રોકી બેઠું લાગણીઓને, કરે કોને ફરિયાદ ?
એટલામાં કૂતરાને આવ્યું જૂનું છાપું યાદ.

શહેર આખું સૂતુ'તું ને કૂતરું છાપું સમજ્યું'તું,
(કે) માણસ નામે પ્રાણી કાલે હિંદુ - મુસ્લિમ થઈ ગ્યું'તું.

કૂતરાને થઈ ગ્યું કે સાલો માણસ કેવી જાત ?
એવો થઈ ગ્યો કે જાણે કાલે બની ન કોઈ વાત.

આજે હસતો માણસ કાલે ઘરમાં બેસી સડતો'તો,
આજે ગરબે ઘૂમે કાલે મસાણમાં લથડતો'તો.

કૂતરાની આખીયે જાત સહી-સલામત ફરતી'તી,
(કે) માણસ પકડે એવી ગાડી ગલીઓમાં રખડતી'તી.

મંદિર, મસ્જિદ, ગુંબજ ઉપર મોત અજાણ્યું ફરક્યું'તું,
શાંતિ નામે લાલ કબૂતર, માણસ માથે ચરક્યું'તું.

કૂતરાને થઈ ગ્યુ કે આ તો લોહી પાડતી જાત,
એની સામે કંઈપણ કરવું, નથી શરમની વાત.

ભર ગરબામાં કૂતરું એનો ઊંચો કરતું પગ,
(કે) માણસ સામે નઈ સંકોરુ શરમ નામની શગ.

કૂતરાને કૂતરાપણું લાગવા માંડ્યું મીઠું,
એવામાં ઓલી'પા એણે બીજું કૂતરું દીઠું.

કૂતરું ચાટે કૂતરાને ને કરે પ્રેમની વાત,
આપણે ખાલી કૂતરા : એ આપણી એક જ જાત.

માણસ કરડે માણસને, ને ભડકે બળતું શહેર,
મુઠ્ઠી છે ને પથ્થર છે, આ કયા જનમનું વેર.

□

## ડૂબી ગયેલા છોકરાની વારતા

એક હતો છોકરો ને છોકરામાં તરવું
દરિયાનું ધૂસવું ને માનું ઓસરવું.

ટમલરના પાણીમાં પથ્થર નાખ્યો તો એના કૂંડાળા પહોંચી ગ્યા દરિયે,
છોકરાને થઇ ગ્યું કે લાવ સાવ સહેલું છે  આપણે  બી તરીએ આ દરિયે,
સીટ્ટી વગાડીને ઉંબરાઓ ઠેકીને છોકરો તો દરિયા લગ દોડયો,
ઓસરેલી માતાએ ઓટ મંહી વિખરાતા બોડો અંબોડો ફરી છોડયો.
છોકરાનું ભૂરું ભેંકાર ઘાસ ચરવું
દરિયાનું ધૂસવું ને માનું ઓસરવું.

ફળિયેથી ચીસ પાડી માએ કે "લાલ ભલે તરજે પણ છીછરામાં તરજે,
દરિયાનાં આંચળ જો મળે નઇ કયાંય તો ફેર મારી ગમાણમાં ભાંભરજે."
દરિયાના ધૂઘવાટો વચ્ચે બી છોકરાએ સાંભળેલી માની એ વાત,
છીછરામાં તરવાનું નક્કી કર્યું તો સાવ કાદવ નડી ગ્યો કમજાત.
ધોધમાર કાદવને છોકરાનું વરવું
દરિયાનું ધૂસવું ને માનું ઓસરવું.

છોકરાએ છોકરા જેવું જ કંઇક બીજું, કંઇક બીજું જ મોકલ્યું સપાટીએ
સાચુકલો છોકરો હજુય કંઇક લખતો છે તળિયાની કાળીમસ પાટીએ,
કહી દો દરિયાઇ દેવ કહી દો શું છોકરાને ફૂટી છે માછલીની ચૂંઇ ?
છીછરા પાણીની માછ છોકરાના લઇ શ્વાસ બદલામાં આપે શું મૂંઇ ?
પાપણ પર ભરતી ને છોકરાનું સરવું.
દરિયાનું ધૂસવું ને માનું ઓસરવું.

□

## ધોળું અદ્વૈત

પહેલાં પેલા વળાંક પાછળથી સંભળાય છે
ધીમો ઘેરો ભેદી અવાજ
'રામ નામ સત્ય છે'

પછી નજર પહોંચની સીમાની સ્હેજ આ તરફ, મારી બાજુ,
ગલી છોડીને રસ્તે આવેલું ડાધુઓનું ટોળું દેખાય છે ધૂંધળું
શિયાળુ સવારનો આછો તડકો પથરાય છે એમના પર ને ઊપસી આવે છે
શુભ્ર, સફેદ, લખલખતુ, ઉજ્જ્વળ.... અશુભ,
દિશાહીન નથી થયું કોઈ,
એકસાથે ઊપડે છે બધાયના પગ
સ્તોત્ર ઉચ્ચારતું કોરસ કેસેંડો પર પહોંચે છે
.... ને અદ્વૈત
ધોળું, ભેંકાર, ભેદી અદ્વૈત
હવે એક સફેદ ઊંટ, ધીમા પગલે
પણ સ્ફૂર્તિથી આવી રહ્યું છે પાસે,
ઊપસેલી ખૂંધ ફૂલોથી શણગારેલી
અંદરથી સફેદ પડી ગયેલા, પીળા ગલગોટા
ક્યાંકથી આવે છે ગંધ ગુલાબની
સૂંઘી શકાય એટલું પાસે આવી ગયું છે ઊંટ
એક જ સત્યનો જયકાર કરતું, ગુલાબની ગંધવાળું ધોળું ઊંટ
ક્યાં છે ગુલાબ ? ગુલાબ ક્યાં છે ? ક્યાં છે લાલ રંગનું ગુલાબ
ધોળાં ઊંટ ! ધોળાં ઊંટ ! ક્યાં છૂપાવ્યું છે ગુલાબ ?
સાવ નજીક આવ્યા પછી વીખરાય છે ઊંટનાં અઢારે અંગ
દરેક અંગને બે બે આંખો
દરેક આંખને પોતાનો રંગ

ને એક ટાબરિયાની તંગ આંખોમાં દેખાય છે ગુલાબ
લાલ રંગનું ગુલાબ
કોઈ દિશાહીન નથી
એક સાથે ઊપડે છે બધાયના પગ
એક સત્યનો જયકાર કરે છે બધાય
પણ જુદીજુદી તીવ્રતાથી
ક્યાંક સફેદ ચહેરાઓની વચ્ચે કોઈકની આંખોમાં હોય છે ગુલાબ
લાલ રંગનું ગુલાબ

બાજુમાં સફેદ ઊંટ વીખરાયા પછી ખબર પડે છે,
કે અઢારે અંગોનો ખૂંધ સાથેનો સંબંધ જુદોજુદો હોય છે
કોઇકનો ફિક્કો સફેદ
તો કોઇકનો તીવ્ર લાલ



## છીપલાનું ગીત

હું તો દરિયાને ચાહવાનું શમણું જોતેલી એક નાનકડી છીપલાની જાત
દરિયાને ઠીક હવે સૂરજનું સ્મિત, ને ખારવાનું ગીત,
મારે સુક્કા બે હોઠ ને આ સુક્કો અખાત
હું તો દરિયાને ચાહવાનું...

સઢ વગર અડીખમ ઊભેલા કોડ મારા,
દરિયાની રેતીમાં લાંગરે,
ભરતી ને ઓટ મહીં ડૂબતી ને ઊગતી,
ઇચ્છાઓ મારામાં પાંગરે
દરિયો બનીને મારે એકવાર આપવો છે નાનકડી છીપલીને આછો સંગાથ
હું તો દરિયાને ચાહવાનું...

દરિયાને ય કોકવાર છીપલીની સોડ મહીં,
ડૂબવાની ઇચ્છા તો થાશે
ભરતીની હૂંફથી મારી આ હાંફ,
એક 'દિ મોતી થઇ જાશે
મારા બે હોઠમાંથી ઓસરશે નીર ને દરિયાની ઓટમાંથી ખૂલશે પ્રભાત
હું તો દરિયાને ચાહવાનું...

આથમતા અંધારે દરિયો છોડીને મને
ઊગેલા સૂરજમાં તરશે
કાંઠે બેઠેલો મારો નાનકડો જીવ પછી
ઘૂઘવાટ વાગોળ્યા કરશે
મારા બે હોઠમાંથી ખુલ્લું આકાશ પછી સાંભળશે દરિયાને સાચવ્યાની વાત
હું તો દરિયાને ચાહવાનું...



## ફ્લોરેન્સ નાઇટિંગેલને...

ફ્લોરેન્સ તારા આંગણામાં, ઑર્કીડના છોડ ઉપર
રોજ સવારે ઊગે છે દર્દીનું સ્મિત
એક ડાળી કલમ કરી ચોંટાડી દે ક્યાંક મારામાં
પ્લીઝ ફ્લોરેન્સ પ્લીઝ મારે ઑર્કીડ થવું છે

ટ્રેનમાં ફ્લોરેન્સ યાદ છે તને ?
ફાટલી ચડ્ડી, પગમાં છાલાં, આરસના બે ટપટપિયાં લઈ હું રોતો'તો સૂરમ
ને પાંચિયું પાવલી તાલ દેતા'તા
સૂરમાં મારા સૂર તો ખાલી તેં જ પૂરેલો 'વાહ' કહીને
તેં જ તો મારી ભૂખને ભીનું ગીત આપેલું
યાદ છે તને ?
યાદ નથી કંઈ ?
સાંજના વાળુ સ્ટેશન ઉપર આંગળી ઝીલી તેં જ ઉતાર્યો
યાદ છે તને ?
યાદ નથી કંઈ ?

શિયાળાની વચલી સાંજે મારી પાસે હું જ વધેલો
ત્યારે તું જ આવીને, સ્હેજ નમીને, કંઈક ઓઢાડી ગઈ'તી
સાંજ પડ્યાનું સાવ ખાલીખમ ટૂંટિયુ ખોલી ગઈ'તી
યાદ છે તને ?
યાદ નથી કંઈ ?

કાલે છે ને ટ્રેનમાં ફ્લોરેન્સ હું તારી પેલી સીટમાં બેઠો,
કોઈ રોતું'તું સૂરમાં એના સૂરમાં મેં બી સૂર મિલાયો
સાંજના વાળુ સ્ટેશન ઉપર આંગળી ઝાલી મેં જ ઉતાર્યો
પાછા વળતા સ્ટેશન ઉપર સાવ ખૂણાના બાંકડા પાસે અટકી
તારું ઓઢણું બોલ્યું
ને મેં ય કોઈનું ટૂંટિયુ ખોલ્યું

તેં જ આપ્યું આ ઓઢણું મને,
ટૂંટિયુ ખોલતા તેં જ શિખવાડયું
એક ચીજ હજુ આપ તું ફ્લોરેન્સ
એક ચીજ હજુ જોઈએ મારે,
આપ તારું આ 'યાદ નથી કંઈ'

કેટલાં ફૂલો ઊગ્યાં એનાં ગણિત ભૂલતાં શીખવ,
એક ડાળી, ખાલી એક ડાળી તું કલમ કરી
ચોંટાડી દે ક્યાંક મારામાં
પ્લીઝ ફ્લોરેન્સ પ્લીઝ મારે ઑર્કીડ થવું છે



# મધુસૂદન પટેલ

(૧)
છે બહુ ઓછો સમય તો દુશ્મનોને માફ કર,
દિલને ગમતા હોય એવા માણસોની વાત કર.

બાગ, ટહુકા, બાંકડા, ઠંડી હવા ને સાંજ છે,
ચોતરફ આમંત્રણો છે, તું નજર તો બ્હાર કર.

હું કરું એથી વધારે કે નવું છો ના કરે,
હું કરું છું પ્રેમ આમ જ, ચાલ તુંયે આમ કર

આમ તો પથ્થર બધા જખમો ધરે પણ જો જરા,
પ્રેમનો કિસ્સો છે આરસપ્હાણનો તું વાર કર.

ભાઈ તું ગ્રાહક ખરો પણ આ 'મધુ'ની વાત છે,
ચાખવાની છોડ, સીધી ઝૂમવાની વાત કર.

❑

(૨)

મન સમા મનને પછી આંબે નજર.
એક વેળા જો નજર બાંધે નજર.

બસની પાછળ કેટલું દોડી હશે ?
આવ, પાછી જો, હજી હાંફે નજર.

હા ભલે આભાસ પણ આભાસ હો,
એટલો હક છે અને માગે નજર.

લોક સમજે રાતભર તારા ગણું,
ને અમારી હોય છે ચાંદે નજર.

અંધશ્રદ્ધા ગણ કે ગણ શ્રદ્ધા 'મધુ',
કાગડો બોલે અને ઝાંપે નજર.

□

(૩)

દર્દ જેવાં લશ્કરો પણ હોય છે.
સ્મિત જેવાં બખ્તરો પણ હોય છે.

જો, હૃદય તો એક ઠોકરમાં તૂટ્યું,
સાવ પોચા પથ્થરો પણ હોય છે.

આંખમાં ખૂંપે અને અશ્રુ વહે,
દૃશ્ય જેવાં ખંજરો પણ હોય છે.

આંખ ઊઘડે ને ફરી રસ્તા ઉપર,
સ્વપ્નમાં તો ઊંબરો પણ હોય છે.

શક્ય છે મૃત્યુ પછી મળવું 'મધુ'
રૂહ માટે ખરખરો પણ હોય છે.

□

(૪)
બચપણના સમ સખી બચપણના સમ
મને ફાવી ગયું છે હવે સોળમું,
નાનીશી વાતમાંય ભરતીની વાત
અહીં અંદર ને બ્હાર બધે સોળમું. મને ફાવી...

કવિઓની કલમોથી ટપકે છે લાગણીની વાત
માન-પાન અને મોભો,
'કેવો મુકામ ?' એમ પૂછું તો અંદરથી
આવે જવાબ 'અહીં થોભો,'
ઈશ્વરને કહેવું છે બાકીનાં વર્ષોનાં
માથે-મથાળે લખે સોળમું. મને ફાવી...

ગીતોમાં આવે જો 'સોળમું'
તો ગીતોમાં ગામ બધાં થઈ જાય ધામ,
શબ્દોના સંત કરે વાલમની વાત
પછી બીજું શું માગે આ જાત ?
અંતરમાં ઠેરઠેર ઝળહળતા દીપ
અને રંગોની ફાંટ ભરે સોળમું. મને ફાવી...

અંતરમાં માધવ ને જીવનમાં રાણાજી
લખિયા'તા મીરાંના ભાગે,
મારા તો અંતર ને જીવનમાં એક જ
કાં માધવ કાં રાણાજી આવે,
બાકી તો સત્તરમું ઠેબે, ને જીવનભર
મુજને મંજૂર હશે સોળમું. મને ફાવી...

☐

(૫)

છોકરાના સપનામાં છોકરી આવી ને તોય
રાજી થવાનું રહ્યું બાકી,
કારણ તો એ જ કે છોકરાની પાસે
નથી હોન્ડા કે નથી કાવાસાકી.

ખાલીખમ વાયરાએ છોકરાને પૂછયું
કે ગલગલિયાં જેવું કંઇ થાય છે ?
થાય છે તો બોલ પછી એને પણ પૂછીને
જોઉં કે મેળ કાંઇ ખાય છે.
ચાલુ ચકડોળમાં જ ટેન્શનમાં આવેલા
છોકરાએ 'તુલસી' બે ફાકી. છોકરાના...

બાપા પર ગુસ્સે થઇ એણે કીધું
કે ડૅડ, બાઇક તો આઇ વીલ બાય,
બાપુડી બીજા દિવસે જ કર્યું છોકરાએ
છોકરીને હસીને હાય,
છોકરીની સખીઓએ છોકરીને કીધું
કે બાઇકનું પેમેન્ટ છે બાકી. છોકરાના...

કાચી કુંવારી કળી લાગતી એ છોકરી તો
નીકળી ઓ ભાઇ બહુ પાકી,
છોકરાને હાય કહી સખીઓને બાય કહી
નજરોની તોપ એણે તાકી,
મહિનો વીત્યો ને પછી છોકરીએ કીધું
કે બાઇક હવે લાગે છે થાકી. છોકરાના...

❑

(૬)
આખર તો હિંમત કરીને કર્યો ડોશીએ
        ચૉરીની વચ્ચે કકળાટ,
ને છોરાએ કીધું કે નથી આ શ્હેરમાં
        દેશીની એકે દુકાન.

હુંધી હુંધીન બધી ઈંદરીઓ ધાચી ન તોપ
        કશું ચમ ના હુંધાય ?
એવાં તે ચેવાં આ ફૂલ બળ્યાં લાયા ?
        ક હુંધું તો દલડું દુભાય ?
પૈણ બૈણ મેલો આ પડતું, ન લઈ આવો
        પ્હેલાં તો દેશી ગુલાબ. આખર તો...

પાંચાળી કરતાંય ભૂંડા છે હાલ
        પેલી તુલસીને આવે છે લાજ,
આંગણિયે ઊછરેલી તુલસી ને લીંબોળી
        પરદેશી 'પેટન્ટો' ખાય ?
ડોશીનું માથું ના દાબો લ્યા એ...ય
        જરા પૂછો કે એને શું થાય ? આખર તો...

ત્રણ વાર ડબ્લ્યુ ને ડૉટકૉમ વાળી
        આ પરજાનું થાશે શું રામ ?
એનું તો ઠીક હવે ચૂંટણીના દેશમાં
        તારું પણ 'કૅશ' થયું નામ,
બગલા તો એ...ય ભાઈ બધા ધોળા જ
        નરી આંખે ના દેખાતા ડાઘ. આખર તો...

□

(૭)

સપનું સંકેત કરી ભાગે છે રોજ

ચાલ સપનાને આંતરવા જઈએ,
ચાલ સપનાની સોંસરવા જઈએ.

જોઉં પરદેશ ભણી જાતી એ વાટ
અને વાલમનાં પગલાંની છાપ,
ચાલ પગલાંને ખોતરવા જઈએ. ચાલ....

સપનું આવે તો લીલાં વાદળ ઘેરાય,
જાય પાછું તો પાધર દેખાય,
ચાલ સપનાને જોતરવા જઈએ. ચાલ...

વાલમ પરદેશ અહીં ખોવાયું સાન,
નથી કોયલને ટહુકાનું ભાન,
ચાલ કાગડાને નોતરવા જઈએ. ચાલ...

❑

(૮)

પાંદડાં પડદા બની સંતાડશે તો ક્યાં સુધી ?
એ કળી છે, પાંદડાં પણ ફાવશે તો ક્યાં સુધી ?

ડામવા પડશે અનિષ્ટો આપણે ભેગાં મળી,
ઈશ જો અવતાર લઈને આવશે તો ક્યાં સુધી ?

મિત્રને પણ જિંદગીમાં કામ ધંધો હોય છે,
એય તારા ઘાવને પંપાળશે તો ક્યાં સુધી ?

જાય છે દૃષ્ટિ હવે રણનીય પેલે પાર લગ,
ભાગવા દે ઝાંઝવાંને ભાગશે તો ક્યાં સુધી ?

એમને બસ એક સુંદર સ્વપ્ન આપી દે 'મધુ',
દુશ્મનો પણ લાખ નજરો ટાંપશે તો ક્યાં સુધી ?

❑

(૯)
આ ગઝલ અમથી નથી બોલાઈ ગઈ,
એક નહિ બે જિંદગી હોમાઈ ગઈ.

ઝાડ તો આંધી મહીં હેઠું પડ્યું,
ને બિચારી વેલ વગોવાઈ ગઈ.

એટલો કાદવ ઉછાળ્યો આ જગે,
એક આરસની મૂરત ફૂહીવાઈ ગઈ.

આ તલબ, આ થાક, આ શ્રદ્ધા જુઓ,
પોપચાંથી કીકીઓ છોલાઈ ગઈ.

ભીડમાં સંજોગની છેવટ 'મધુ',
એ મળી : પણ એ જગા ખોવાઈ ગઈ.

□

(૧૦)

આજ તો કાસિદ ધમકાવી ગયો,
કેમ લખવું એય સમજાવી ગયો.

તું નથી પ્હોંચી હજી તારા ઘરે !
તેં કહેલું 'આવજે', આવી ગયો.

આંગણે તુલસી લીલીછમ દેખતાં,
દ્વાર હું સો વાર ખખડાવી ગયો.

ક્યાં સુધી ચગળ્યા કરું, થાકી ગયો,
એટલે સપનાં બધાં ચાવી ગયો.

હા, શરૂમાં લાગતો કડવો 'મધુ',
પણ હવે તો એકદમ ફાવી ગયો.

□

(૧૧)

કાગળ મારે ઈશ્વર પાછળ 'ભાઈ' લખીને મોકલવો છે.
એ જ લિખિતંગ એક બચાડી બાઇ લખીને મોકલવો છે.

રોજ સવારે દીકરો એનો એક મજાની
'ટાઈ' ગળામાં વેંઢારે છે,
વીસ વરસથી રાખડીઓનો ભાર ઝીલતો
હાથ હવે એ ફેલાવે છે,
બાકી છે તો એક ફક્ત ભડવાઇ-લખીને મોકલવો છે.
કાગળ મારે ઈશ્વર પાછળ....
રોજ ઓઢણી ચીરે એની
ધોળે દહાડે રસ્તે ભૂખી નજરો,
રોજ ગરીબી ખૂંચે દિલમાં
ખૂંચે પેલી બંગડીઓની કરચો,
કેમ કરીને વગાડવું શરણાઇ-લખીને મોકલવો છે.
કાગળ મારે ઈશ્વર પાછળ...

❑

(૧૨)

કાફિયા, કસરત અને પૂરી ગઝલ,
ચીસ હરણીની મળે ક્યાંથી અસલ ?

દિલ મતિની આણથી સહદેવ છે,
એટલે આ રક્ત લાગે છે અકલ.

બેઉ નક્કી છે હવે તો ઓ હૃદય,
આપણી મંઝિલ અને મારી મજલ.

લાખ સંકટ લખ ભલે તકદીરમાં
એક અસમંજસ ન લખ, તું લખ અમલ

કર્મ પણ આખર નસીબી ખેલ છે,
હું 'મધુ' કણબી, ગઝલ મારી ફસલ.

❑

(૧૩)
હા, કસમથી આમ સમજાણી ગઝલ
દિલ તૂટ્યું એ બાદ અપનાવી ગઝલ.

હું નિરંતર પ્રેમનો માણસ રહ્યો.
તું ગઈ ને એ પછી આવી ગઝલ.

દર્દ કહેવા એક તો કાફી હતી,
નામના મળતાં લખ્યે રાખી ગઝલ

તું વસે છે ક્યાં હવે કોને ખબર ?
આખરે અખબારમાં આપી ગઝલ.

હર ગઝલના મૂળમાં બસ તું જ છે,
આ 'મધુ'ની હર ગઝલ તારી ગઝલ.

□

મુક્તક

મીઠા મધુર સાદે મને આવજો કહ્યું,
એણે વિદાય ટાણે મને આવજો કહ્યું.
આને ઇજન ગણું કે પછી અલવિદા 'મધુ' ?
મેંદી મૂકેલ હાથે મને આવજો કહ્યું.

□

ભોળા હૃદયને મૂર્ખ બનાવું તો ક્યાં સુધી ?
મળતી નથી એ વાત છુપાવું તો ક્યાં સુધી ?
થાકી જવાની સાવ અણી પર ઊભો છું આવ,
તારા વચનની લાજ બચાવું તો ક્યાં સુધી ?

□

છોડી મને બીજાની કને જા હસીને જા,
કિંતુ વિરહની વાતને સાચી કહીને જા.
મુશ્કિલ નથી, ને તોય વિતાવી નહીં શકે,
બસ બે જ ઘડી બેસ, અનુભવ કહીને જા.

મૌનને વર્તાઇ જાવાનું ગમે તો શું કરું ?
અર્થને ચર્ચાઇ જાવાનું ગમે તો શું કરું ?
તે છતાં એ વાત છાની રહી શકી હોતે મગર,
દિલ, તને હરખાઇ જાવાનું ગમે તો શું કરું ?



હા, ભલે એકાદ બે ખામી હતી,
બેઉ પક્ષે વાત તો જામી હતી.
પણ જમાનાથી 'મધુ' જીરવાય કેમ ?
બેઉ હસ્તીઓ બહુ નામી હતી.



આમ તો એ વાત ઘરઘરની હતી,
ભૂલ તો મારા જ ચણતરની હતી.
ઊંબરો પણ આજ તો વાગ્યો 'મધુ',
આખરે તો જાત પથ્થરની હતી.



હસ્તરેખાથી જરા છેટે ઊગી,
લ્યો કહોને એમ કે વેઢે ઊગી,
એ ખળે પહોંચે 'મધુ' કેવી રીતે ?
વાત ખેતરમાં નહીં શેઢે ઊગી.



ખૂટી ગયા નિજના અનુભવ તે છતાં લખતો રહ્યો,
પાછી મજા તો એ જ કે હું દાદ મેળવતો રહ્યો.
માફી મળે કે ના મળે એ દોસ્તીની વાત છે,
હું દોસ્તોની જિંદગીમાં ડોકિયાં કરતો રહ્યો.



# પન્ના નાયક

## ▫ બારાખડીની અંદર- બારાખડીની બહાર

ક ખ ગ ઘ
આટલે સુધી પહોંચતા
ક્યાં પૂરી થાય છે
બારાખડી ?
વચ્ચે આવે છે
પ ફ બ ભ મ.
પ પન્નાનો
મ મીરાંનો
આ પ-થી મ સુધીની
યાત્રા
મારે માટે મુશ્કેલ છે
અશક્ય છે.

હું
અશક્યોની વચ્ચે
શા માટે પસંદ કરું છું ?
શા માટે ?
ક્યાં અપાય છે
કોઇને કારણો ?
ક્યાંથી લઇ શકાય
ઉછીની શ્રદ્ધા ?
મારે મીરાં થવું છે
એ જ ઝંખના છે
એ જ ભાવના છે.
મને
મીરાંની મીઠી ઈર્ષ્યા આવે છે.
હું
અનેક ક્રોસ રોડ પર ઊભી છું :
મીરાંએ
શું શું નકાર્યું ?
નકાર્યો સંસાર

નકાર્યાં રાજપાટ
નકાર્યાં સોનાનાં હિંડોળાખાટ.
એ
હતી તો સ્વયં સ્ત્રી
પણ
એ મીરાં થઇ
રુક્મિણી નહીં.
રુક્મિણી તો કૃષ્ણની પટરાણી
મહાલ્યા કરે
લગ્નના સલામત મહેલમાં

મીરાંને નથી થવું
ગોપી
કે
નથી થવું રાધા.
ગોપી અને રાધા સામે
મીરાંને
કશો વાંધોવચકો નથી.
બન્ને પાસે
છલકતી પ્રીત છે
પણ
ગીત નથી
મીરાંને
તો
કૃષ્ણનું ગીત થવું છે
અને
મીરાં તો થઇ ગઇ
કૃષ્ણનું ગીત.

કૃષ્ણ ભલેને મિત્ર હોય
તો પ
પાંચ પતિએ અનાથ એવી
દ્રૌપદી થવાનો શું અર્થ ?

મને
મારામાં જ
વિભક્ત કરે છે
અનેક
ગૂંચવાયેલા રસ્તાઓ...
મને જોઇએ છે
લાગણીની સભરતા
અને
આર્થિક સલામતી.
અમેરિકા જેવા
દેશમાં રહેવાનું
અને
વૃન્દાવનને ઝંખવાનું
આ વિરોધને
હું
ક્યાં જઇ શમાવું ?

કૌરવોની સભામાં
ચીર ખેંચાયા કરે છે
કસીનોમાં રમવા માટે
કોઇ યુધિષ્ઠિર
ક્યારેય આવ્યો નથી.
કશુંક હોય તો જ
ગુમાવવાનું ને ?
અહીં તો
સતત ગુમાવતાં ગુમાવતાં મેળવવાની
ને
મેળવતાં મેળવતાં ગુમાવવાની
એક હકીકત હોય છે.

ચીર ખેંચાય
ને
કૃષ્ણ હાજરાહજૂર થાય
એવી ચીસ
તો હું પાડી નથી શકતી.

પાંચે ઇન્દ્રિયને વરેલી

દ્રૌપદીના
કોણ પૂરે ચીર ?

મીરાં થવાની ભાવનાથી
મીરાં થવાતું નથી
એટલે જ

મને
પુરુષોનું વૃન્દ મળ્યું
પણ
મીરાંનું વૃન્દાવન નહીં.
કોણ કહે છે
કે
"દૂજો ડાઘ ન લાગે કોઈ ?"
અહીંયા તો
કાળા રંગના
કામળા પર
રંગ નથી
પણ
કાબરચીતરાં ધાબાં છે.

મને તો
જોઈએ છે
હીરા મોતીની માળા.
(તુલસીની માળા
એ તો
દંતકથાની વાત).
તો પછી
મીરાં થવાની ભાવના
એ શું
મારા ચિત્તના
લટકમટક ચાળા ?
આટલો બધો દંભ
અલંકારોની આસક્તિ
મહેલનો માહોલ
શય્યાનું સુખ
ઇન્દ્રપુરી જેવું આ શહેર
ઇન્દ્રિયોનો કૃત્રિમ વૈભવ-
બધું જ બાહ્ય !
ભીતરની વાત નહીં.
બધું જ કૃતક !

ક્યાંથી હોય
મીરાં થવાની તક ?
ક્યાંથી હોય
એ અવસર ?
આત્મા હોય
તો
પરમાત્મા સાથે
મિલન થાય.
મીરાં હોઈએ
તો
કૃષ્ણ મળે.

હું મીરાં થવાની
વાત કરીને
જાણે
મને જ
છેતર્યા કરું છું.
ઝાંઝવાને
સમુદ્ર માનીને
તર્યા કરું છું.
મીરાં તો ગાઈ ગઈ
"સંસારીનું સુખ એવું ઝાંઝવાંનાં નીર જેવું."
મેં તો
સગી આંખે
ઝાંઝવાંનાં
સાવકાં નીર પીધાં
અને
અમૃતના
જુઠ્ઠા ઓડકાર ખાધા

વાત
વૃન્દાવનની કર્યા કરી
ને
મનમાં વિકસાવ્યું
મેવાડને
મારી આસપાસ
એક નહીં
અનેક રાણાઓની
વાડ
એમનું મેવાડ
એમના સોનાના પ્હાડ.
અવાજનું
નામ લઈને
આખી જિંદગી
પડઘાઓથી જ રમ્યા કર્યું.
રાજી કર્યા
આસપાસના રાણાઓને.

મીરાં થવું હોય
તો
રાણાને છોડવાની
તાકાત હોવી જોઈએ
પણ
આખી જિંદગી
ઓશિયાળાં આલંબનો
લઈ લઈને
હું
વધુ ને વધુ
અપંગ થતી ગઈ.
ઘુવડોની સભામાં
લાઈમલાઈટનો સૂર્ય થઈને
પ્રગટતી રહી.

મીરાંનું ગીત
લખવું હોય
તો
ઘોંઘાટમાં ડૂબી ન જવાય
પણ
હું તો
ડૂબતી જ ગઈ
પાર્ટીમાં, પ્રતિષ્ઠામાં
પન્નાના પ આગળ
જીવન શરૂ થયું
ને
પ આગળ જ
પૂરું થયું.
કહ્યું નહીં
કે
પ-થી મ સુધીની
યાત્રા
મારે માટે
અશક્ય છે !

કોલાહલનું
હલાહલ પીધા પછી
કોઈ ચમત્કાર ન થયો.
ઝેરનો કટોરો
ઝેરનો જ રહ્યો
મારા કરંડિયામાં કેટલાય નાગ
પણ
કોઈ નાગ પર
મણિ નહીં
બધા જ ફણીધર !
જાઝ મ્યુઝિક પર ડોલતા
આ નાગ,
શરીરભૂખ્યા નાગ !
મેં ઉતારી
એનાં કરતાં
કાંચળીઓ
વધુ ને વધુ પહેર્યા કરી.
નાગને નાથે એવું
કોઈ નહીં.

અહીં તો
શ્વાસને
ગ્રસી જતા રાક્ષસો,
પોકળ હસાહસો,
પામર સાહસો.
અહીં તો
જ્યોતમાં જ્યોત ન મળી
અને
અંધકારમાં જ
જ્યોત વિલિન થઇ ગઇ

મીરાં જીવી ગઇ.
હું
મરી મરીને જીવી રહી.
ઇટ ઇઝ ટુ લેઇટ નાઉ
ઇટ ઇઝ ટુ લેઇટ.

□□□

સમજાય છે બધું
પણ
સમજણ થીજી ગઇ છે.
પદ, પદવી
બધું નકામું લાગે છે.
આ બધો છે
નર્યોવાણીવિલાસ.
નકામું લાગે છે તોય
સંઘર્યો સાપ
કામ આવશે માનીને
પદ, પદવી પકડી રાખું છું,
કદાચ કામ આવે !
કૃષ્ણ
મળે કે ન મળે,
માખણતો મળે !

કંઠ કોરો છે.
પેરેલાઇઝ્ડ થયેલા પગને
ઝાંઝર પહેરાવવાનો
કોઇ અર્થ નથી.
નફ્ફટ ઘૂંઘટપટમાં
ચીરા પડ્યા છે.
ખુલ્લી બજાર જેવો
થઇ ગયો છે ચહેરો
હજાર હજાર
ઉઝરડા પડેલો ચહેરો
મીરાંને
રમકડું માનીને રમનારા
આ મીરાંના
વાંઝિયા નસીબને
કદીય
રામ રમકડું ન મળ્યું
કે ન જડ્યું
પણ
પ-થી મ વચ્ચે રહેલી
એક સ્ત્રી
જાણે કે
ગામ રમકડું થઇ ગઇ

આ સ્ત્રી
હું હોઇ શકું
કદાચ
તમે હોઇ શકો.
પુરુષ છે
પણ
કૃષ્ણપુરુષ ક્યાં છે ?

કૃષ્ણ
તો
પૂર્ણ પુરુષોત્તમ
શ્રીકૃષ્ણ : શરણં મમ્.
અહીં તો
ઉખાણા જેવા પુરુષો
અને

સમસ્યા થઈને જીવતી
સ્ત્રીઓ.

❑❑❑

મીરાં,
એક દિવસ તો પાસે આવ.
મારે તને કાનમાં
એક સવાલ પૂછવો છે.
તું
અમેરિકામાં રહેતી હોત
તો
મીરાં થઈ શકી હોત ?
તું
વીસમી સદીને અંતે
કે
એકવીસમી સદીને આરંભે
"જોગી મત જા, મત જા"
જેવું પદ
ગાઈ શકી હોત ?
.........
તું
તારા મૌનથી
એમ તો નથી કહેતીને
કે
મીરાં થવા માટે
જોઈએ
પન્નાનું મોત.
પન્ના તો
અમથું એક નામ.
એ લોપા હોઈ શકે
એ ગોપા હોઈ શકે.

મોત પણ કોઈના હાથમાં નથી.
આ મીરાં તો ખોવાઈ ગઈ
આપમેળે જાણે કે ઓલવાઈ ગઈ.

બસૂરો કંઠ
બટકણાં ગીત
મારો મુરલીવાળો
તો
આવવું હોય ત્યારે આવે
જવું હોય ત્યારે જાય.
ઘૂંઘટ ખોલે
ને
શરીરને વાંસળીની જેમ
વગાડવું હોય તો વગાડે.
મારો બંસીવાળો જ
અધૂરો, બસૂરો.
નફા અને તોટાના
હિસાબ પ્રમાણે વહેતા
એના ગણતરીબાજ સૂર.
એ કોઈનો નથી.
નથી રુક્મિણીનો
નથી રાધાનો
નથી ગોપીનો
નથી પોતાનો પણ

મીરાં પાસે તો હતી
પ્રતીક્ષા,
કેવળ પ્રતીક્ષા.
મીરાં,
તું જ મને
જવાબ આપને
કે
પ્રતીક્ષાનું ભિક્ષાપાત્ર લઈને
આ વહેતા ટ્રાફિકના રસ્તા પર
ભમતી કોઈ સ્ત્રી
મીરાં કઈ રીતે થઈ શકે ?
કોઈ વીક ઍન્ડ પર
પુરુષધારી શરીરને
મારે ત્યાં
આવવું હોય તો આવે

અને
મારા ભિક્ષાપાત્રમાં
ડૉલર જેવો
પ્રેમનો સિક્કો નાખીને
આઘોપાછો થઇ જાય.
હવે,
તું જ કહે
કે
મરવા વાંકે
જીવતી હું
કઇ રીતે ગાઇ શકું
તારા આનંદનું ગીત
'પગ ઘૂંઘરું બાંધ મીરાં નાચી રે ?'

અમારા કૃષ્ણને
મનના મંજીરાનો
કોઇ ખપ નથી
અને
અમને પણ
તારા કૃષ્ણનું ક્યાં કામ છે ?
અમારો કૃષ્ણ
તો
ઑફિસમાં બેઠો છે
કોઇ પરાયો, પારકો હોય એમ.
ઑફિસની બધી જ કમાણી
એની રુકિમણી માટે.
કોઇ
એમ ન માને
કે
હું
પુરુષને વગોવું છું.
હું તો
મારી વાસ્તવિકતાની વાત કરું છું.
એને
એકીસાથે
સેન્સિટિવ, ઇન્ટેલેક્ચ્યુઅલ,
પાર્ટીમાં શોભે એવી,
એની રુકિમણીને
અતિક્રમી જાય એવી,
લગ્નબાહ્ય સંબંધનાં
અછોવાનાં કરે એવી,
એક સ્ત્રી જોઇએ છે
અને સાથે સાથે
એના ધણીપણાને સાંખી લે એવી
જોઇએ છે
સ્ત્રીની શરણાગતિ.

બધું સોંપવાની
મારી તાકાત નથી
અને
બધું છોડવાનું
મારું ગજું નથી.
હું
વ્હેરાઇ ગઇ છું
દિવસ અને રાત જેવા
બન્ને હાંસિયાઓમાં.

મીરાં,
હું તો
રોજ ઝેર પીઉં છું.
આ ઝેર
મારામાં જ જન્મે છે
અને
હું થઇ જાઉં છું
વિષકન્યા.
મીરાં થવાની ઝંખના
અને
ન થઇ શકવાની લાચારી-
આનાથી
વધુ કાતિલ શું હોઇ શકે ?

□

અમે
ટાયરના પગ પહેરીને
રસ્તા પર
ચાર પગે દોડીએ છીએ.
એ રસ્તો
અમને ક્યાંય પણ પહોંચાડતો નથી.
નથી જાગરણ,
નથી ઉજાગરો.
છે કેવળ અનિદ્રા,
અજંપો,
ને
અસલામતી.
વૃન્દાવન નથી
એટલે તો
ફ્લાવરવાઝમાં
ફૂલોને ગોઠવીએ છીએ
અને
ફ્લાવરવાઝ પણ તૂટેલું.
લાઈફ વિનાના
લીવિંગરૂમમાં રહીએ છીએ.
બેડરૂમની પથારીઓ
ભરેલી તોય ખાલી.
મારા જખમ પરથી પણ
ગણી શકાય સંબંધો...
એક એક સંબંધ
એટલે જખમનો જનાજો.
આમાં
વૃન્દાવનની તો વાત જ ક્યાં?
અમે તો
શૉપિંગ - વિન્ડોમાં ગોઠવાયેલી
ઢીંગલીઓ
બન્નેની વચ્ચે
ગ્લાસ કર્ટન.
શબ્દો છે
પણ
સંભળાતા નથી.

અમારી
મોટામાં મોટી
કરુણતા એ છે કે
અમે
ગ્લાસ કર્ટનને
તોડી શકતા નથી
અને
વિન્ડો શૉપિંગના એરિયામાં જ
ફ્રીઝ થઈ જઈએ છીએ.
સગવડ નામના
સીમિત પ્રદેશમાં
અટવાયેલા અમને
અસીમના, અનહદના
સૂર
ક્યાંથી સંભળાય?
ક્યારે સંભળાય?
ક ખ ગ ઘ
અને વચ્ચે
પ ફ બ ભ મ
હું
એકની એક બારાખડીને
ઘૂંટયા કરું છું
અને
બારાખડીની બહાર
નીકળવાનો
રસ્તોય ક્યાં છે?
હવે,
હું
પૉઈન્ટ ઓફ નો રિટર્ન પર....
નો રિટર્ન પર...
નો રિટર્ન પર...

'અબ તો બાત ફૈલ ગઈ'
"બાત ફૈલ ગઈ"
"ફૈલ ગઈ"

❑

# Wislawa Szymborska ❑ અનુ.: શીરીન કુડચેકર

(૧) ચિત્રકાર બ્રુઘેલના બે વાંદરા
આખરી પરીક્ષાનાં દશ્યોમાં સ્વપ્નગ્રસ્ત હું જોઉં છું :
બે વાંદરા, જમીન સાથે સાંકળથી બંધાયેલા, બારીની તળવટ પર બેઠા છે,
તેમની પાછળ આકાશ ફફડે છે,
સાગર સ્નાન કરી રહ્યો છે.
પરીક્ષાનો વિષય છે 'માનવજાતનો ઇતિહાસ'.
હું તોતડાઉં છું, નિશ્ચિત ઉત્તર આપતાં અચકાઉં છું.
એક વાંદરો ઉપહાસયુક્ત તિરસ્કારથી તાકતો, સાંભળતો રહે છે,
બીજો સ્વપ્નમાં સરી ગયો જણાય છે-
પણ જ્યારે એમ સ્પષ્ટ બને છે કે મને શું બોલવું એ સૂઝતું નથી
ત્યારે તે મને જવાબ છાનોમાનો સૂચવે છે
પોતાની સાંકળને હળવાશથી ખખડાવીને.

❑

## (૨) પથ્થર સાથે સંવાદ

હું પથ્થરના પ્રવેશદ્વાર પર ટકોરા મારું છું
"આ તો હું છું, મને અંદર આવવા દેશો ?
મારે તો ફક્ત તમારા અંતરતમમાં પ્રવેશવું છે,
જરા જોઉં, ફરું,
તમને શ્વસી લઉં શ્વસાય એટલા."

'જતાં રહો' પથ્થર બોલ્યો.
'હું સજ્જડ બંધ છું.
તમે મારા ટુકડેટુકડા કરશો
તોય અમે બધા બંધના બંધ જ રહીશું
તમે અમને દળીને અમારી રેતી કરશો
તોય તમને અંદર નહિ લઈએ.'

હું પથ્થરના પ્રવેશદ્વાર પર ટકોરા મારું છું,
"આ તો હું છું, મને અંદર આવવા દેશો ?"

હું તો માત્ર જિજ્ઞાસાપ્રેરિત આવી છું.
"જિંદગી જ આ જિજ્ઞાસાને છિપાવી શકશે.
તમારા મહેલમાં હું ટહેલવા માગું છું,
પછી ભેટ લઈશ એક પાંદડાની, પાણીના એક ટીપાની,
બહુ સમય નથી.
મારી નશ્વરતાનો તમારે ખ્યાલ રાખવો ઘટે."

પથ્થર કહે, "હું તો પથ્થરનો બન્યો છું,
એટલે મોઢું પરાણે ગંભીર રાખવું જ પડે.
જતાં રહો.
હાસ્યને અનુકૂળ મારા સ્નાયુ જ નથી."

હું પથ્થરના પ્રવેશદ્વાર પર ટકોરા મારું છું.
'આ તો હું છું, મને અંદર આવવા દેશો ?
સાંભળ્યું છે કે તમારા ભીતરમાં વિશાળ સૂના ખંડ છે,
અણદીઠેલા, તેમનું સૌંદર્ય વ્યર્થ,
નીરવ, કોઈનાં પગલાંનો પડઘો તે પાડતા નથી,
કબૂલ કરોને, તમે જ તેમનો પૂરો પરિચય પામ્યા નથી."

★ **Wislawa Szymborska** ★

'વિશાળ અને સૂના ખરા.' પથ્થર બોલ્યો,
"પણ ત્યાં જગ્યા જ નથી.
સુંદર, હા, કદાચ, પણ તમારી બાપડી ઇન્દ્રિયોને
રુચિકર નહિ.
મારો પરિચય કદાચ થાય, પણ પૂરેપૂરો કદાપિ નહિ.
મારી આખી સપાટી તમારી દિશા તરફ વળી છે,
પણ મારો આખો અંતરભાગ સાવ ઊલટી દિશામાં."

હું પથ્થરના પ્રવેશદ્વાર પર ટકોરા મારું છું.
"આ તો હું છું, મને અંદર આવવા દેશો?
હું કાંઈ અનંતકાળ માટે આશ્રય શોધતી નથી.
હું દુઃખી નથી.
ઘરબાર વિનાની નથી.
મારી દુનિયા પણ પુનરાગમનને પાત્ર છે.
હું પ્રવેશ કરીશ અને વિદાય લઈશ ખાલી હાથે.

અને હું ત્યાં હતી તેનો પુરાવો હશે
માત્ર શબ્દો
જેને કોઈ સત્ય માનશે નહિ."

"તમારે ભીતર પ્રવેશવાનું નથી" પથ્થર બોલ્યો.
શામિલ હોવાની સૂઝ તમારામાં નથી.
આ સૂઝની ખોટ કોઈ અન્ય સૂઝ વડે પુરાય નહિ.
સર્વદર્શીપદ સુધી પહોંચેલી દૃષ્ટિ પણ
શામિલ હોવાની સૂઝ વિના તમને મદદરૂપ નહિ બને.
તમે ભીતર પ્રવેશશો નહિ.
તમારામાં તો આ સૂઝ શું હોય તેનો આછો ખ્યાલ જ છે.
તેનું માત્ર બીજ, કલ્પનાશક્તિ."

પથ્થરના પ્રવેશદ્વાર પર હું ટકોરા મારું છું.
"આ તો હું છું, મને અંદર આવવા દેશો?
મારી પાસે કાંઈ બે હજાર સૈકા નથી,
તો મને તમારી છત નીચે આવવા દો."

'તમે મારું માનવા નહિ ઇચ્છતા હો' પથ્થર કહે,
"તો પાંદડાને પૂછી જુઓ, તે પણ તે જ કહેશે.
પાણીનાં ટીપાને પૂછો, જે પાંદડું કહેશે તે જ એ કહેશે.
છેવટે તમારા માથા પરના એક વાળને પૂછો.
મારામાં હાસ્યનો વિસ્ફોટ થશે, હા, હાસ્ય, અટ્ટહાસ્ય મહાહાસ્ય,
જોકે મને હસતાં તો આવડતું નથી."
પથ્થરના પ્રવેશદ્વાર પર હું ટકોરા મારું છું.
'આ તો હું છું, મને અંદર આવવા દેશો ?'
'મારે દ્વાર જ નથી', પથ્થર બોલ્યો.



## (૩) The Railroad Station

'ન' નામના શહેરમાં મારું ન આવવું
ઠીક સમયસર બન્યું.

મારા અણપાઠવેલા પત્રમાં
તને ચેતવણી આપી હતી.

તું ત્યાં હાજર રહેવા પામ્યો ન હતો
નક્કી કરેલા સમયે.

ગાડી પ્લેટફોર્મ નં. ૩ પર થંભી,
અને ઘણા માણસો ઊતરી પડ્યા.

નિર્ગમનદ્વાર તરફ રસ્તો કરતી મેદની સાથે
મારી ગેરહાજરી ભળી ગઈ.

કેટલીક સ્ત્રીઓ ધસી આવી
આ દોડાદોડમાં
મારી જગ્યા લેવા.

તેમનામાંથી એક તરફ કોઈક દોડી આવ્યું.
હું તે માણસને ઓળખતી નહોતી,
પણ પેલીએ તેને ઓળખ્યો,
તરત જ.

તેઓ એકબીજાંને ચૂમી રહ્યાં'તાં
ન આપણા એવા હોઠ વડે,
એટલામાં એક બૅગ ગાયબ થઈ ગઈ,
મારી નહિ.

'ન' નામના શહેરનું રેલવેસ્ટેશન
વસ્તુલક્ષી અસ્તિત્વની કસોટીમાં
સફળતા પામ્યું,
ઉત્તમ સફળતા.

સમગ્ર પોતાને સ્થાને રહ્યું.
વિગતો આમતેમ દોડી
નિશ્ચિત પાટા પર.

અભિસાર પણ ઠરાવ્યા પ્રમાણે
આકાર પામ્યો.

આપણી હાજરીની
પહોંચથી દૂર.

શક્યતાના
ખોવાયેલા સ્વર્ગમાં.

અન્ય ક્યાંક.

અન્ય ક્યાંક,

કેવા રણકે છે આ તીણા શબ્દો.



(૪) જન્મ પામેલો
એમ, તો આ તેની મા છે.
આ નાનકડી સ્ત્રી.
રાખોડી આંખવાળી જન્મદાત્રી

આ કિશ્તી જેમાં વર્ષો પહેલાં,
તે કિનારે તરી આવ્યો હતો.

આ કિશ્તી જેમાંથી તેણે પહેલું પગલું લીધું'તું
આ જગતમાં
અ-સનાતનતામાં.

આ જ જન્મ દેનારી છે તે પુરુષને
જેની સાથે જ્વાલા ભેદી હું છલાંગ મારું છું.

તો આ જ એવી એકમાત્ર વ્યક્તિ છે
જેણે નથી તેને પ્રાપ્ત કર્યો
પૂર્ણ અને સાકાર રૂપમાં.

મને પરિચિત એવી ત્વચા ભીતર
એણે જાતે તેને ખેંચી લીધો'તો.
મારાથી ગુપ્ત એવાં અસ્થિ સાથે
એણે એણે જ તેને જડી દીધો'તો.

મારી તરફ તે ઉઠાવે છે
રાખોડી આંખો
તે એણે જ પ્રથમ ઉઠાવી આપી'તી..

તો આ એ છે તેની વર્ણમાળાનો પહેલો અક્ષર
તેણે શા કારણે મને એ દાખવી.

જન્મ પામેલો.
હા, તો તે પણ જન્મ પામેલો.
અન્ય સૌ માફક જન્મ પામેલો.
મારી માફક, અંતે મૃત્યુ પામનારી માફક.

એક હયાત સ્ત્રીનો પુત્ર,
દેહનાં ઊંડાણોમાંથી નવ પ્રવેશેલો.
વર્ણમાળાના અંતિમ અક્ષર સુધી પ્રવાસ કરતો મુસાફર.

પોતાની જ ગેરહાજરીને આધીન,
દરેક દિશામાં, હરેક ક્ષણ.

તે પોતાનું માથું અફાળે છે
એવી ભીંત સાથે
જે નિત્ય અતૂટ રહેશે.

તેનું હલનચલન
સર્વસામાન્ય ફેંસલાને
ટાળે છે ને વારે છે.
હું પામી ગઈ હતી કે
તેની અડધી મુસાફરી તો સમાપ્ત થઈ છે.

પણ તેણે મને એમ કહ્યું નહિ,
ના.

તે તો માત્ર આટલું જ બોલ્યો,
"આ મારી મા છે."



(૫) શોકગ્રસ્ત માતા
તે વીર પુરુષ જે શહેરમાં જન્મ્યો હતો ત્યાં આટલું તમે કરી શકો છો :
તાજુબીથી તાકી રહો તેના સ્મારક તરફ, એના કદની સ્તુતિ કરો,
સૂના સંગ્રહાલયનાં પગથિયાં પરથી બે મરઘાંને ભગાડો,
તેની માનું સરનામું માગો,
બારણે ટકોરા કરો, કિચૂડ કરતો દરવાજો ધકેલીને ખોલો.
એનું શરીર ટટ્ટાર છે, વાળ સીધા ઓળ્યા છે, નજર સ્થિર છે.
તમે કહી શકો છો કે તમે અત્યારે જ પોલૅન્ડથી આવ્યા છો.
તમે ત્યાંથી સલામી લાવ્યા છો.
પ્રશ્નો સ્પષ્ટ અને ઉચ્ચ સ્વરે ઉચ્ચારજો.
હા, એ તેને બહુ ચાહતી હતી. હા, જન્મ્યો ત્યારથી જ એવો હતો.

હા, તે સવારે એ જેલની દીવાલ પાસે ઊભી હતી.
હા, એણે ગોળીબાર સાંભળ્યો.
તમે કદાચ અફસોસ વ્યક્ત કરશો કે કેમેરા નથી લાવ્યા,
ટેપ રેકોર્ડર પણ નહિ. હા, આવી વસ્તુઓ એણે જોઈ છે.
તેનો અંતિમ પત્ર એણે રેડિયો પર વાંચી સંભળાવ્યો હતો.
એક વાર તેનાં પ્રિય હાલરડાં ટી.વી. પર ગાઈ સંભળાવેલાં.
એક વાર સિનેમામાં પણ ભાગ ભજવ્યો'તો, આંખમાં આંસુ,
ઝગઝગતા દીવાઓને કારણે, હા તેની યાદથી હજી પોતાનું
હૃદય દ્રવે છે.
હા, હવે સહેજ થાકેલી. હા, બધું પસાર થશે.
તમે ઊઠી શકો છો, એનો આભાર માનો. વિદાય લો. બહાર નીકળો,
જતાં જતાં પરસાળમાં નવા આવનારાઓ પાસેથી થઈને.



(૬) શક્યું હોત
આમ બની શક્યું હોત.
બનવું અનિવાર્ય હતું.
પહેલાં બની ગયું પછી
વધુ નિકટ. વધુ દૂર.
બન્યું પણ તમને નહિ.

તમે બચી ગયા કારણકે તમે પહેલા હતા.
તમે બચી ગયા કારણકે તમે છેલ્લા હતા.
એકલા. અન્યો સાથે
જમણી તરફ. ડાબી.
કારણકે વરસાદ વરસી રહ્યો હતો. છાંયડાને કારણે.
કારણકે તડકો સર્વત્ર ફેલાયેલો હતો.

તમે ભાગ્યવાન હતા - ત્યાં જંગલ હતું.
તમે ભાગ્યવાન હતા - એકે ઝાડ નહોતું.
તમે ભાગ્યવાન હતા - એક ખંપાળી, નકૂચો, પાટડો, સમાર, બારણાંનો
ખાંભો, એક ચક્કર, એક પા ઈંચ, એક ક્ષણ.
તમે ભાગ્યવાન હતા - તે જ ક્ષણે એક તણખલું પાણી પર તરતું ગયું.

આ જ કારણે, કારણકે, જોકે, તેમ છતાં
શું થયું હોત જો એક હાથ, એક પગ,

એક ઇંચથી ઓછું અંતર, એક વાળ જેટલું અલ્પ અંતર
અભાગી યોગાયોગથી છેટું.

તો તમે અહીં જ છો ? તમ્મર ખાઓ છો, જોખમ ટાળ્યું, માંડ
બચ્યા, શિક્ષા મુલતવી રાખવામાં આવી એટલે ?

જાળમાં એક કાણું અને તમે તેમાંથી સરી ગયા ?
આથી વધુ સ્તબ્ધ કે શબ્દરહિત હું બની જ ન શકું.
સાંભળો,
મારી ભીતર તમારું હૃદય કેટલા જોરથી ધબકે છે.

❑

(૭) મૃતજીવોના પત્રો

મૃતજીવોના પત્રો વાંચતાં આપણે લાચાર દેવતાઓ જેવા છીએ.
છતાં દેવતાઓ ખરા, કારણકે ત્યાર બાદ આવતી તારીખો તો આપણે જાણીએ છીએ
જાણીએ છીએ કેટલાંક ઋણ કદાપિ વસૂલ નહિ થશે.
કઈ વિધવાઓ શબ ટાઢું બનતાં પહેલા જ પુનર્લગ્ન કરશે.
બિચારા મૃતજીવો, આંખે પાટા બાંધેલા મૃતજીવો,
ભોળા, દોષપાત્ર, એમનું ડહાપણ પણ દયાજનક.
એમની પીઠ પાછળ લોકો કેવા મોં મચકોડે છે તે આપણે જોઈએ છીએ.
વસિયતનામાને ટુકડે ટુકડે ચિરાતાં સાંભળીએ છીએ.
મૃતજીવો આપણી સામે હાસ્યાસ્પદ દશામાં બેઠા છે,
જાણે માખણ ચોપડેલા પાંઉ ઉપર બેઠા ન હોય.
અથવા દોડતા હોય છે બહાવરા બનીને માથા પરથી ઊડી ગયેલી હેટ પકડવા.
તેમની વાહિયાત રુચિ, નેપોલિયન, બાષ્પ, વીજશક્તિ,
મટી શકે તેવા રોગો માટે તેમના વિઘાતક ઉપચાર,
બાઇબલમાં સેન્ટ જૉને વર્ણવેલો તેમનો મૂર્ખ પ્રલય,
ઝાંઝાક રુસોએ વર્ણવેલું તેમનું પૃથ્વી પર ઊતરેલું બનાવટી સ્વર્ગ...
તેમના શતરંજનાં પાટિયાં પરનાં પ્યાદાંને આપણે ચૂપચાપ નીરખીએ છીએ.
જોકે આપણને તે દેખાય છે ફરીથી ત્રણ ચોરસ બાદ.
[illegible]
[illegible]
[illegible]
નજર મેળવે છે :
તેમની ગણતરી પ્રમાણે ત્યાં તેમને પરિપૂર્ણતા મળશે.

❑

(૮) જાહેરખબર
હું ટ્રેનક્વિલાઈઝર છું.
ઘરમાં અસરકારક છું.
ઑફિસમાં કામે લાગું છું.
હું પરીક્ષામાં બેસી શકું છું,
કોર્ટમાં જુબાની આપવા ઊભો રહી શકું છું.
તૂટેલા કપ સંભાળપૂર્વક સાંધી શકું છું
તમારે માત્ર મને સ્વીકારવો પડશે,
જીભ નીચે પીગળવા દેવો પડશે,
બસ ગળી જાઓ મને
એક ગ્લાસ પાણી સાથે.

હું જાણું છું દુર્ઘટના સમયે કેમ વર્તવું,
દુઃખદ સમાચાર કેમ ઝીલવા.
અન્યાયને નહિવત્ બનાવી શકું છું,
પ્રભુની ગેરહાજરીમાં પ્રકાશ રેડી શકું છું,
તમારા મુખને પ્રભાવિત કરે તેવો જ વિધવાનો બુરખો

પસંદ કરવાની મારામાં આવડત છે.
શેની રાહ જુઓ છો-
મારી રાસાયણિક કરુણામાં વિશ્વાસ રાખો.

તમે તો હજી યુવક/યુવતી છો.
ઉગ્ર પ્રતિભાવોના વળ ઉતારવા હજી સમર્થ છો
કોણે કહ્યું
કે પ્રતિકૂળ સંયોગોના પ્રહાર હડપચી પર ઝીલવા જોઈએ ?

તમારી અગાધ ખીણ મને સોંપી દો.
તેમાં હું ઊંઘનાં ઓશિકાં ગોઠવીશ.
હેમખેમ નીચે પડવા માટે હું તમને ચાર પંજા આપું છું
તેનો તમે આભાર માનશો.

તમારો આત્મા મને વેચો.
અન્ય કોઈ ખરીદનારા નથી.
અન્ય કોઈ શેતાન હવે હયાત નથી.



(૯) શોધ

મને વિશ્વાસ છે મહાન શોધમાં.
વિશ્વાસ છે શોધ કરનારા માનવીમાં.
શોધ કરનારા માનવીના ભયમાં વિશ્વાસ છે.

વિશ્વાસ છે કે એનો ચહેરો ફિક્કો પડશે,
ચીતરી ચડશે, ઠંડા પસીનાથી ઉપલો હોઠ રેબઝેબ થશે.

વિશ્વાસ છે કે તે પોતાની નોંધપોથી બાળી નાખશે,
તેની રાખ થાય ત્યાં સુધી બળવા દેશે,
નાનામાં નાની ચબરખી બાળ્યા વિના રહેશે નહિ.

વિશ્વાસ છે કે આંકડા વીખરાઈ જશે,
અફસોસ વિના વીખરાઈ જશે.

વિશ્વાસ છે કે તે બધું જ ઝડપથી કરશે,
ચોકસાઈપૂર્વક,
સ્વતંત્ર સંકલ્પશક્તિ વડે.

વિશ્વાસ છે કે ગોળીઓના ચૂરેચૂરા થશે,
પ્રવાહી સૌ વહી જશે,
કિરણો ઓલવાઈ જશે.

ખાતરી છે કે બધું ભલું થશે,
કે તે સમયસર આટોપી લેવાશે,
એકે સાક્ષીની હાજરી વિના.

ખાતરી છે કે શું બન્યું'તું તે કોઈને ખબર નહિ પડે,
પત્નીને નહિ, દીવાલને નહિ,
પોતાના ગીતમાં રહસ્ય ખુલ્લું કરી દે એવા પક્ષીને પણ નહિ.

ભાગ લેવાના ઇન્કારમાં હું માનું છું.
ખંડેર થયેલાં વ્યવસાયમાં માનું છું.
ફોકટ ગયેલા કાર્યમગ્ન વર્ષોનાં વર્ષોમાં માનું છું.
કબર સુધી ગુપ્ત રાખેલા રહસ્યમાં માનું છું.

મારે માટે આ શબ્દો સૌ નિયમની પાર ઉડ્ડયન કરે છે
ઉદાહરણોનો ટેકો તે માગતા નથી.
મારી શ્રદ્ધા છે બળવાન, અંધ, આધાર વિનાની.



## (૧૦) એક નાનકડા તારલા તળે

અનિવાર્યતાનું તેને નામ દીધું માટે અકસ્માતની માફી માગું છું.
મારી ભૂલ રખે થઈ હોય –અનિવાર્યતાનીય માફી માગું છું.
સુખ, મહેરબાની કરીને ગુસ્સે થઈશ નહિ કારણકે હું તને મારો હક સમજું છું.
મારાં મૃત પ્રિયજનો, ધીરજ ધરજો ઝાંખાં થતાં સ્મરણો માટે.
કાળની માફી માગું છું જગતના ઘણા વિસ્તારો તરફ દુર્લક્ષ કરવા બાબત.
ગત પ્રેમીઓની માફી માગું છું. હંમેશ અંતિમને પ્રથમ ધાર્યા બાબત.
સુદૂર યુદ્ધો, ઘરે ફૂલો લાવતી રહું છું તેની ક્ષમા કરો.
ખુલ્લા જખમો, ક્ષમા કરો મારી આંગળીને ટોંચું છું તેની.
ઊંડાણોમાંથી જેઓ ક્રંદન કરે છે તેમની માફી માગું છું મારી સંગીતમગ્નતા માટે
સ્ટેશન પરના રાહદારીઓની માફી માગું છું સવારે પાંચ વાગ્યે નિદ્રાગ્રસ્ત હોવા માટે.
મને ક્ષમા કર, ત્રસ્ત આશા, હું કોઈક વાર હસી લઉં છું.
મને ક્ષમા કરો, રેતરણો, હું એક ચમચી જેટલું પાણી લઈને તમારી તરફ
ધસી નથી આવતી.
અને તું બાજપક્ષી, વર્ષાનુવર્ષ અફર, હંમેશ એક જ પીંજરામાં,
તારી નજર અવકાશના એક જ બિંદુ પર સ્થિર,
તારો દેહ ભૂંસાથી ભર્યો હોય તોય મને ક્ષમા કર.
ટેબલના ચાર પગ માટે હણાયેલા ઝાડની માફી માગું છું,
નાના ઉત્તરો માટે મોટા પ્રશ્નોની માફી માગું છું.
સત્ય, મારી તરફ બહુ ધ્યાન દઈશ નહિ.
ગૌરવ, ઉદાર બનજે.
તારા પોશાકમાંથી કોઈક વાર એકાદ તાંતણો ખેંચી લઉં છું તેમ
છતાં હે
આત્મા, હું કોઈક જ વાર તને હાસિલ કરું છું તેમ
હું બધે જ ફરી વળી શકતી નથી તે માટે બધાની મ
હું દરેક સ્ત્રી અને પુરુષનું રૂપ ધારણ કરી શકતી ન

જાણું છું કે જીવનના અંત સુધી મારું સમર્થ
કારણકે હું જાતે જ મારા માર્ગની આડે આવું
વાચા, મનમાં દ્વેષ સેવીશ નહિ કારણકે હું ભા
અને પછી તે હળવા લાગે તે ખાતર ભારે પ્રય



(૯) શોધ

મને વિશ્વાસ છે મહાન શોધમાં.
વિશ્વાસ છે શોધ કરનારા માનવીમાં.
શોધ કરનારા માનવીના ભયમાં વિશ્વાસ છે.

વિશ્વાસ છે કે એનો ચહેરો ફિક્કો પડશે,
ચીતરી ચડશે, ઠંડા પસીનાથી ઉપલો હોઠ રેબઝેબ થશે.

વિશ્વાસ છે કે તે પોતાની નોંધપોથી બાળી નાખશે,
તેની રાખ થાય ત્યાં સુધી બળવા દેશે,
નાનામાં નાની ચબરખી બાળ્યા વિના રહેશે નહિ.

વિશ્વાસ છે કે આંકડા વીખરાઈ જશે,
અફસોસ વિના વીખરાઈ જશે.

વિશ્વાસ છે કે તે બધું જ ઝડપથી કરશે,
ચોકસાઈપૂર્વક,
સ્વતંત્ર સંકલ્પશક્તિ વડે.

વિશ્વાસ છે કે ગોળીઓના ચૂરેચૂરા થશે,
પ્રવાહી સૌ વહી જશે,
કિરણો ઓલવાઈ જશે.

ખાતરી છે કે બધું ભલું થશે,
કે તે સમયસર આટોપી લેવાશે,
એકે સાક્ષીની હાજરી વિના.

ખાતરી છે કે શું બન્યું'તું તે કોઈને ખબર નહિ પડે,
પત્નીને નહિ, દીવાલને નહિ,
પોતાના ગીતમાં રહસ્ય ખુલ્લું કરી દે એવા પક્ષીને પણ નહિ.

ભાગ લેવાના ઇન્કારમાં હું માનું છું.
ખંડેર થયેલાં વ્યવસાયમાં માનું છું.
ફોકટ ગયેલા કાર્યમગ્ન વર્ષોનાં વર્ષોમાં માનું છું.
કબર સુધી ગુપ્ત રાખેલા રહસ્યમાં માનું છું.

મારે માટે આ શબ્દો સૌ નિયમની પાર ઉડ્ડયન કરે છે
ઉદાહરણોનો ટેકો તે માગતા નથી.
મારી શ્રદ્ધા છે બળવાન, અંધ, આધાર વિનાની.

□

## (૧૦) એક નાનકડા તારલા તળે

અનિવાર્યતાનું તેને નામ દીધું માટે અકસ્માતની માફી માગું છું.
મારી ભૂલ રખે થઈ હોય - અનિવાર્યતાનીય માફી માગું છું.
સુખ, મહેરબાની કરીને ગુસ્સે થઈશ નહિ કારણકે હું તને મારો હક સમજું છું.
મારાં મૃત પ્રિયજનો, ધીરજ ધરજો ઝાંખાં થતાં સ્મરણો માટે.
કાળની માફી માગું છું જગતના ઘણા વિસ્તારો તરફ દુર્લક્ષ કરવા બાબત.
ગત પ્રેમીઓની માફી માગું છું. હંમેશ અંતિમને પ્રથમ ધાર્યા બાબત.
સુદૂર યુદ્ધો, ઘરે ફૂલો લાવતી રહું છું તેની ક્ષમા કરો.
ખુલ્લા જખમો, ક્ષમા કરો મારી આંગળીને ટોંચું છું તેની.
ઊંડાણોમાંથી જેઓ ક્રંદન કરે છે તેમની માફી માગું છું મારી સંગીતમગ્નતા માટે
સ્ટેશન પરના રાહદારીઓની માફી માગું છું સવારે પાંચ વાગ્યે નિદ્રાગ્રસ્ત હોવા માટે.
મને ક્ષમા કર, ત્રસ્ત આશા, હું કોઈક વાર હસી લઉં છું.
મને ક્ષમા કરો, રેતરણો, હું એક ચમચી જેટલું પાણી લઈને તમારી તરફ
ધસી નથી આવતી.
અને તું બાજપક્ષી, વર્ષાનુવર્ષ અફર, હંમેશ એક જ પીંજરામાં,
તારી નજર અવકાશના એક જ બિંદુ પર સ્થિર,
તારો દેહ ભૂંસાથી ભર્યો હોય તોય મને ક્ષમા કર.
ટેબલના ચાર પગ માટે હણાયેલા ઝાડની માફી માગું છું,
નાના ઉત્તરો માટે મોટા પ્રશ્નોની માફી માગું છું.
સત્ય, મારી તરફ બહુ ધ્યાન દઈશ નહિ.
ગૌરવ, ઉદાર બનજે.
તારા પોશાકમાંથી કોઈક વાર એકાદ તાંતણો ખેંચી લઉં છું તેમ
છતાં હે અસ્તિત્વના રહસ્ય, મને સહી લે.
આત્મા, હું કોઈક જ વાર તને હાસિલ કરું છું તેમ છતાં ગુસ્સો કરીશ નહિ.
હું બધે જ ફરી વળી શકતી નથી તે માટે બધાની માફી યાચું છું.
હું દરેક સ્ત્રી અને પુરુષનું રૂપ ધારણ કરી શકતી નથી તે માટે
સૌની માફી યાચું છું.
જાણું છું કે જીવનના અંત સુધી મારું સમર્થન શક્ય નથી,
કારણકે હું જાતે જ મારા માર્ગની આડે આવું છું.
વાચા, મનમાં દ્વેષ સેવીશ નહિ કારણકે હું ભારે શબ્દો ઉછીના લઉં છું,
અને પછી તે હળવા લાગે તે ખાતર ભારે પ્રયાસ કરું છું.

□

# આ અંકના કવિઓના સરનામાં

**ચિનુ મોદી 'ઇર્શાદ'**

૧૬, જિતેન્દ્ર પાર્ક સોસાયટી, શંકર આશ્રમ પાસે
અમદાવાદ- ૩૮૦ ૦૦૭.

**તુષાર શુક્લ**

૨૧-એ, સૂર્યોદય કોલોની, સરદાર પટેલ કોલોની પાસે,
નારણપુરા, અમદાવાદ- ૩૮૦ ૦૧૩.

**પન્ના નાયક**

9034, Lykens Lane, Philadelphia,
PA 19128, U. S. A.

**મધુમતી મહેતા**

1468, Sandburg Drive, Schaumburg IL 60173, USA.

**મધુસૂદન પટેલ**

૧૧/૧૩૦, આકાશગંગા એપાર્ટમેન્ટ, પારસનગર પાસે,
સોલા રોડ, નારણપુરા, અમદાવાદ- ૩૮૦ ૦૧૩.

**સુરેન ઠાકર 'મેહુલ'**

એ/૧૦૧, વિરલ એપાર્ટમેન્ટ, ઊસિલ્વાવાડી, બોરીવલી (વેસ્ટ),
મુંબઈ- ૪૦૦ ૧૦૩.

**સૌમ્ય જોશી**

૫૭/૫૨૯, ગ્રીનપાર્ક ફ્લેટ્સ, નારણપુરા, અમદાવાદ-૩૮૦ ૦૧૩.

**સંજય પંડ્યા**

ડી/૧૦૩, કાજરિયા પાર્ક II, ઠાકુર કોમ્પ્લેક્સ, કાંદિવલી (ઇસ્ટ),
મુંબઈ-૪૦૦ ૧૦૧.

**સંદીપ ભાટિયા**

૧૦૨-એ, પાયલ, આશાનગર, વેસ્ટર્ન એક્સપ્રેસ હાઇવે,
બોરીવલી (ઇસ્ટ), મુંબઈ- ૪૦૦ ૦૬૬.

**શીરીન કુડચેડકર**

એમ્પ્રેસ કોર્ટ, મહર્ષિ કર્વે રોડ, મુંબઈ-૪૦૦ ૦૨૦.



# કવિતા

## કવિતારસિકો માટે 'કવિતા'નું અનોખું નજરાણું

## અંક ૨૦૦

★ કવિતાના ૧થી ૧૯૯ અંકમાંથી પસંદ કરેલી કાવ્યકૃતિઓનો વિશિષ્ટ સંચય

★ દરેક કવિની એક જ કૃતિ

★ લગભગ ૨૦૦ પાનાંનો દળદાર અંક

વાર્ષિક લવાજમ ભરનારને આ અંક લવાજમ પેટે મળશે.

**આ અંકની છૂટક કિંમત રૂા. 50**

**દેશમાં વાર્ષિક લવાજમ રૂા. 100**

**Foreign By AIR Rs. 320/-**

-: લખો યા મળો :-

**સર્ક્યુલેશન મેનેજર**

જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ,

ફોર્ટ, મુંબઈ-૪૦૦ ૦૦૧.

કવિતા : ચૈતન્યયાત્રા
તંત્રી : સુરેશ દલાલ
વર્ષ : ૩૪ અંક : ૧ ઑક્ટો-નવે.-૨૦૦૦
સળંગ અંક : ૧૯૯
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ



# કવિતા



ખાસ સૂચના : કોઈ પણ કાવ્ય એક વખત બીજે ક્યાંય છપાયેલું હોય તે ફરીથી મોકલવું નહીં.
અપ્રગટ કાવ્ય જ મોકલવું. પ્રસિદ્ધ થતા લેખોના અભિપ્રાયની જવાબદારી લેખકની છે.
સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.
કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઇનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં

લવાજમ : દેશમાં ૧૦૦/- રૂપિયા, પરદેશમાં સીમેલ રૂ. ૧૯૦/-, ઍરમેલ રૂ. ૩૨૦/-,
આ અંકના રૂપિયા ૩૦/-.
બહાર ગામનું લવાજમ 'SAURASHTRA TRUST'ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટ મોકલવા વિનંતી.
પત્રવ્યવહારનું સરનામું : સર્ક્યુલેશન મૅનેજર, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.T.P. 2870831, FAX NO. 022-2874097
મુદ્રક અને પ્રકાશક : સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ કાર્યાલય, જન્મભૂમિ માર્ગ, કોટ, મુંબઈ-૧.
મુદ્રણ સ્થળ : મે. પ્રીન્ટેજ પ્રા. લિ. સન મિલ કમ્પાઉન્ડ, સન મિલ રોડ, લોઅર પરેલ, મુંબઈ-૪૦૦ ૦૧૩.

KAVITA: REGD. No 16800/67
Registered as a Newspaper
with the Registrar of Newspapers
for India & New Delhi




Everyday I come to You with flowers
and am blessed with a garden.